

શ્રીદયારામકૃત

# કાવ્યમણિમાલા.

## ભાગ ૫ મો.




સંપાદક તથા પ્રકાશક :

નારાયણદાસ પરમાનંદદાસ શાહ

ડભોઈવાળા.

॥ श्रीकृष्णाय नमः ॥

# શ્રીદયારામકૃતકાવ્યમણિમાલા.

## [ભાગ પાંચમો.]

(ગુર્જરસાહિત્યસમ્રાટ્ ભક્ત કવિશ્રી દયારામભાઇએ રચેલા ઉત્તમોત્તમ ભક્તિમાર્ગીય ગ્રંથો અને પદોનો અપ્રસિદ્ધ મહાન્ સંગ્રહ.)

કવિશ્રીના શિષ્યપુત્ર,

**સદ્‌ગત જોષી નાથજીભાઇ ગિરિજાશંકર**

અને 'શુદ્ધાદ્વૈત'ના તંત્રી,

**વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી,**

ઉક્ત વિદ્વાનો પાસે સંશોધન, ટિપ્પણ આદિ તૈયાર કરાવી

પ્રકટકર્તાઃ—

**નારાયણદાસ પરમાનંદદાસ શાહ ડભોઇવાળા.**

પાંજરાપોળમાં નવી ચાલીમાં મુંબાઈ નં. ૪.

સં. ૧૯૮૫. પ્રથમાવૃત્તિ સને ૧૯૨૯.

**મૂલ્ય રૂ. ૧-૧૨-૦.**

## ગ્રંથો મળવાનાં ઠેકાણાં.

નારાયણદાસ પરમાનંદદાસ શાહ ડભોઇવાળા, ઠે. માધવબાગમાં પાંજરાપોળની નવી ચાલી–મુંબઇ.

મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કું. બુકસેલર ઠે. પ્રીન્સેસ સ્ટ્રીટ–મુંબઇ.

જે. એમ. પંડયા એન્ડ કું. બુકસેલર પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઇ

એલ. એમ. ઠક્કર બુકસેલર કાલબાદેવી ,, ,,

નારણજી મુળજી ,, ,, ,,

ચુનીલાલ કૃષ્ણાશંકર ,, ઠે મોટું મંદિર–ત્રીજે ભોઇવાડો–મુંબાઇ

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર ઠે. ત્રણ દરવાજા અમદાવાદ.

લલ્લુભાઇ છગનલાલ દેસાઈ ,, ઠે. રીચીરોડ નં. ૧૧૦ અમદાવાદ

રણછોડલાલ મોતીલાલ ,, ,, ,,

દલસુખભાઈ પરમાનંદદાસ શાહ ઠે. પોસ્ટ પાસે-ડભોઇ (વડોદરા)

શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય નડીઆદ.

ઠા. બેચર મેઘજી ઠે. પુરાબજાર રાજકોટ.

કરસનદાસ નારણદાસ બુકસેલર નાણાવટ સુરત.

દેસાઇ બ્રધર્સ ,, ઠે. ફતેપોર બજાર ભરૂચ.

જીવનલાલ એન્ડ સન્સ બુકસેલર કાલબાદેવી રોડ મુંબાઇ ૨

કીર્તનીઆ ફીકાભાઇ દેસાઇશેરી શ્રીનાથજીનું મંદિર વડોદરા.

ગોપાલદાસ ગિરધરદાસ પરીખ મોટું મંદિર સુરત.

મહાદેવ સાલીગરામ શ્રીનાથદ્વારા.

મકનજી જુઠાભાઈ મુગટવાલા શ્રીનાથજીનું મંદિર વડોદરા

રવજી ભાણજી જોડીઆ બજાર કરાંચી

**આ સિવાય બહારગામના જાણીતા બુકસેલરો.**





मोहमयीस्थ बृहन्मन्दिराधीश्वर गोस्वामी
श्री ६ श्रीगोकुलनाथजी महाराज, मुंबई.

કીનાક્ષ પ્રી, વર્ક્સ.

# અર્પણ !

શ્રીવલ્લભવંશમૌક્તિક વિદ્વદ્‌વૃન્દવંદિતપાદારવિન્દ,
યશોરૂપભગવદ્ધમપ્રકટાવતાર ગોસ્વામી શ્રી
૧૦૮ શ્રીગોકુલનાથજી મહારાજશ્રીના
પુનિત કરકમલમાં—

મહાનુભાવ પરમ ભગવદીય કવિવર શ્રીદયારામભાઇનાં
સર્વસ્વ શ્રીવલ્લભકુલના આપ વાસરમણિ છો,
કવિશ્રીના કાવ્યરસમર્મના જ્ઞાતા અને
પક્ષપાતી છો, પુષ્ટિમાર્ગની વિજય-
ધ્વજા ભારત વર્ષમાં ફરકાવી
રહ્યા છો, તેથી આ ગ્રંથ
અર્પણ કરી કૃતકૃત્ય
થાઉં છું.

દાસાનુદાસ નારાયણદાસ પરમાનંદદાસ ડભોઇવાળાના
સાષ્ટાંગ દંડવત્ પ્રણામ.

# પ્રકાશકના બે બોલ.

શ્રીદયારામકાવ્યમણિમાલાઓમાંની આ પાંચમી માળા, વૈષ્ણવ ભગવદીયોના, શ્રીદયારામભાઇના પ્રેમીઓના, દયારામભાઇના કાવ્યરસના મર્મજ્ઞોના સુશોભિત કંઠમાં અર્પણ કરતાં મારા આનંદનો પાર નથી.

આ મણિમાલાનો પ્રાદુર્ભાવ કેમ થયો તેનું નિવેદન પહેલાંના ભાગોમાં થઈ ગયું છે, છતાં અત્રે સંક્ષેપમાં જણાવવાની રજા લઉં છું. દયારામભાઇના કાવ્યો અને પદોના રસનો સ્વાદ ચખાડનારા મારા પરમ પૂજ્ય ભગવદીય જોષીજી શ્રીનાથજીભાઇ હતા, આ સાહિત્યસેવામાં મને જોડનારા, પ્રેરનારા એ મહાનુભાવી ભગવદ્‌-ભક્ત હતા. જોષીજી એટલે દયારામભાઇના અક્ષરેઅક્ષરોને અમૂલ્ય રત્નો કરતાં વિશેષ સમજીને તેનાથી પોતાના જીવનને શણગારવામાં જ સાર્થકતા માનનારા, અને કવિશ્રીના વાણીમકરંદનું અહર્નિશ પાન કરનારા ભ્રમર, આવા એક ભગવદીયની જ પ્રેરણાથી આ મણિમાલા મોડાંવહેલાં પણ પ્રકટ થાય છે એમ હું માનું છું. કવિશ્રીનાં જીવનપર ગંદા કાદવો ઉછળતાં, કવિશ્રીના અક્ષરદેહ પર જાણ્યે અજાણ્યે નિર્દય પ્રહારો થતા જોઇને જે દુઃખ જોષીજીને થતું, તે તો મારૂં મન જ જાણે છે. તે વર્ણવવાની શક્તિ મારામાં નથી. કવિશ્રીનો આ મહાન્ ગ્રંથભંડાર પ્રકટ કરવો એ કાંઇ મારા જેવા સાધારણ સ્થિતિના માણસથી ન જ બની શકે. છતાં જોષીજીના દૃઢ સંકલ્પથી હું આ કાર્યમાં જોડાયો અને ધીરે ધીરે પાંચ છ ગ્રંથો છેલ્લાં ચૌદ વર્ષોમાં પ્રકટ કરી શક્યો. મારા આ સેવાકાર્યમાં કદરદાન સાક્ષરો તથા ભક્તિમાન્ વૈષ્ણવો તરફથી થોડું ઘણું દ્રવ્યસાહાય્ય પણ મળી ગયું. છપાયલા ગ્રંથોથી અનેક સંસ્કારિ હૃદયો પણ સંતોષાયાં.

વૈષ્ણવ હૃદયોએ તો મારા આ પ્રયાસને શુભ આશીર્વાદો દીધા. શુદ્ધ કાવ્યો અર્થ સાથે છપાતાં કવિશ્રી વિષે જે આંધળો બહેરૂં કૂટાતું હતું તે પણ રોકાયું. દયારામભાઇની અમૃતમય વાણીનો રસાસ્વાદ વિશેષ પ્રમાણમાં જનસમૂહ લેતો થયો. આ વસ્તુસ્થિતિથી સદ્ગત જોષીજીના આત્માને આનંદ થતો અને તેમાં જ મારા તનમન અને ધનના ભોગની સાર્થકતા હતી અને છે.

દિનપ્રતિદિન વિલક્ષણ સમય આવતો જાય છે. આખા જગત્માં સંક્રમણ યુગ બેસી ગયો છે. જનસમૂહ નવી જ દિશમાં ધપી રહ્યો છે. સાહિત્યની પ્રગતિ પણ કોણ જાણે કેવે ખરાબે જઇ અડી છે. આવા વિકટ સમયમાં આવાં ધાર્મિક સાહિત્યનો ઉપયોગ બહોળા પ્રમાણમાં ન થાય એ સહજ જ છે. તેથી જ આ પ્રવૃત્તિ મંદમંદ છે.

આ ભાગ છાપવાનું કામ હાથ ધરે ચાર વર્ષ વીતી ગયાં છે. સં. ૧૯૮૦ ની સાલમાં આ ગ્રંથ છાપવાની તૈયારી કરી હતી. સિદ્ધાંતસાર, ભક્તિવિધાન વગેરે વ્રજભાષાના ગ્રંથો, પદો, તેમજ હરિહરાદિસ્વરૂપતારતમ્ય, ષડ્ઋતુવર્ણન વગેરે ગુજરાતી ગ્રંથો તથા પદો એકઠાં કર્યાં. આમાં ભક્તિવિધાન નામના વ્રજભાષાના મોટા ગ્રંથની ટીકા વિસ્તારપૂર્વક બધાને સમજાય તેવી ટીકા સદ્ગત જોષીજીએ જ લખી આપી અને બીજા ગ્રંથોપર ટિપ્પણ રા. વસંતરામશાસ્ત્રીએ લખ્યું. આ ભાગ છાપવાનો પ્રારંભ પણ થઇ ગયો. પણ ભાઇ વસંતરામ શાસ્ત્રીજીની બહોળી પ્રવૃત્તિથી આ કાય એકદમ ધીમું પડી ગયું.

એટલામાં તો સં. ૧૯૮૧ ના કાર્તિક સુદ ૧૩ ના રોજ આ ગ્રંથમાળાના એક આત્મારૂપ ભગવદીય જોષીજીએ આ લોકનો ત્યાગ કર્યો, મારા પર તો જાણે વીજળી તૂટી પડી. મારા તો લૌકિક અલૌકિક સર્વના સાચા સલાહકાર અને મારા ધાર્મિક જીવનના

ઉત્તરશ્રુવસમા જોષીજી તિરોહિત થતાં હું બેબાકળો થઇ ગયો. હવે શું કરવું તે વિષે કાંઇ ન સુજ્યું. આ નવી પાંચમી મણિમાલા તૈયાર થાય તે જોવા પણ તેઓ રહ્યા નહિ, નવી નવી દિવ્ય માળાઓ રચનાર એ દયારામભાઇના સાહિત્યોદ્યાનના રસમાળી વિના એ બગીચો મને સૂનો ભાસવા માંડ્યો. હવે આ સેવા કોણ કરશે એના વિમાસણમાંથી હજી પણ હું મુક્ત નથી. મારૂં કાર્યક્ષેત્ર પ્રકાશવિનાનું થઇ પડ્યું છે. આ વસ્તુસ્થિતિને વર્ણવવાને મારી પાસે શબ્દો નથી.

જોષીજી માટે હવે હું શું કરૂં? તેમનું ઋણ ડભોઇના વૈષ્ણવો તેમ જ ગુજરાતનો વૈષ્ણવ સમૂહ તથા દયારામભાઇનો સાહિત્ય રસજ્ઞો અદા કરી શકે તેમ નથી તો હું કોણ? માત્ર એ મારા પરમ માનનીય ભગવદીયનું ચિત્ર તથા ચરિત્ર આ ભાગમાં છાપીનેજ વિરમું છું. આ ચરિત્ર લખવા માટે જોષીજીના મારા જેવા એક સેવક શ્રીયુત ગોવિંદલાલ છોટાલાલ વાડીઆવાળાએ (હાલ નસવાડીના દીવાને) જે શ્રમ લીધો છે, તેમનો આભાર માનું છું. ભવિષ્યમાં જોષીજીનું જીવનચરિત્ર ઘણા જ વિસ્તારથી આલેખીને પ્રકટ કરવાની અમારી બન્નેની ઇચ્છા છે.

જોષીજીએ કવિશ્રીનું ઘણું સાહિત્ય મને ઉતારીને છાપવા માટે આપ્યું છે. વળી કવિશ્રીનાં જીવનના પ્રસંગો પણ લખી આપ્યા છે. તેમણે આપેલા કાવ્યસાહિત્યમાંથી પાંચ ભાગ પ્રકટ થયા અને બીજા પ્રભુઇચ્છાથી પ્રકટ થશે. કવિશ્રીનાં જીવન ચરિત્ર વિષે એક ભાગ પ્રકટ થઇ ગયો છે. બીજો આંતર જીવનનો ભાગ સદ્ગત શ્રીયુત તેનીવાળા તથા ભગવદીય પ્રો. જેઠાલાલભાઇ પાસે તૈયાર કરાવ્યો છે. આ સાહિત્ય પણ પ્રકટ કરવાની અભિલાષા છે. સદ્ગત જોષીજી આ બધું પ્રકટ થયલું જોવા અહીં રહ્યા નહિ, પણ તેમના આશીર્વાદથી અને વૈષ્ણવોની કૃપાથી આ બધું કાર્ય સિદ્ધ થશે.

આ ભાગમાં છપાયલા શ્રીકૃષ્ણસ્તવનામૃત ગ્રંથની થોડીક અપૂર્ણ કડીઓ પૂરી ઉતારી લેવા માટે રા. રા. જોષીજી છગનલાલ-ભાઇને ઘણા વિનવ્યા પણ આખરે હું ફલીભૂત થયો નહિ. જોષી છગનલાલને પ્રભુ સદ્‌બુદ્ધિનું દાન કરીને, તેમની પાસેના કવિશ્રીના સાહિત્યને પ્રકટ કરવાની શક્તિનો ઉપયોગ કરવા પ્રેરો '

વળી આ ભાગમાં કવિવર દયારામભાઈનું ત્રિરંગી ચિત્ર મોટું ખર્ચ કરીને છાપી શામેલ કર્યું છે. આ ચિત્રથી વાચકો ઘણા જ પ્રસન્ન થશે. પ્રાચીન સત્ય ચિત્ર આજ છે.

આ ગ્રંથ મુંબાઇના બૃહન્મંદિરાધીશ્વર ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીગોકુલનાથજી મહારાજના પવિત્ર કરકમળમાં સાદર સમર્પિત કર્યો છે. આપ શ્રી દયારામભાઈના કાવ્યોના એક ઉત્તમ મર્મજ્ઞ તેમ જ પક્ષપાતી છે.

અમદાવાદના સુપ્રસિદ્ધ આગેવાન ધનાઢ્ય નાગરિક શેઠ શ્રી મંગળદાસ ગિરિધરદાસ પારેખ, કે જેઓ કવિશ્રીના કાવ્યના અભ્યાસી છે અને અમુક પદોનો તો નિત્ય પાઠ કરનારા છે, તેમણે આ ભાગને રૂા. ૧૦૧) પુસ્તકો લઇને આર્થિક સહાયતા આપવાનું જણાવી જે સહાયતા આપી છે, તેની ઉપકાર સાથે નોંધ લઉં છું.

સદ્‌ગત શેઠજીના વૃદ્ધ પિતાશ્રી શેઠ ગિરિધરદાસ પારેખે તો કવિ શ્રીદયારામભાઇનાં દર્શન કરેલાં અને કવિશ્રીના પદો ભક્તિભાવથી તેઓ નિત્ય ગાતા હતા. આજ સંસ્કારો શેઠ શ્રી મંગળદાસભાઇએ પણ સાચવી રાખ્યા છે, ખીલવ્યા છે જાણીને આનંદ થાય છે. શેઠ શ્રી મંગળદાસભાઇ કવિશ્રીના હજુ અપ્રસિદ્ધ રહેલા સાહિત્યને સંગીન મદદ કરે તો ઘણોજ લાભ થાય. આશા છે કે પ્રભુ એમને આ પુણ્યકાર્યમાં જરૂર પ્રેરશે.

મુંબાઇવાળા જાણીતા **ભગવદીય શેઠ કાળાભાઇ મૂળજીએ** અણુભાષ્યનો ગુજરાતી તરજુમો છાપવા માટે **સાતસો રૂપીઆની** રકમ આપેલી હતી. આની વ્યવસ્થા વૈષ્ણવપરિષદના બાહોશ મંત્રીઓ અને મુંબઇમાં સંપ્રદાયની સામયિક ચળવળ કરી જાગૃતિ લાવી રહેલા વૈષ્ણવો ભાઇ ત્રીકમદાસ ચકુભાઇ તથા શેઠ નારણજી દયાળભાઇ કરે છે. હાલ તેમની પાસે ઉપર જણાવેલા સાતસો રૂપીઆમાંથી છસો રૂપીઆ છે. તેમકે તેટલી રકમ અણુભાષ્યના વેચાણમાંથી ઉપજી હતી. આ રકમમાંથી આ ગ્રંથમાળાની **બસો નકલો પ્રચારાર્થ** પડતર ભાવે તેમણે ખરીદી છે, માટે તેમનો અહીં આભાર માનું છું.

આ ગ્રંથના મુદ્રણ વગેરે પર દેખરેખ રાખવા માટે કવિશ્રી દયારામભાઇના કાવ્યોના ખાસ અભ્યાસી તથા તેમની કીર્તિને માટે સતત પ્રયત્ન કરનાર પ્રસિદ્ધ શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડના તંત્રી, શાસ્ત્રી વસંતરામભાઇનો પ્રયત્ન પણ અહીં સ્મરૂં છું. ઉપરાંત મુદ્રણ દોષને ક્ષંતવ્ય ગણીને, તેને સુધારીને વાચકો આ ગ્રંથનું મનન કરશે એવી વિનતિ કરીને વિરમું છું.

આ ગ્રંથના ૨૦ ફરમા છપાવવા હતા. ધાર્યા કરતાં ફરમા ૨૫ ઉપરાંત થઇ ગયા, ને અડધી પ્રતોને કાચું બાઇન્ડિંગ કરવાનું હતું તે પાકું બાઇન્ડિંગ કરાવ્યું ને કીંમત રૂ. ૨) રાખવાની હતી પણ તેનો વિશેષ પ્રચાર થાય તે માટે ઘટાડીને કીંમત રૂ. ૧-૧૨-૦ રાખી છે.

માઘ વદી ૭<br>
શ્રીનાથજીનો પાટોત્સવ.<br>
સંવત્ ૧૯૮૫<br>
અમદાવાદ.

**નારાયણદાસ પરમાનંદદાસ શાહ,**<br>
ડભોઇવાળાના વાંચકોને<br>
ભગવત્સ્મરણ.



ધાર્મિક સાહિત્યના ઉત્તેજક ગોલોકવાસી

**શેઠશ્રી ચીમનલાલ મોતીલાલ શામળબહેચરવાળા.**

**જન્મ**—શરદપૂનમ સં. ૧૯૨૫   **અવસાન**—ચૈત્ર વદ ૮ સં. ૧૯૮૩

ફીનીક્ષ પ્રી. વર્કસ.

# સદ્ગત શેઠશ્રી ચીમનલાલભાઈ.

વડોદરા—અમદાવાદ તથા આખા ગુજરાતમાં શેઠ શામળ બહેચર નામે પ્રખ્યાત વૈષ્ણવ ધનાઢ્ય ખાનદાન કુલીન કુલમાં સદ્ગત શેઠ ચીમનલાલભાઇનો જન્મ અમદાવાદમાં સંવત્ ૧૯૨૫ માં શરદ્ પૂર્ણિમાને સ્મરણીય દિવસે થયો હતો. ભારત વર્ષની કરોડો સંખ્યાની ધાર્મિક પ્રજાના મહોત્સવના એક સુમંગલ દિવસે ઉચ્ચ ખાનદાનમાં જન્મ થવો એ કોઇ પૂર્ણ સંસ્કારી દૈવી જીવનાં જ પ્રકટ લક્ષણ ગણાય. ખચિત જ, જન્મસમયનું આ શુભ લક્ષણ શેઠ શ્રી ચીમનલાલભાઇનાં સંપૂર્ણ જીવનમાં છેક છેલ્લે સુધી વિકાસી રહ્યું હતું.

એમના કુલની પ્રખ્યાતિનાં કારણરૂપ થોડોએક ઇતિહાસ દૃષ્ટિ-ગોચર કરી લઇએ. જેમના નામથી આખું કુલ સેંકડો વરસ સુધી પ્રખ્યાતિ ભોગવી રહ્યું હતું, તે શેઠ શામળદાસનો જન્મ અમદાવાદમાં દોઢસો વરસ પહેલાં થયો હતો. તેમની સ્થિતિ તે વખતે સાધારણ હતી. ઉમર લાયક થતાં તેઓ એક પેઢીના ગુમાસ્તા તરીકે રહ્યા હતા. પણ તેમનો સાહસિક સ્વભાવ, મહત્ત્વાકાંક્ષા, પૂર્વજન્મો-પાર્જીત તેજોબલ આમ ખૂણે ઢાંકી ન જ મૂકે એ સ્વાભાવિક છે. રેલ્વે વગેરે કાંઇ પણ સાધનો ન છતાં શેઠ શામળદાસે મુંબઇ જવા ભયાનક સાહસ ખેડયું અને કોઇને પણ કહ્યા વિના વ્યાપારાર્થે મુંબાઈ તરફ રવાના થઇ ગયા. રસ્તામાં તેઓ વડોદરામાં રોકાયા. સગાંવહાલાંઓએ તેમની શોધ ખોળ કરી મૂકી, અને છેવટે આ સાહસિક નરને વડોદરામાં પકડી પાડયા. તેમને ઘણા સમજાવ્યાં કે

ઘેર ચાલો, સંતોષ માની લો, પણ શેઠ તો એકના બે થયા જ નહિ. આખરે શેઠ પોતાનાં સગાંવહાલાંઓનું માન રાખવા મુંબાઈ જવાનું માંડી વાળીને વડોદરામાંજ રહ્યા અને ભાગ્યબળ અજમાવવા માટે તૈયાર થયા. વડોદરામાં રહીને તેમણે ધીરધારનો ધંધો શરૂ કરી દીધો. એમનો ભાગ્યોદય અહીંજ સર્જાયો હતો, તેથી ખૂબ ફાવ્યા અને અઢળક ધનસંપત્તિ પ્રાપ્ત કરી. એ અશાંતિભર્યા રાજકીય યુગમાં રાજના મદદગાર થઇ પડયા. લાખો રૂપીઆ તેમણે ધીર્યા અને રાજે પણ તેમની કદર કરી. રાજ તરફથી ઇનામી ગામો, પાલખી, છત્ર, ચામર, છડી, મસાલ વગેરે રાજચિહ્નો પણ મલ્યાં. આ પ્રમાણે પૂર્વના એક રાજયોગી વ્યાપારી મટી રાજ-પદવી પામ્યા. ત્યાર બાદ વડોદરા રાજ્ય અને અંગ્રેજી રાજ્યની સંધિ થતાં શેઠ શામળદાસનો દરજ્જો ઘણો જ વધ્યો અને આખર સુધી રાજસેવા કરી સંપત્તિ મેળવી, વર્ષો સુધી પોતાનું નામ યાદગાર બનાવી શેઠજીએ આ લોકનો ત્યાગ કર્યો.

ઉપર જણાવ્યા મુજબ એ પ્રખ્યાત કુલમાં આપણા શેઠ ચીમનલાલભાઇનો જન્મ થયો હતો. એમના પિતાનું નામ મોતી-લાલ ભાઇ હતું. શેઠ મોતીલાલ ભાઇ વડોદરા રેસીડેન્સીનું તીજોરી-માતું સંભાળતા હતા. આ વખતે વડોદરા સરકાર મલ્હારરાવની તીક્ષ્ણ નજર તેમના તરફ થઇ હતી તેથી તેમનાં માલમીલ્કત બધાં રાજે જપ્ત કર્યાં હતાં અને વડોદરા છોડીને તેમને અમદાવાદ આવવું પડયું હતું. આ વખતે શેઠ ચીમનલાલભાઇ માત્ર ત્રણ વરસના હતા. આ રાજકીય આપત્તિ સહન કરવામાં શેઠ ચીમન-લાલભાઇનાં દૈવી સંપત્તિવાળા પરમ ભગવદીય માતુશ્રીએ જે મનો-બળ બતાવ્યું હતું, તેનું તો વર્ણન જ ન થઇ શકે. સંસારમાં

ખરડાયલાં હૃદયો તો આવા સમયે ચૂર્ણ જ થઇ જાય, પણ દૈવી હૃદયો આવા સંકટોનો ભાર ફુલની પેઠે ઉપાડી લે છે. શરદ પૂર્ણિમાના મંગળમય દિવસે જન્મ પામેલા શેઠ ચીમનલાલભાઇની દિવ્ય હૃદયભૂમિકામાં વૈષ્ણવ માતાના સંસ્કારરૂપ બીજોએ તો એક નંદનવનથીએ અધિક વ્રજવન બનાવી દીધું હતું જેમાં વનમાળી પ્રભુ શ્રીકૃષ્ણ અહર્નિશ બિરાજતા હતા. ઉપર જણાવેલી આપત્તિ પણ કાંઇ બહુ ટકી નહિ, કારણ કે રાજા બદલાઇ જતાં શેઠજીને થયેલો અન્યાય થોડે ઘણે અંશે દૂર થઇ ગયો. ફરીને આ પેઢીની પ્રતિષ્ઠા રાજમાં સ્થપાઇ ગઇ.

શેઠ ચીમનલાલભાઇએ મેટ્રીક ઉપરાંત થોડીક કોલેજની પણ કેળવણી પણ લીધી હતી. પોતાની પેઢીનો વહીવટ, ગામગરાસનો વહીવટ ઉપરાંત સયાજી મીલ્સનો વહીવટ વગેરે ઘણી પ્રવૃત્તિમાં તેઓ રોકાયા હતા. આ બધામાં તેમણે સાર્વજનિક હિતાર્થ પ્રવૃત્તિ પણ વિસારી મૂકી ન હતી. જેમ રાજાને ઉત્તમ સલાહ આપીને તેમનો સ્નેહ મેળવ્યો તેમ પ્રજાના હિતનાં કાર્યોમાં પણ આગળ પડતો ભાગ લઇને તેઓ લોકમાન્ય બન્યા હતા. આ તો થઇ તેમની સાર્વજનિક વ્યાવહારિક જીંદગીની સામાન્ય રૂપ રેખા.

ધાર્મિક જીવનમાં તેઓ ચુસ્ત પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ હતા. શ્રી વલ્લભકુલના સર્વ બાળકો તરફ તેમની અસાધારણ શ્રદ્ધા હતી. દરરોજ તેઓ ભગવત્સેવામાં ચાર પાંચ કલાક ગાળતા હતા. છેલ્લું જીવન તો તેમનું દિવ્ય સંપત્તિઓ સંગ્રહવા જ વીત્યું હતું. પુષ્ટિમાર્ગની સામયિક પ્રવૃત્તિમાં તેમનો ફાળો ઘણો હતો. સાંપ્રદાયિક સાહિત્યના ઉત્તેજનાર્થ તેઓ ઉદારતાથી સહાયતા અર્પતા હતા.

અત્યારે પ્રકટ થતાં ગુજરાતી સાંપ્રદાયિક સાહિત્યને તેઓ પોષતા હતા. ગ્રંથો વાંચતા, મનન પણ કરતા હતા.

તેઓનું શરીર એક વખત વ્યાધિગ્રસ્ત થયું હતું. ત્યારે આ ગ્રંથમાળાના ભાગો તેમણે વાંચવા માંડ્યા હતા. કવિ શ્રી દયારામભાઈની મર્મભેદી અનુભવમય વાણીએ તેમના સ્નેહાર્દ્ર હૃદયમાં ઘણી જ અસર પેદા કરી હતી. એ ગ્રંથો એમના અલૌકિક સાધનમાં મદદગાર થઇ ગઇ પડ્યા હતા. તે પરથી વડોદરાના સ્ટેશન પર વસંતરામ શાસ્ત્રી સાથે અચાનક ભેટો થતાં, તેમણે કહ્યું કે, કવિશ્રીના બીજા કોઈ અપ્રસિદ્ધ ગ્રંથો હોય તો હું ઉત્તેજન આપીશ. પણ આ ગ્રંથ પ્રકટ થાય તે પહેલાં તો તેઓએ આ લોકનો ત્યાગ કરી દીધો. પ્રભુ એમના દિવ્ય આત્માને અખંડ આનંદમાં મગ્ન રાખો એમ ઇચ્છીએ છીએ.

સદ્‌ગત શેઠ ચીમનલાલભાઇના ગોલોકવાસ પછી તેમના સુયોગ્ય પુત્રો શેઠ ટોડરમલ તથા શેઠ ડાહ્યાભાઈ પોતાના પિતાશ્રીના પુનિત પંથે પ્રયાણ કરીને સંપ્રદાયની સેવામાં કટિબદ્ધ રહે છે. સદ્‌ગત શેઠના પરલોકવાસ પછી પણ આ ગ્રંથને તેમણે રૂ. ૧૫૦)ની મદદ કરી છે.

અહીં એ બન્ને સંસ્કારી, ભગવદ્‌ભક્તિપરાયણ સદ્‌ગૃહસ્થોનો આભાર માનીને વિરમું છું.

પ્રકાશક.



ભગવદ્ધર્મપરાયણ શેઠ શ્રી બાલાભાઈ દામોદરદાસ

પ્રમુખ, "શ્રીપુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભા."

કોનીક્ષ પ્રો. વર્ક્સ.

# ધર્મપરાયણ શેઠશ્રી બાલાભાઇ.

લાખોની સંખ્યા ધરાવતા પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ સંપ્રદાયમાં કોઈ-કજ સ્થળ એવું હશે કે જ્યાં શેઠ બાલાભાઈની સંપ્રદાયસેવાના ગુણાનુવાદો નહિ ગુંજ્યા હોય. શેઠ બાલાભાઇનો જન્મ અમદાવાદમાં સં. ૧૯૧૪ માં આસો વદ ત્રીજના રોજ થયો હતો. તેમના પિતાશ્રી તો મુનીમગીરી કરતા હતા. ઘરની સ્થિતિ મધ્યમજ હતી. પણ સાહસિકતા, કેળવણી, વ્યાપારી કુનેહ વગેરેથી શેઠ બાલાભાઇએ મોટા મોટા વ્યાપારો ખેડીને, સાહસ કરીને ધનસંપત્તિ સંપાદન કરી છે. એમની હાલની જાહોજલાલી કર્તવ્યનિષ્ઠા, વ્યાપારમાં તીક્ષ્ણ બુદ્ધિ તથા વ્યાવહારિક કુશળતાને આભારી છે. દ્રવ્યસંપાદન કર્યા પછી, લક્ષ્મીના મદમાં ન તણાતાં શેઠજીએ અતિશ્રદ્ધાપૂર્વક સંપ્રદાયસેવામાં પોતાનાં દૈવી દ્રવ્યનો ઘણા બહોળાં પ્રમાણમાં વિનિયોગ કર્યો છે. દીનતાપૂર્વક વૈષ્ણવોનો સત્સંગ, શ્રીવલ્લભકુલમાં અખંડ ભાવભક્તિ, ગુરુગૃહની સેવામાં ધન વ્યય ઉપરાંત જાત મહેનત કરવામાં શેઠજીએ પોતાનાં જીવનની સાર્થકતા સાધી છે. અમદાવાદનું મોટું મંદિર, કે જે અત્યારે આખા હીંદુસ્થાનના સાંપ્રદાયિક મંદિરમાં સુંદર ગણાવા લાગ્યું છે, તે આખું શેઠજીની બારીક નજર નીચે બંધાયું છે. આ મંદિર બાંધવામાં ધનસેવા ઉપરાંત જાતિ દેખરેખ રાખવામાં શેઠજીનો પરિશ્રમ ઘણોજ છે. તે ઉપરાંત શ્રીપુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભા સ્થાપવામાં તેના પ્રમુખ તરીકે અગ્રગી બનીને શેઠ બાલાભાઇએ નવીન ઉછરતા વૈષ્ણવ વર્ગ ઉપર મહાન્ ઉપકાર કર્યો છે. આ મહાસભા સ્થપાયા પછી તેના કાર્યનો પડઘો આખા ગુજરાતમાં પડ્યો અને ઠેર ઠેર સંપ્રદાયના ગ્રંથોનું વાચન શરૂ

થઇ ગયું. અમદાવાદના જાહેર વૈષ્ણવ જીવનમાં શેઠ ભાલાભાઇનું સ્થાન ચિરસ્મરણીય રહેશે. આ ઉપરાંત સાર્વજનિક ધર્મકાર્યોમાં પણ ઉદારતાપૂર્વક જે સહાયતા શેઠજી તરફથી આપવામાં આવે છે, તે પણ વિસરાય તેમ નથી.

આ ગ્રંથમાળાનો આ પાંચમો ભાગ શેઠજીને બતાવતાં, ઘણાજ ઉત્સાહથી તેમણે સહાયતા આપવાનું કબૂલી લીધું. દયારામભાઈના કાવ્યોનો પરિચય શેઠજીને થોડો નથી. કવિશ્રીના કાવ્યોજ પોતે વૈષ્ણવો પાસે ગવરાવે છે અને આદરપૂર્વક સાંભળે છે. કવિના છપાયલા અને અપ્રસિદ્ધ ગ્રંથો મેળવીને તેઓ વાંચે છે. તેઓશ્રીએ રૂ. ૧૫૦) ઉત્તેજન આપ્યું છે. અત્રે તેમની આ સહાયતા માટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનીને વિરમું છું.

# પ્રકાશયુગ.

હિમકરની શુભ્ર જ્યોત્સ્ના-તરંગિણીમાં સ્નાન કર્યા પછી જેમ તમસ્વિની પણ રમણીય અને કાંતિમતી બની જાય છે, તેમ કવિશ્રીના નિષ્કલંક અક્ષરદેહના પરમાહ્લાદક કિરણોના પ્રકાશ પછી કવિશ્રીની કીર્તિલતા, ગુર્જર સાહિત્યની અધિષ્ઠાત્રી શુભ્રવસના સરસ્વતી સાથે અભિન્ન બનીને પ્રકાશી રહે તો આશ્ચર્ય શું? કંઈ નહિ. આ આલંકારિક ભાષા નથી, પણ વસ્તુસ્થિતિ છે.

આજથી પંદર વર્ષ પહેલાં શી સ્થિતિ હતી? કવિશ્રીની પવિત્ર જીવનધારામાં કેવા ગંદા પદાર્થો વહેવરાવવામાં આવતા હતા? એ નિર્મલ રસસરિતામાં કેવા ભયાનક ઓળાઓ ડોકીયાં કરતા હતા? ગુર્જર સાહિત્યના એ 'રસ-મેઘ'ની ઘટાને વિખેરી નાખવાને તૈયાર બનેલા તૃણાવર્તસમા એ સાક્ષરી વંટોળીઆનું સ્મરણ કરતાંએ ત્રાસ છૂટે છે. પરાત્પર રસેશ પ્રભુની રસવાહિની શ્રીસરસ્વતીની વીણાને હૃદયવીણા બનાવીને મધુર મંદ સ્વરે રસગાન કરી રહેલા કવીશ્વરના મધુરરસપૂરિત સંગીતને ઢાંકવાને 'ઘુઘુઘુઘુ'ના કર્ણકટુ અને હૃદયને કંપાવનાર ભીષણ ધ્વનિ કરતા સાક્ષર-કૌશિકોને હજુ કોઇ વિસરી ગયું નથી જ.

પણ સત્ય તે સત્ય જ છે. તે કદી છાબડે ઢંકાયું સાંભળ્યું નથી! કવિવરનો રસસિદ્ધ ભાવ આખરે સ્વપ્રકાશ ફેલાવી રહ્યો છે. ગુર્જર સાહિત્યના નભોમંડળમાં તેનું સર્વાધિક ઉચ્ચ સ્થાન લેશ પણ ડોલ્યું નથી કવિશ્રીના એ સ્થાનપર વિરાજી રહેલા યશોદેહ પર લેશ પણ લાંછન લાગ્યું નથી. કવિવરના દિવ્ય કીર્તિદેહને કલંકિત કરનારા પોતે જ કલંકિત થયા છે, અથવા તો કલંકિતોના વિચાર

પ્રવાહમાં તેમણે પોતાના નિર્મલ હૃદયને વહેવા દીધું છે. એ વાતના પુરાવાની હવે ભાગ્યેજ જરૂર હોય.

પંદર વર્ષ પહેલાંના કહેવાતા સાક્ષરીય પુસ્તકોમાં કવિચિત્ર કેવું હતું ? કવિશ્રીના ખાસ શિષ્યો તો એની સામું જોઇને પાપપંકથી ખરડાવા ઇચ્છતા જ નહિ. ભક્તોના હૃદયોમાં તો એ ચિત્ર સૂલ માફક ખટકતું હતું. સદ્ગત સાક્ષર ગોવર્ધનરામભાઇ તથા કવિ સવિતાનારાયણ જેવા તટસ્થ વિચારકોએ તો એ બેડોળ ચિત્રને મિટાવીને કવિશ્રીના એક નવીન જ રમ્ય ચિત્રને આલેખવા માંડ્યું હતું. એવી રીતે એ મહાન્ કવિના અક્ષરદેહનું સ્વરૂપ સમજવાના પ્રામાણિક પ્રયાસો પ્રારંભાયા હતા.

આ યુગમાં ડભોઇમાંના કવિશ્રીના પરમ વૈષ્ણવ શિષ્યપૌત્ર સદ્ગત જોષીજી નાથજીભાઇએ આ ગ્રંથમાળા પ્રકટ કરવાનો મનોરથ કર્યો. જોષીજી નાથજીભાઇ એટલે કવિશ્રીની અલૌકિક વાણીરૂપ આભરણોથી પોતાના સૂક્ષ્મદેહને શણગારનાર કહો કે અહર્નિશ કવિવાણીના રસવિલાસમાંજ મસ્ત. જોષીજી નાથજીભાઇએ હૃદયને કઠોર બનાવીને વિરોધીઓનું સાહિત્ય એકઠું કર્યું અને તે વાચ્યું. જોષીજી નાથજીભાઇનું હૃદય જો માત્ર બ્રાહ્મણ હૃદય જ હોત તો તેમાં જરૂર દુર્વાસાનો આવિર્ભાવ થઇ ગયો હોત અને કૃત્યારાક્ષસીનો જન્મ પણ થયો હોત. જોષીજી બ્રાહ્મણ છતાં ભક્ત હતા, કેવળ બ્રાહ્મણ કરતાં ઘણાજ ઉચ્ચ સ્થાને બિરાજતા હતા. એ વિરોધિ સાહિત્યના લેખકો અને પ્રચારકોપર તેમને દયા આવતી. એ કહેવાતા સાક્ષરોની પામરતા સામે ભક્ત હૃદયવાળા જોષીજી વાગ્બાણો તો નજ છોડી શકે. ઉપરાંત જોષીજીને એક વસ્તુસ્થિતિ પણ સ્ફુરવા લાગી હતી. જોષીજીને જણાયું હતું કે, છેલ્લી વિધર્મી રાજસત્તા સ્થપાયા પછીથી તેનું સાર્વત્રિક

અનુકરણ દેશમાં પ્રસરતું હતું. પાશ્ચાત્યપ્રજાએ જેમ પોતાના દેશના કવિઓનો ઇતિહાસ તથા કાવ્યસંગ્રહ એકઠો કર્યો છે તેમ આપણા ગુર્જર સાહિત્યમાં કેમ ન બને? આ હેતુથીજ પાશ્ચાત્ય કેલવણીમાં મુગ્ધ બનેલા અને આ દેશના રીતરીવાજો તરફ કાંઇક સૂગ ધરાવવા લાગી ગયલા સાક્ષર વર્ગે ગુર્જર સાહિત્યના પ્રાચીન કવિઓના અક્ષરદેહો શણગારવા માંડયા હતા. આ કાર્યના તેઓ કેટલા અધિકારી હતા તે જો તપાસીએ તો નિરાશા વિના બીજું કાંઇ પણ નજ પરિણામે. સાક્ષરો પશ્ચિમમુગ્ધ 'સુધારક' રહ્યા, તેમને "જૂના વિચારના" વર્ગ તરફથી થોડો પણ સહકાર પ્રાપ્ત થાય તે તદ્દન અસંભવિત હતું. આ સુધારક સાક્ષરોની સૂગનો પડઘો "જૂના વિચારો" વાળાં હૃદયમાં કાંઈ જુદો જ પડયો. કવિશ્રીનું સાહિત્ય, કવિશ્રીનું શુદ્ધ ચિત્ર, કવિશ્રીનાં જીવનની રૂપરેખા એ બધુ જૂના વિચારવાળાઓની તિજોરીમાં ગુપ્ત હતું. 'સુધારક સાક્ષરો' આ અમૂલ્ય વસ્તુ લઇને તેની ખાનાખરાબી કરી નાખશે એવી દહેશતથી જૂના વિચારવાળાઓએ સાક્ષરોને મુદ્દલે સહાયતા આપી નહિ. જનસમૂહમાં કવિશ્રી કવિ તરીકે પૂજ્ય ન હતા, પણ એક પરમ ભગવદીય તરીકે. હજારો ભકતો કવિશ્રીનાં દર્શન વિના અન્નજલ લેતા નહતા. આથી ભકતોના જ સર્વસ્વરૂપ કવિ હતા. ભકતોના દ્વેષીઓ કયા સમયમાં નથી થયા? નરસિંહ મહેતાને નિંદવામાં નાગર બ્રાહ્મણોએ થોડા પણ મણા રાખી છે? કવિશ્રીના પણ દ્વેષીઓ હતા જ. ભર્તૃહરિ આવા નિષ્કારણ અદેખાઓ માટે 'માનવરાક્ષસ' શબ્દ પણ તુચ્છ માને છે. આવા લોકોએ આપણા સુધારક સાક્ષરોને માહીતી આપી તેના પર સાક્ષરોએ કલ્પનાના ઘોડાઓ દોડાવી માર્યા. આવા યત્નોથી કવિચિત્ર કેવું બને? વસ્તુતઃ કવિચિત્ર તો કવિવાણીમાં જ ઝળકી

રહેલું હોય. તેમાં પણ કવિશ્રી દયારામભાઈ એકલા કવિ નહિ, પણ ભક્ત છે. ભક્તવાણી એટલે નિખાલસ દીલનો સ્પષ્ટ એકરાર. **मनस्यन्यवद् वचस्यन्यत्** નો પાઠ આવા નિઃસ્પૃહ ભક્તો કેમ ભણે? દુન્યવી રાજાઓના યશોગાન માટે મળતી હજારોની જાગીરને લાત મારનાર કવિશ્રી દયારામભાઇ શા માટે બસૂરા સૂર કાઢે? તેથીજ તેમની વાણીમાં તેમનું શુદ્ધ ચિત્ર પ્રકાશી રહ્યું છે. આ ચિત્રનાં દર્શનનો, તેનું પ્રતિબિંબ ઝીલવાનો અધિકાર એ પશ્ચિમરંગરંજિત હૃદયને નથી. આ દેશમાં અસ્તિત્વ ધરાવતા કોઇ આદર્શ પુરુષની છબી આલેખવાનું કામ પાંચ હજાર માઇલ દૂર રહેતા એક કુશળ વિદેશીને આપણે આપીએ, એ વ્યક્તિનો ફોટોગ્રાફ ન મોકલીએ, માત્ર તેના જીવનાદર્શો, ભાવનાઓ તે પણ વિરોધિ નજરે લખી મોકલીએ તો તે ચિત્રકાર કેવું બેડોલ ચિત્ર આલેખે? આજ દૃષ્ટાંત અહીં લાગુ પડે છે. ભક્ત કવિઓના જીવનાદર્શો તેમના અક્ષર દેહમાં મૂર્તિમત્ સ્વરૂપે હોય છે, એમને હૃદયતરંગ રંગથી ચિતરી મારવા એ એક ઘોર અન્યાય છે. આ વસ્તુસ્થિતિ જોષીજીએ અનુભવી હતી.

હવે જોષીજી સાક્ષરો સામે તીક્ષ્ણ મોરચા માંડે ખરા? કદિ નહિ જ. જોષીજીએ તો એ વિરોધિ સાહિત્યોમાંથી ભૂલાભટકયાઓના હૃદયોદ્‌ગારો તારવી લીધા. તેનો ઉલ્લેખ પણ ન કરતાં કવિશ્રીનું નીતિ–ભક્તિ–ચારિત્ર્યપૂર્ણ જીવન આલેખવા માટે અનેક સબલ પુરાવા એકઠા કર્યા. કવિશ્રીના અપ્રસિદ્ધ ગ્રંથોનો મહાન્ સંગ્રહ કર્યો. પ્રસિદ્ધ ગ્રંથો અને પદો અનેક પ્રાચીન પ્રતો મેળવી સુધાર્યા, કવિશ્રીની વાણી સમજવા માટે ખૂબ પ્રયત્ન કરી, પરોપકાર બુદ્ધિએ તેનાપર ટીકાઓ લખી. પોતાના વ્યવસાયમાંથી પણ સમય કાઢીને

રાત્રિદિવસ કવિવરના સુંદર ચિત્રનાં પ્રકાશનમાં જ તેમણે પોતાનો તનમનધનનો વિનિયોગ કર્યો. જોષીજીના આ પ્રયાસે આધુનિક વિદ્વાનોને આકર્ષી લીધા. કવિશ્રીના સર્વસ્વરૂપ પુષ્ટિમાર્ગના સાક્ષર વૈષ્ણવોએ નાથજીભાઈની સેવામાં યથાશક્તિ સહાયતા અર્પી. મંદ-મંદ પ્રગતિએ કવિશ્રીનું નિર્મળ ચરિત્ર અને કવિશ્રીની રસવાહિની વાણી; એ બધાં પ્રકટ થવા માંડયા. જોષીજીના હાર્દ આનંદનો પાર પણ ન રહ્યો. તેમણે તો સ્વપ્રયાસની કૃતકૃત્યતા અનુભવી લીધી.

જોષીજીના ભગીરથ પ્રયત્ને ગુજરાતી સાહિત્યમાં નવા યુગનાં મંડાણ કર્યાં. સબળ પુરાવાપાણું ચરિત્ર તથા શુદ્ધ ગ્રંથો પ્રકટ થતાં જ સંસ્કારી સાક્ષરોના હૃદયમાં કવિશ્રીનું શુદ્ધ સ્વરૂપ પ્રતિબિંબિત થયું. આથી પેલું જૂનું બેડોળ ચિત્ર ભુંસાઈ જાય એ સ્વાભાવિક છે. કવિશ્રી તરફ આદરભાવ વધ્યો. જુના યુગમાં થયલો પૂર્વજ સાક્ષરો તરફનો અન્યાય ધોવા આધુનિક સાક્ષરોએ લેખિની ઉઠાવી. સ્થલે સ્થલે કવિ તથા ભક્તની દૃષ્ટિએ, મુખ્ય તો ભકત દૃષ્ટિએ કવિશ્રીના જન્મદિવસો ઉજવાયા. આ પ્રસંગે સાક્ષર વર્ગે મોટી સંખ્યામાં હાજરી આપીને કવિશ્રીનાં યશોગાન ગાયાં. કવિશ્રીના સાક્ષર દેહને પ્રણત હૃદયે પુષ્પાંજલી અર્પી. જોષીજીનું મનોરથરૂપ વૃક્ષ આ રીતે ખૂબ ફાલ્યું, ફલ્યું. જોષીજીએ એ બધું અનુભવી લીધું. એ એમનાં બડભાગીપણાંની પરાકાષ્ઠા છે.

પંદર વર્ષના પ્રયાસને અંતે ધીમે ધીમે પ્રકાશયુગ પ્રસરવા લાગ્યો. એટલામાં દીપાવલીમહોત્સવને શુભ ટાંકણે 'પ્રણયનો (!) જવાળામુખી' એકદમ ફાટયો! જાણે સૂર્યનો પ્રકાશ તેને અસહ્ય નહિ થઈ પડયો હોય! આ જવાળામુખીએ કવિશ્રીના રમણીય મહામંદિરને ભૂમિના ગર્ભમાં પેસાડવા માટે આસ્માનજમીન એક

કરવા માંડયા. કવિવરના ભવ્ય મહામંદિરની સજાવટ તેનાથી સંખાઇ નહિ. તેને તો હવે એમજ થયું કે એ ઇમારતજ હું નેસ્તનાબુદ કરી નાંખું ! ભવિષ્યમાં પણ કોઇ તેનાથી આકર્ષાય નહિ. પામર બીચારો 'પ્રણયનો જ્વાળામુખી !' એને કયાં ખબર છે કે તેના જેવા અસંખ્યાત વિસુવીયીઓ ફાટે તો પણ એ દિવ્ય ભવનની કાંકરી પણ ખરે તેમ નથી. ચાલો, હવે આપણે એ શબ્દજાળ છોડી દઇએ. મૂળ વાત પર આવીએ.

ઉત્ક્રમણયુગમાં સાહિત્યમાં ઉત્ક્રમણ કરવાના ધમપછાડા કરી રહેલા રા. મુનશી કન્હૈયાલાલજીએ એક લેખ લખ્યો છે. એ લેખમાં કવિશ્રીને ભકત કવિ તરીકે ન આલેખતાં એક 'પ્રણયી' તરીકે, અર્થાત્ વિષયાવિષ્ટ કવિરૂપે ચિતરી મારવાનું સાહસ કર્યું છે. સુધારકોએ તો પૂર્વકાળમાં કવિશ્રીને ભકત કવિ તરીકે કબૂલીને, કવિશ્રીની કહેવાતી કલ્પિત અનીતિ વખોડીને નીતિનો દંભ ભજવ્યો અને રા. મુનશીજીએ તો કવિશ્રીને અનીતિમાન્ કલ્પીને, અનીતિ તો એક માનવ હૃદયનું એક મહાલક્ષણ છે એવાં વિધાનો આલેખ્યાં. હદ થઇ ગઇ. રા. મુનશીજીની દૃષ્ટિએ જગતમાં અનીતિ, બેશરમી, નફટાઇ એ બધું માનવ હૃદયનું વિશુદ્ધ લક્ષણ જ છે એમ સાબીત થયું છે. આ દૃષ્ટિએ જોતાં મીરાંબાઇ કે નરસિંહ મહેતા અરે તેથી પણ વિશેષ તો જગતના કવિમાત્ર 'વિષયી'–'પ્રણયી'જ દેખાય એમાં આશ્ચર્ય નથી.

કવિશ્રીના સ્થૂલ દેહનું શુદ્ધ ચિત્ર પ્રકટ થયું, સબળ પુરાવાવાળું ચરિત્ર બહાર પડયું, શુદ્ધ કાવ્યો તથા કવિવરના સ્વહસ્તે લખાયલા સાફ દીલના એકરારો જાહેરમાં આવ્યા, એ બધાને કલમને એક જ ગોદે રા. મુનશી ઉડાવી દે છે. જેમ કાઉન્સીલના

પ્રજાકીય સભાસદોએ પસાર કરેલા ઠરાવને ગવર્નર કે વાઇસરોય છેકી નાખે છે તેમ ! કવિશ્રી બહુ જૂના કાળમાં થયા નથી. તેમનાં દર્શન કરનારા હજી મોજૂદ છે ! તેમની જન્મપત્રી તથા વર્ષફળ પણ અસ્તિત્વ ધરાવે છે. આ પુરાવાપરથી સાબીત થયું છે કે કવિશ્રી સં. ૧૮૩૩ માં પ્રકટ થયા. સાક્ષરશ્રી કેશવલાલભાઇએ એ વાતને કવિશ્રીના કાવ્યોમાંથી સબળ પુરાવો આપી મજબૂત બનાવી. ત્યારે હવે રા. મુનશી પહેલાંના સુધારકોને પગલે ચાલીને સં. ૧૮૨૩ છાપી મારે છે ! જાણી જોઇને સત્યનું ખૂન કરવાનો રા. મુનશીનો આ 'તલસાટ' મંગલાચરણમાંજ તરવરી રહ્યો છે.

રા. મુનશીએ ભારતીય કાવ્યસાહિત્યનો લેશ પણ અભ્યાસ કર્યો જણાતો નથી. ફ્રાન્સના વ્યભિચાર અને વિષયોને ઉત્તેજિત કરનારા સાહિત્યોનું મનન કરીને તેમણે ગુજરાતીમાં એ સાહિત્યનાં પડઘા પાડવાને યત્ન કર્યો છે, તેમાંનો શતાંશ પણ યત્ન આ દેશના સાહિત્યના અભ્યાસમાં કીધો નથી. તેથી અંત્ર કાવ્ય સાહિત્યની ઉત્પત્તિ વિષે થોડોક વિચાર કરીશું.

દુનીયાનું પ્રાચીનમાં પ્રાચીન સાહિત્ય વેદ છે. દુન્યવી પદાર્થોમાં મુગ્ધ બનીને એક ઇન્સાન ઇશ્વરને ભૂલી જાય, તેના માહાત્મ્યને દેખતાં છતાં જુએ નહિ, કેવલ વિષયોના 'તલસાટ'માં તલસી રહે, તેની આંખો ઉઘાડવા માટે, તેને સત્યદર્શન કરાવવા માટે કાવ્ય સાહિત્યનો આવિર્ભાવ છે. વેદ, ગીતા, ઉપનિષદો, એ બધાંનાં પ્રાકટ્યનો હેતુ માત્ર વિષયવિમુખતા સંપાદન કરવાનો છે. જે વખતે આર્યાવર્તના નિવાસીઓના તનમનનો સંપૂર્ણ વિકાસ હતો તે વખતે ઉક્ત સાહિત્યો ઉદ્ભવ્યાં હતાં. ત્યાર બાદ શક્તિ ક્ષીણ થતાં મહર્ષિ વાલ્મીકી અને ભગવાન્ વેદવ્યાસે સરલમાં સરલ ભાષામાં

કાવ્ય સાહિત્ય યોજ્યું. આ સાહિત્ય પણ મનુષ્યને પ્રભુ તરફ જ લઇ જાય છે, પ્રણયના જ્વાળામુખીને ફાટવા દેતું નથી. તે પછી શક્તિ વધુ ક્ષીણ થતાં કાલિદાસાદિ કવિઓએ કાવ્યો લખ્યાં. આ કાવ્યોગાં દુન્યવી તત્ત્વ વધારે પ્રમાણમાં ઘુસી ગયું, તે પછી તો દિનપ્રતિદિન કેવળ લૌકિક વિષયોનાંજ સાહિત્યો લખાયાં. પશ્ચિમમાં તો તેનું જ પ્રાધાન્ય છે. ત્યાંનું વાતાવરણ દુનીઆપારના પદાર્થો જોવામાં વિઘ્નરૂપ છે. તેથીજ ત્યાં તો દુન્યવી સાહિત્યજ ખીલ્યું છે! આ દેશમાં પણ દુન્યવી સાહિત્ય અતિશય ખેડાતાં, મનોવિકાસ રોકાઇ જતાં, શારીરિક દુર્બળતાનો પ્રસાર થતાં દયાળુ મહર્ષિતુલ્ય ભક્તોએ નીચે પડેલી પ્રજાને ઉંચે લાવવા માટે તેમના લૌકિક ભાવને અલૌકિકમાં ભેળવી દેવા માટે, સંયમ અને નીતિના માર્ગે લાવવા માટે, દુન્યવી પ્રણયરૂપ જહરથી બચવા માટે દિવ્ય ભક્તિ સાહિત્ય પ્રકટ કર્યું.

જગતમાં બધાં હૃદયો એકસરખાં હોતાં નથી. કોઈ હૃદયો કર્મની કડાકૂટમાં પડેલાં હોય છે, તેમને માટે કર્મમાર્ગીય સાહિત્ય-ભંડારો ખુલ્લા છે. કોઇ હૃદયો જ્ઞાનમાં જ ગોથાં ખાવાનું પસંદ કરે છે, તેમને માટે તેવા સાહિત્યસમુદ્રો ઘુઘવી રહ્યા છે. કેટલાંક હૃદયો સ્નેહાર્દ્ર હોય છે, તે આ જગત તરફ નિષ્ઠુર બનવા ચાહતાં નથી. આવાં હૃદયો માટે ભક્તિમાર્ગ છે. આવાં સ્નેહાર્દ્ર હૃદયો માટે જો ભક્તિમાર્ગ ન હોત તો તેઓ દુન્યવી વિષયોમાં લદબદ થઇને જગતને ભયંકર થઇ પડત, પશુવૃત્તિ ફેલાત. તેનો એક ચીતાર રા. મુનશી પોતાના ‘ વેરની વસુલાત ’ નામના પુસ્તકમાં આપે છે. રઘુભાઇ નામે એક મુસદ્દા માણુસ પોતાના વિધવા મિત્રપત્ની સામે એકાંત અવસ્થાનો લાભ લઇને કેવા નરપશુ બને છે તેનો જોશદાર ભાષામાં ચિતાર રા. મુનશી આ પ્રમાણે આપે છે:—

"દાવાનળ વિફર્યો—રઘુભાઇને તેણે ગુંગળાવ્યા. તેને સમજ પડી નહિ. "ગુણવંતી, ગુણવંતી" એમ નસેનસ ગુંજવા લાગી......તેમની આંખમાં **જાનવરી તેજ** ભાસતું હતું....દુનિયામાં આવાં જાનવરો માણસને નામે ઓળખાય છે, પંકાય છે."

રા. મુનશી રઘુભાઇને રાક્ષસ કહે છે. શામાટે? શું આ તેનો પ્રણયજ્વાળામુખી નથી? શું આ માનવહૃદયનો 'તલસાટ' નથી? રા. મુનશી એને રાક્ષસ કેમ કહે છે? એને જાનવર તરીકે કેમ ઓળખાવે છે?

પણ ભૂલ્યો, ઉક્ત વાર્તાના લેખક રા. મુનશી તો ઇ. સ. **૧૯૧૯** ના મુનશી હતા. એ રા. મુનશી હવે આ જગતમાં નથી. આ મુનશી તો ફ્રેન્ચ પોલીશ મુનશી છે. એટલે રાક્ષસી અને જાનવરી તેજ હવે 'પ્રણય'માં પરિણમ્યાં છે, અને માનવહૃદયના વિકાસમાં કારણ બન્યાં છે!

જલની ગતિ હંમેશાં નીચે જાય છે, તેમ ઇન્સાનની મનોવૃત્તિ હંમેશાં નીચેજ સરકે છે. આમ જોશભેર અવનતિના ભયાનક ખાડા તરફ ધસતી મનોવૃત્તિને ઉન્નતમાર્ગે લાવવા માટેજ ઋષિમહર્ષિ અને સંતમહંતોના પ્રયાસો હોય છે. આ મનોવૃત્તિઓ જ્ઞાનના પહાડો ઉભા કરવાથી નહિ રોકાય તેમ કર્મમાર્ગના મજબૂત દુર્ગો પણ તેને નહિ અટકાવી શકે. તેને વાળવા માટે કોમળમાં કોમળ ઇલાજ જોઇએ અને તે માત્ર એક ભક્તિમાર્ગ છે.

ઉપનિષદોમાં ઇંદ્રિયોને ઘોડારૂપે વર્ણવે છે, એ ઘોડા પણ તોફાનીમાં તોફાની સમજવા. એક ઘોડાને વશ કરતાં ધોળે દહાડે તારા દેખાય તો પછી અગીઆર ઇંદ્રિયાશ્વોપર સવાર થયલું માણસ કેવી

સ્થિતિમાં આવી પડે ? અશ્વોને બે રીતે વશ કરી શકાય. એક તો તેને ભૂખેથી રીબાવીને કે ધોકા લઇને ફરીવળીને, આ એક આકરો ઉપાય છે, જેને આપણે કર્મજ્ઞાનમાર્ગના કપરા ઉપાયો તરીકે કહીશું. બીજો ઉપાય પ્રેમનો છે. ધીમે ધીમે પ્રેમથી તેનાપર કાબૂ મેળવીએ. આ ઉપાય ભક્તિમાર્ગનો છે. ભક્તિમાર્ગ માનવ-હૃદયના વિકાસને રોકતો નથી. ભક્તિમાર્ગ દુનિયાનો નાશ કરવા સૂચવતો નથી. ભક્તિમાર્ગ કહે છે કે, આ જગત્ પ્રભુરૂપ છે, દરેક પદાર્થ, પ્રાણિમાત્રમાં પ્રભુ બિરાજે છે એમ સમજીને તમારા હૃદયોના ભાવોનો વિકાસ કરો અને આખરે એ સર્વ ભાવોનો પ્રવાહ છેવટે આનંદના મહાસાગરરૂપ પ્રભુમાં મળી જાય તેમ વર્તો. આજ દષ્ટિએ ભક્તોનું જીવન જોવાનું છે. એઓ બાહ્ય નજરે જગત્‌નો ત્યાગ નથી કરતા, પણ હૃદયથી તો આ જગત્‌ના પાર રહેલા પ્રભુમાં જ તેમનો અનુરાગ હોય છે. એમની વાણીમાં જણાતી લૌકિક ભાષા અથવા ભાવો પણ જગન્મોહમાં પડેલાઓને ઉંચે લઇ જવા માટે જ ઉદ્દ્ભવે છે.

રા. મુનશી દયારામભાઇના ‘ઉર્મિઓના પ્રચંડ નાદ’ થી બહેરા થઇ ગયા લાગે છે ! પણ તેમને ભાન નથી કે, જેને તમે કવિશ્રીના ‘પ્રચંડ નાદ’ કહો છો તે કોઇ ‘લંપટ વિષયી બદમાશો’ ના હૃદયધ્વનિ નથી. જો તમને પ્રભુએ નેત્ર આપ્યાં હોય તો એક ક્ષણમાં જ જોઇ શકો છો કે, એ નાદ પ્રાતઃસ્મરણીય મહાનુભાવ શ્રીસૂરદાસ, પરમાનંદદાસ આદિ વ્રજભાષાના મહાકવિઓના પ્રતિ-ધ્વનિ છે કે, જે મહાકવિઓનાં જીવન ત્યાગ અને વૈરાગ્યના મૂર્તિમત્ આદર્શને ખડા કરી દેતાં હતાં. એ મહાન્ કવિઓના ભાવોનોજ વિસ્તાર કવિશ્રીની વાણીમાં છે. તેથીજ કવિવાણીમાં સખાભાવ ઉતર્યો

છે, રા. મુનશી એને "સ્ત્રૈણનો અંશ" કહે છે! ધન્ય છે! સ્ત્રૈણ એટલે માવડીઆ, માયકાંકલા, તેનો અંશ ભક્ત કવિઓમાં, પ્રભો! હદ થઇ ગઇ. ગુર્જરસાહિત્યસરસ્વતીને ભાલા ભોંકનાર આવા પારધિઓથી બચાવ રા. મુનશીને ભાન નથી કે સ્ત્રૈણ અંશ ધરાવનાર વડોદરાના મહારાજાના રાજકવિની હજારો રૂપીઆની આવકવાળી પદવીને ઠોકરે મારે ખરો કે?

રા. મુનશીએ કલ્પનાના ઘોડા ઘોડાવીને, કવિશ્રીના જે જીવન પ્રસંગો ચિતર્યા છે તે બધા હડહડતાં જુઠાણાંરૂપ છે. એ બધાનો જવાબ મજબૂત પુરાવા સાથે અપાઇ ગયો છે. ભક્ત કવિશ્રીના વિરોધીઓએ જે બસૂરા સૂર અલાપ્યા તેજ સૂરોને રા. મુનશી પંચમસ્વરમાં ગાઈ રહ્યા છે. આનો જવાબ શું? માત્ર નીચેની કહેવત યાદ આવે છે:—

"કથન કહું સુણ કૂકડા! તુજ હિત કારણ આજ,
તારે તત્પર નવ થવું, રત્ન પરીક્ષા કાજ."

નરસિંહ અને દયારામની તુલનામાં રા. મુનશીએ ખરેખરી ઝક્કડ બાધી છે. એ બન્ને મહાકવિઓને વિચારોમાં અને ભાવોમાં એકદમ અળગા કરી નાખવા એ પ્રાણ અને દેહને છુટા પાડવા જેવું નિર્દયકૃત્ય છે. નરસિંહ મહેતાનું તે સમયનું પ્રાચીન ચિત્ર કિસનગઢમાં મોજૂદ છે. તેમાં મહેતાજી અનેક સ્ત્રીભક્તો સાથે નૃત્ય કરી રહેલા છે. સ્ત્રીઓના કંઠમાં તેમના હાથ છે. કારણકે, મહેતાનું સ્ત્રીહૃદય હતું, તેમની દૃષ્ટિમાં સ્ત્રીપુરુષના ભેદ ન હતા. અલબત્ત, સ્ત્રીને 'જંજાળી' લેખે છે, પણ તે કયી સ્ત્રી? કેવળ દુન્યવી વિષયોમાં ડૂબી રહેલી કોઈ પામર સ્ત્રી. ચૈતન્યસંપ્રદાયી આચાર્ય સ્ત્રીઓ તરફ

જોતા ન હતા, પણ મીરાંબાઇ જેવી ભક્ત સ્ત્રીએ તેમની પાસે ચરણ પકડાવ્યા. પશ્ચિમના પશુમય ભાવોમાં મોહમુગ્ધ બનેલા રા. મુનશીને આ દિવ્ય વસ્તુ આ જન્મે તો શું પણ લાખ જન્મે દેખાય તોએ ભાગ્ય! પુરુષદેહમાં સ્ત્રીહૃદય હોતુંજ નથી. જો હોય તોજ આવા ભક્તોને જોઇ શકે. સ્ત્રીહૃદયવાળા ભક્તોજ પ્રભુ તરફ અસ્ખલિત પ્રેમપ્રવાહ વહેવરાવી શકે છે. ભક્ત કવિઓને જેટલો અણગમો એક દુન્યવી સ્ત્રી તરફ હોય તેટલોજ તિરસ્કાર એક લૌકિક પુરુષ તરફ હોય છે. તેથીજ સ્ત્રીસંગનો તિરસ્કાર તેમજ દુર્જનસંગનો પણ તિરસ્કાર તેમની વાણીમાં છે.

રા. મુનશી કહે છે કે, ભક્ત કવિઓમાં દીનતા હોય, દયારામમાં દીનતા નથી. આના જેવી એક પણ તોપ કોઇએ સાંભળી નહિ હોય! દયારામનું કોઇ પદ એવું નથી કે જેમાં દીનતા ન ઝળકે! અરે, આજ ગ્રંથમાં કવિશ્રીનો 'વિજ્ઞપ્તિવિલાસ' ગ્રંથ વાંચી જુઓ. હું તો કહું છું નરસિંહવાણીમાં પણ એવી દીનતા નથી. પણ રા. મુનશી દીનતા સમજ્યા નથી. દીનતા એટલે ગમે તેની પાસે આજીજી કરવી, કાકલુદી કરવી, ખુશામદ કરવી, એ દીનતા નથી. એ તો હૃદયની નબળાઈ, કાયરપણું, પામરતા છે. ભક્ત હૃદય સ્ત્રીહૃદય છે. સૌભાગ્યવતી પતિવ્રતા સ્ત્રીને સૌભાગ્યમદ હોય છે, તે પતિપરાયણ થઇ પતિસંબંધ ધરાવનારનો આદર કરે, પણ સેવા, ખીદમતગારી તો પતિનીજ કરે, બીજાની સામું જુએ પણ નહિ. આજ ભાવના કવિના "એક વર્યો ગોપીજનવલ્લભ" એ પદમાં છે. આ સરળ ભાવના પણ રા. મુનશી સમજી શકયા નથી. ભક્ત કવિઓ તો દીનમાં દીન હોય છે, પણ તેમની દીનતા પ્રભુના ચરણમાં નિવેદાય છે, નહિ કે લૌકિક જગતને ચરણે. તેથીજ પરમ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ બાબુ ભારતેન્દુ હરિશ્ચંદ્ર કહે છે કેઃ—

પૂજિ હોં દેવી ન દેવ કોઉ કિન વેદ પુરાનહુ ઉંચે પુકારો,
કાહુ સોં કામ કછુ નહિ મોહી સબે અપની અપનીકો સમ્હારો;
હોં બનિહોં કે નસાઇ હો યાસોં યહ પ્રનહે **હરિચંદ** હમારો,
માનિ હોં એક ગુપાલહીકો નહીં **ઓરકે બાપકો યામેં ઇજારો.**

ભકત હૃદયનો આ સોભાગ્યમદ છે. રા. મુનશીજી! જડવાદમાં ડૂબેલા વિદેશીઓને ચરણે નમતાં શીખ્યા, કદી ભકતોને ચરણે શિર નમાવ્યું છે? કદિ વાર્તાલાપનું સુખ મેળવ્યું છે? દીનતાની પરીક્ષા કરવા પહેલાં તમે દીન બની કદિ ભકતોને અવલોકયા છે? શબ્દોની ફેંકાફેંક શેની કરો છો? તમારી આ જાળ આ પ્રકાશયુગમાં કોઇને પણ ફસાવી શકે તેમ નથી એ ખાતરીથી માનજો.

છેવટે એક વાત કહી દેવી રહી. ભકતોએ જે શૃંગાર ગાયો છે, તે વાચીને રા. મુનશી જેવા લહેરી સાક્ષરો તનમનાટ કરવા માંડે છે। તેઓ પોતાનુંજ પ્રતિબિંબ એ પ્રાતઃસ્મરણીય પવિત્ર મહાત્માઓનાં પરમપુનિત જીવનમાં ભાળે છે. આમાં કાંઇ આશ્ચર્ય નથી. કવિશ્રી પોતેજ કહે છે:—

"કામળ કેરી કાળાશ સોમણ સાબુથી નવ જાય,
શ્વાનની પુંછડી થાય ના સુધી કરે કોટિ ઉપાય
જેને કાજે જે સરજ્યા છે, તે તેમાં લોભાય,
પરાપૂર્વથી પ્રભુના છે તે તો પ્રભુ તણા ગુણ ગાય;
દયો દુષ્ટને ડાબા મૂકી, ભજે તે શ્રી વ્રજરાય."

ભકત કવિના ભક્તિરસને લૌકિક પ્રણય કહેવો, તેમને દંભી માનવા, ભક્તિના બખ્તર નીચે છુપાયલા વિષયી કહેવા એ લેખકની અને કહેનારનીજ મનોદશાનો ચિતાર બતાવે છે. બાકી ભકત કવિ-

એનો શૃંગાર તે દુન્યવી પ્રણય નહિ. હાડમાંસ ચામના શરીરપરનો મિથ્યા મોહ નહિ, પણ એક અવિનાશી, પરાત્પર વિશ્વનિયંતાના રસેશ સ્વરૂપપરનો અવિચળ પ્રેમ છે. કવિશ્રી કહે છે કેઃ—

એ પ્રેમ પરમ આનંદરસરે, રખે **વિષય રસ** સમ આણે,
એમાં શુક મુનિ ને શિવ છાકયારે, તે શું કામી જન જાણે?

આનાથી વિશેષ સ્પષ્ટીકરણ શું હોઇ શકે? છતાં ભકત કવિઓ પર ગમે તેવા આક્ષેપો મૂકવા એ કયી જાતની પ્રામાણિકતા? કયી જાતનો ન્યાય? રા. મુનશીની આ પામરતા તરફ મને તો દયાજ આવે છે. પ્રભુ એમને સદ્બુદ્ધિનું દાન કરે.

આ ગ્રંથસંગ્રહ વિષે ગ્રંથપરિચયમાં જે વકતવ્ય હતું તે બધું મેં કહી દીધું છે, તેથી અહીં પિષ્ટપેષણની જરૂર નથી.

આ ગ્રંથસંગ્રહમાં કવિશ્રીનું રંગીન ચિત્ર છે, તેજ પ્રામાણિક અસલ ચિત્ર છે. જોષીજી છગનભાઇએ પ્રકટ કરેલું ચિત્ર કૃત્રિમ છે એટલુંજ નહિ, પણ તેની કલમ પણ તદ્દન હલકી છે. કવિશ્રીના કે તેમાં બિરાજતા શ્રીગોસ્વામિબાલકનાં સ્વરૂપનો સુંદર ખ્યાલ તે નથી આપતું. આવું ચિત્ર પ્રકટ ન થયું હોત તો સારૂં.

શ્રીનાથપાટોત્સવ
સં. ૧૯૮૫



વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.

# પ્રેમરસયાચના.

## ગરબી, પદ ૨૭ મું.

પાઓ પ્રેમરસ પ્રાણજીવન રે, દીન થઇને જાચું રે;
મુક્તિમાર્ગીને આપજો જ્ઞાન રે, હું તો નવ રાચું રે.

રીઝે રાબડી થકી ગરીબ લોક રે, ભોગીને નવ ભાવેરે,
**અમો છું રાજના ખાસા ખવાસ,** એ મુક્તિ મન ન આવેરે. ૨

નિત્ય નિરખીએ શ્રીનટવરરૂપ રે, હોંસ હૈયામાંથી રે,
મન માન્યું મળે સહુ સુખ રે, તે એકતામાં કયાંથી રે. ૩

દિવ્યરૂપ છો સદા સાકાર રે, આનંદના રાશિરે,
બોલે અનુચિત માયિક મુગ્ધ રે, તે નરકનિવાસી રે. ૪

દુષ્ટ જીવને કહે છે બ્રહ્મ રે, બ્રહ્મ જીવ લેખે રે,
તે છતે સ્વામીએ સોહાગિણીનું સુખ, એ સ્વપ્ને ન દેખે રે. ૫

આપ સ્વામી સદા હું દાસ રે, એ નાતો નિભાવો રે,
રુચે આપને કરો તેવી ટેવ રે, અન્ય રખે ભાવો રે. ૬

વિના લાલચનું લાલ મને વહાલ રે, અચલિત આપો રે,
વિષયવાસના પ્રપંચની પ્રીત રે, શ્રીકૃષ્ણ મારી કાપો રે. ૭

અનન્ય સેવા અખંડ સત્સંગ રે, મનોહર માગું રે,
**દયાપ્રીતમજી** આપો મને એહ રે, પાયે લળી લાગું રે. ૮

અખંડભૂમંડલાચાર્ય શ્રીભગવદ્દનાનલાવતાર જગતના તારણહાર પ્રભુ શ્રીવલ્લભાચાર્યજી મહાપ્રભુજીના દિવ્ય સિદ્ધાંતોની નિડરપણે ચર્ચા કરતું

**અદ્વિતીય માસિક**

# શુદ્ધાદ્વૈત.

વાર્ષિક લવાજમ ( ટપાલ ખર્ચ સાથે ) **માત્ર બે રૂપીઆ.**

શુદ્ધાદ્વૈત વેદાંતના તત્ત્વો સરલ અને અસરકારક ભાષામાં જાણવાં હોય, ઉત્તમોત્તમ રહસ્યથી ભરપૂર સાંપ્રદાયિક સંસ્કૃત ગ્રંથરત્નોનું સ્વરૂપ સરલ ગુજરાતી ભાષામાં જાણવાની મરજી થતી હોય, એકડેએકથી અભ્યાસ શરૂ કરીને તે ઠેઠ મહાન સિદ્ધાંત ગ્રંથો સુધી પહોંચવાની ઇચ્છા ઉદ્ભવતી હોય, શ્રીગોકુલેશપ્રભુ, શ્રીહરિરાયમહાપ્રભુ આદિ મહાનુભાવોનાં વચનામૃતોનું પાન કરવા તલસી રહ્યા હો તો એકદમ આ માસિકના ગ્રાહક બનો. દરેક માસિકમાં એક સુંદર સાંપ્રદાયિક વાર્તા આવે છે. ટૂંકમાં આવું માસિક સંપ્રદાયમાં પહેલુંજ એમ સમજી લેશોજી.

તંત્રી અને પ્રકાશકઃ

**વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.**

રાજામહેતાની પોળ—અમદાવાદ.



ભક્ત કવિ શ્રી દયારામભાઇના શિષ્યપુત્ર.

જોશી છોટાલાલ (નાથજીભાઇ) ગિરિજાશંકર (ડભોઇ).

જન્મ:- ગોલોકવાસ:-

સં. ૧૯૨૫ ના વૈશાખ સુદી ૪. સં. ૧૯૮૧ ના કાર્તિક સુદી ૧૩

# सद्गत जोषी नाथजीभाई.

પ્રભુમય ઓત પ્રોત જીવન હોય, ભગવદ્ભાવપૂરિત હૃદય હોય સર્વ સ્થળે પ્રભુની ઝાંખી થતી હોય, અને ઉચ્ચ ભૂમિકા ઉપર વિહરતા હોય તેવા પ્રભુના ભક્તોનાં જીવનચરિત્રમાંથી જનસમાજને અવશ્ય લાભજ થાય છે. અને તેવા હેતુથીજ આ પ્રયાસ થયો છે.

જ્યારે એ પરમ ભગવદીય શ્રીહરિશરણ થયા ત્યાર પછી થોડાક વખતે હું ત્યાં ગયેલો તે વખતે મને આ ભાવના સ્ફુરી હતી, પણ લૌકિક કાર્યોનું દબાણ અને આવું લખવાનો અભ્યાસ નહિ તેથી તથા કાંઇક આળસમાં નવ માસ જેટલો સમય લખવામાં વ્યતીત થઇ ગયો, તોપણ પરમ કૃપાળુ પ્રભુની કૃપાથી આજે આ કાર્ય શરૂ કર્યું. આ ભગવદ્ભક્તનું સંપૂર્ણ જીવનચરિત્ર લખવામાં આવે તો મોટો ગ્રંથ થાય અને કેટલાકોને અતિશયોક્તિ લાગે. મારા જીવનમાં તેઓશ્રીના પ્રસંગના જે અનુભવો છે તે પણ પુસ્તકમાં મૂકી શકાય તેમ નથી. તે પ્રમાણે અન્યના ઘણા અનુભવો છે. આ કાર્ય કોઇ સંસ્કારી વૈષ્ણવ લેખકના હાથે કે કોઇ ભાષાનિષ્ણાત શાસ્ત્રીના હાથે થયું હોત તો વધારે સુંદર થાત. પરમ વૈષ્ણવ ભાઈ શ્રીનારાયણદાસે તેમની પાસેના પત્રો મોકલી આપ્યા છે, તથા વારંવાર ઉઘરાણી કરીને મ્હારા જેવા આળસુને ઉત્તેજિત કરવા માટે આભાર માનું છું. વૈષ્ણવો આનો સદુપયોગ કરશે તો પ્રયત્ન સફળ થયો માનીશ.

શ્રીકૃષ્ણજયંતી<br>સં. ૧૯૮૧<br>મુ. વાડીઆ.



લી. સેવક<br>ગોવિંદલાલ છોટાલાલના<br>જય શ્રીકૃષ્ણ

## (૧) દર્શન.

ડભોઈમાં શેઠ ફળીઆ પાસે રસ્તાપરના એક નાનકડા ઘરમાં વૈષ્ણવોની ઠઠ જામી હતી, કેટલાએ નવા આવતા હતા, અને અંદરના બહાર નીકળી જતા હતા. પ્રભુનામસ્મરણની ધૂન ચાલી રહી હતી, સર્વના મુખ ઉપર ગભરાટની છાયા હતી. શું હશે? એ સ્વાભાવિક પ્રશ્ન થતો હતો. અંદર એક સાધારણ પણ સ્વચ્છ શય્યા ઉપર કૃશ શરીર દૃષ્ટિગોચર થતું હતું. અહોહો! મુખ ઉપર શો દિવ્ય પ્રકાશ? તેજપ્રભાયુક્ત મુખ જોતાં તો હૃદયમાં કાંઈક અવનવા ભાવ ઉત્પન્ન થતા હતા. ઊર્ધ્વપુંડ્ર તિલક મધ્યે છાપાં ધારણ કરેલાં કંઠમાં તુલસીની માળા, સ્કંધ ઉપર ઉપવીત, દિવ્ય તેજોમય ચક્ષુ, નિયમિત ગતિથી ચાલતા અધરૌષ્ઠ, માળા ફરતી હોય તેમ હાલતી હાથની આંગળીઓ, ક્વચિત્ ક્વચિત્ પ્રભુનામસ્મરણનો ધ્વનિ મુખ બહાર નીકળતો સંભળાતો, તેથી નિશ્ચય ખાત્રી થતી કે, પ્રભુનામ સ્મરણમાં તલ્લીન વૈષ્ણવશરીરધારી આત્મા, પ્રભુસન્નિધાન ભગવલ્લીલા અનુભવે છે. આ દિવ્ય પ્રભા, અને દિવ્ય ઓજદાથી, પરિચર્યામાં રહેનાર સદ્‌ભાગી હરિજનો-વૈષ્ણવવૃંદ-પણ પ્રભુનામસ્મરણની ધૂનમાં ઘેલો બન્યો હોય-એકતાન બન્યો હોય-એમ સ્પષ્ટ જણાતું હતું. ધન્ય આ ભૂમિ, ધન્ય આ ગૃહ, ધન્ય આ શેરી, ધન્ય આ ફળીયું, અને ધન્ય આ ગામ. કે જેને ભગવદ્‌ભક્ત શિરોમણિના સમાગમનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું.

પાંચભૌતિક શરીર ધારણ કરનારની શરીર છુટતી વખત સ્થિતિ હોય છે તે પ્રમાણે શ્વસન ક્રિયા, નાડી, દૃષ્ટિપાત, વગેરેમાં હમેશ કરતાં ફરક માલુમ પડવા છતાં પણ આ અસામાન્ય મુખપર અલૌકિકતા અનુભવતા વૈષ્ણવોએ સંવત ૧૯૮૧ ના કારતક સુદી ૧૧

તથા ૧૨ નો દિવસરાત્ર તથા ૧૩ ના પ્રભાત સુધી દિવ્ય વિભૂતિની સેવા, પરિચર્યા, કરી, નામસ્મરણ ચાલતુ રાખી, સમયનું સાર્થક્ય કર્યું. સંવત ૧૯૮૧ ના કારતક સુદી ૧૩ ના સવારના આઠ વાગ્યાનો સમય તે ઘડીપળ કેવી હતી ? તે પ્રભુ જાણે. દરેક પાસે બેસનાર વૈષ્ણવવૃંદનો આત્મા રડી રહ્યો હતો. તેજપ્રભાયુક્ત ભૌતિક કૃશ શરીર નિશ્ચેષ્ટ પડયું હતું. અલૌકિક વસ્તુ અલૌકિક સ્થાને વિરાજમાન થઇ ગઇ. જે કાર્ય--કારણપરત્વે શરીર ધારણ કર્યું હતું, તે કાર્ય પરિપૂર્ણ થતાં, પોતાના મૂળ ધામને વિષે, વિરાજમાન થઇ ગયા. હંસ ઉડી ગયો. તેની સાથે જવાની ગતિ કોઇની નથી, અધિકાર નથી, સમય નથી, ગાય વિનાનાં વાછરડાં માફક ટળવળતા વૈષ્ણવો, આક્રંદ કરવા લાગ્યા. પરમ સાધ્વી દુર્ગા બેન જ્વરથી પીડિત હતાં, તેઓના કલ્પાંત, અને વિષાદનો તો પાર નહોતો, પતિસેવાપરાયણ અસામાન્ય સાધ્વીને આ સમય બહુ દુઃસહ હોય છે. આ તો મહાપુરુષ, પરમ વૈષ્ણવ, મહાનુભાવીના અર્ધાંગના હતાં, તેમને પતિવિયોગ અસહ્ય હોય તેમાં નવાઇ નથી.

કમનસીબ ડભોઇ ! તારે માટે આજની ઘડી દુર્ભાગ્યની નીશાની રૂપ હતી. જે મહાપુરુષનાં પગલાંથી, તું પાવન થતી તે આજે સ્વધામ પધારી ગયા. માનસ સરોવરના હંસો દિવ્ય મોતીનો ચારો ચરે છે. જે હંસો હતા, તેમણે તો આ મહાનુભાવી ભગવદ્ભક્તના સતત સહવાસથી પોતાનું જીવન સફળ કરી લીધું, સત્ય વસ્તુની પરીક્ષા સર્વ કોઇને હોતી નથી એ ન્યાયે સમીપ રહેનારા આ મહાપુરુષને ઓળખી શકયા નહિ, અને સમીપ છતાં પણ તે હજારો ગાઉ દૂર ગાઢ અંધકારમાંજ રહ્યા અને કીડીને જેમ સાકરની સુગંધ દૂરથી આવે, રસભોગી ભ્રમર મકરંદ યુક્ત કમળને શોધતા આવે તેમ

ભક્તિરસના ભાગી હરિજનો નરસાંદમાં ટાઢમાં રાતના વખતે કામધંધા કે ખાવાપીવાની દરકાર કર્યા શિવાય આવીને મહાપુરુષના સતસમાગમથી પોતાના જીવન નિર્મળ બનાવી પ્રભુના ચરણાર-વિંદમાં લક્ષબિન્દુને સ્થાપી રહ્યાં છે. ધન્ય છે તે હરિજનને, નિવૃત્તિથી લાભ લઇશું એવી આશા રાખનાર આ લેખક જેવા દુર્ભાગી હાથ ઘસતા રહી ગયા. શ્મશાનયાત્રાનું વર્ણન કેવી રીતે થઇ શકે? શબ્દો ક્યાંથી જડે? કીર્તન અને પ્રભુનાં સ્મરણની ધૂન ચિતાનો અગ્નિ શાંત થતા સુધી સતત ચાલુ હતી.

સુવાસિત ફુલોથી ઢંકાયલું આત્મારહિત પાંચભૌતિક શરીર વૈષ્ણવો અને આખા વર્ગથી વીંટળાયલુ, ઘરમાંથી નીકળતાંજ, દરે-કની આંખોમાંથી ચોધાર અશ્રુ, મુખમાંથી આક્રંદ, ભગવદ નામ, આવા અલૌકિક પ્રકારથી શ્મશાનયાત્રામાં, અસંખ્ય જન સમૂહ તરવતો હતો. જોઇ શકાતું હતું કે દરેક વર્ણના દરેક ધર્મના દરેક માર્ગના, સ્ત્રી–પુરુષો, સામેલ થયા હતા, આ વખતનું આકર્ષણ એવું અલૌકિક હતું કે આ પરમ ભગવદીયને તો કોઇ પ્રત્યે ઇર્ષ્યા કે વૈર જેવું કાંઇ પણ હતું નહી. છતાં પણ પોતાના મનથી મ.ની બેડેલ તેમના આપ્ત વર્ગ પૈકીના એકાદને પણ આ સમયે આકર્ષાયા વગર છુટકો થયો નહિ. શ્મશાનમાં ચંદનકાષ્ઠયુક્ત, ચિતા ઉપર, યોગ્ય વિધિથી અગ્નિસંસ્કાર થયો. ગયું, ડભોઇનું રત્ન, વૈષ્ણવોના હૃદયમાં ભક્તિરસનો જમાવ કરનાર. સન્માર્ગે દોરનાર, પ્રભુસાંનિધ્ય જવાનો માર્ગ બતાવનાર, સરળ કરી આપનાર ભક્ત કવીશ્વર શ્રી દયારામભાઇના કાવ્યનો રસમર્મ પચાવનાર, જાણનાર, વર્ણવનાર, જનસમાજને માટે પ્રત્યક્ષ કરનાર મહાપુરુષ ભગવદ્‌ભક્તશિરોમણિ શ્રી છોટાલાલ ઉર્ફે નાથજીભાઇ ગિરિજાશંકર જોષીજી તે

"વેષ્ણવોના પ્રિય જોષી બુવા" સ્વધામ પધાર્યા. તેમણે ગોલોક વાસ કર્યો-ભગવલ્લીલાપ્રવેશ કર્યો. તેમનાં જીવન આદર્શો, શુદ્ધાદ્વૈત સિદ્ધાંતનું તેમનું સચોટ ધ્યેય, તેમની દીનતાપૂર્વક રસમય ભક્તિ-ભાવના વર્ણવવાને શક્તિ ક્યાંથી હોઇ શકે ?

## (૨) અલૌકિક જીવન.

પરમ ભગવદીય જોષીજીનું કોઇને જીવનવૃત્તાંત જાણવું હોય તો ટુંકામાં અને થોડા સમયમાં સમજી શકાય તેવી એક યુક્તિ છે તે નીચેનું પદ વાંચી જવું:—

તાદશી જન તેને જાણીએ જેમાં એવા ગુણ હોય કે,
નિંદા સ્તુતિ ના કરે કોઇની સઘળે સમદષ્ટિ જોયરે.
દર્શન કરતાં માત્રમાંરે ભૂલાવે પ્રપંચનું ભાનરે,
સ્મરણ કરાવે શ્રીકૃષ્ણનું નસાડે અધ અજ્ઞાન. તાદશી જન. ૧
સકળ ચરાચરને વિષેરે વસ્યા દેખે ભગવાનરે,
શુભ ઇચ્છે સર્વ જગતનું લેશ નહીં અભિમાનરે. તાદશી જન. ૨
ગુણ ગાતાં ગોવિંદનારે, પુલકિત તનુ થાયરે,
નેત્રે પ્રવાહ વહે પ્રેમના, હરખે હૃદય રૂંધાયરે. તાદશી જન. ૩
પરદુઃખે દાઝે ઘણુંરે, કરો કોઇનો ના દ્રોહરે,
ઇંદ્રિયજિત સાચા સદા, ના પામે માયામાં મોહરે. તાદશી જન. ૪
અકળ લીલા નંદલાલનીરે, તેમાં લગ્ન જેનું મનરે,
પ્રીત બહુ પર ઉપકારમાં, સદા પ્રસન્ન વદનરે. તાદશી જન. ૫
નટવર ઝળકે નેત્રમાંરે, કાંતિ કરુણામય હોયરે,
શાંત સ્વભાવ સંતોષ બહુ, દોષ કોઇનો ના જોયરે. તાદશી જન. ૬
વહાલા લાગે સહુને સર્વનેરે, અતિ ઉદાર જેનું ચિત્તરે,
અનન્ય ભાવે ભજે કૃષ્ણને, જેને વહાલું નહી વિત્તરે. તા. જન. ૭

હરિ ગુરુ વૈષ્ણવને વિષેરે, જેને સદા અતિ વહાલરે,
દૃઢ વિશ્વાસ અતિ દીનતા, બોલે વચન રસાલરે. તાદૃશી જન. ૮
સેવા સ્મરણ સત્સંગમાંરે, જેની આસક્તિ અતિરે,
કપટનો લેશ નહિ હૃદે, હરિચરણે સદા મતિરે. તાદૃશી જન. ૯
વ્યસનાવસ્થા વિક્લેશ થુંરે, સદા મુખે કૃષ્ણનામરે,
તે ભગવદીયતણા દાસનો, સદા દાસ દયારામરે. તાદૃશી જન. ૧૦

આ પદના અક્ષરેઅક્ષરનું રહસ્ય જેમાં પ્રત્યક્ષ હોય તેવા શ્રી જોપીજી હતા.

## (૩) વંશપરિચય.

દયારામભાઈના શિષ્ય જોપી રણછોડભાઈ તથા ગિરિજાશંકરભાઈનું વંશ વૃક્ષ મળી આવેલું તે નીચે પ્રમાણે છે:--



મહાનુભાવી ભગવદીય નાથાભાઇનો જન્મ સંવત ૧૯૨૫ ના વૈશાખ સુદી ૪ ના રોજ થયેલો. સંવત ૧૯૮૧ના કારતક સુદી ૧૩ ને શનિવારે પ્રભુ શરણ થયા.

## (૪) લૌકિક વ્યવહારમાં અલૌકિકતા.

તેઓશ્રી ભકત કવીશ્વર શ્રીદયારામભાઇના શિષ્ય વડોદરા રાજ્યના દિવાની ખાતામાં ડભોઇ ન્યાયાધીશીમાં કારકુન હતા. નિભાવ પગારમાંથી થતો હતો. દ્રવ્ય સંચયનો કિંચિત પણ લોભ નહોતો. હોય પણ શી રીતે? જેમની પાસે દૈવી અતુલિત સંપત્તિ હોય—પ્રભુ પર દૃઢ વિશ્વાસ હોય—તેને એ જડ વસ્તુ પર મમત્વ હોઇ શકેજ નહિ. જેટલો વખત કચેરીના કામમાં રોકાય તે સિવાયનો વખત તેમનાં ગ્રંથસંશોધન અને સંગ્રહમાં જતો. તેમણે સ્વહસ્તાક્ષરથી દયારામભાઇ રચિત કાવ્યનું સાહિત્ય ઘણું ભેગું કર્યું છે, જો તેમની પાસે કાવ્ય ન હોય અને તે મળી આવે તો જેમ નિર્ધનને ધનભંડાર મળે, તેના કરતાં પણ વધારે હર્ષ થતો. ભગવદ્‌વિષયમાં કલાકોના કલાકો કોઇ તેમને રોકે તો તેમને ઘણો આનંદ થતો, લૌકિક વિષયમાં જેમ બને તેમ ટુંકી વાત કરતા. વ્યવહારમાં કુશળ હતા. એટલે આવનારનો સત્કાર ઇત્યાદિ ઉત્તમ પ્રકારે કરતા, પણ લૌકિક વાતમાં ટુંકામાં એવી રીતે પતાવી દેતા કે, આવનારને તે વિષય બંધ કરવો પડે. સત્ય અને સ્પષ્ટવકતા હતા, ખોટી રીતે કોઇના તેજમાં તણાઇને હાજી હા કરવા તરફ તેમને મૂળથી ધિક્કાર હતો. પુષ્ટિમાર્ગીય અનન્ય વૈષ્ણવ હતા. ઇતર વૈષ્ણવ સાંપ્રદાયિક વૈષ્ણવો, તેમજ આચાર્યો પણ તેમને માનની નજરથી જોતા હતા. એટલુંજ નહી પણ શૈવી, જૈન, મુસલમાન, પારસી વગેરે પણ તેમને માનની નજરથી જોતા હતા, અને તે બધા ઉપર તેઓને

સમદૃષ્ટિ હતી. તેમનામાં "દૃઢાગ્રહ હતો પણ દુરાગ્રહ ન હતો" જ્વલંત શ્રદ્ધા હતી, અંધ શ્રદ્ધાને ધિક્કારતા, જ્ઞાતિવ્યવહારમાં પણ તેમનું સારૂં વજન પડતું. સાદાઇ અને નિરભિમાનપણું તો ખાસ નોંધ લેવા લાયક હતું.

**(૫) દયારામભાઈનાં કાવ્યો પ્રત્યે પ્રેમ અને સાદાઈ.**

પ્રભુની લીલા અટપટી છે. જીવ તેમાં કાંઇ પાર પામી શકે નહિ, તેનું એક પ્રત્યક્ષ ઉદાહરણ આવ્યા સિવાય આ સ્થળે રહી શકાતું નથી. ડભોઇમાં વૈષ્ણવ સમાજમાં એવી પ્રથા માન્ય થયેલી છે કે વિવાહ પ્રસંગે તથા યાત્રા કરી આવ્યા બાદ કીર્તન કરાવવામાં આવે છે અને તેમાં ભક્તકવીશ્વર શ્રીદયારામભાઈના વખતથી એવી રૂઢિ ચાલતી હોય તેમ લાગે છે, કેમકે દરેક કીર્તનમાં મુખ્ય સ્થાન પ્રથમ દયારામભાઇનું હશે, અને તે પછી એમના શિષ્યવર્ગનું ચાલતું આવ્યું છે અને કીર્તન થયા બાદ શ્રીદયારામભાઇનાં પદો ગવાય છે. લેખકે તો જોષીજી હિંમતલાલભાઇને જોયેલા અને તેજ પ્રમાણે જોષીજી છગનભાઈ તે સ્થાન શોભાવે છે. પ્રભુ જાણે કેવા કારણથી હિંમતરામભાઇ અને તેમના કુટુંબને જેમનો આપણે જીવન મર્મ વિચારીએ છીએ તેમની વચ્ચે કુટુંબીઓ વચ્ચે હોવો જોઇએ તેવો સંસર્ગ નહોતો. સદ્‌ગત જોષીજી હિંમતલાલભાઈ શ્રીદયારામભાઇના પદો કહેવામાં સમજવામાં અને સમજાવવામાં ઘણા કુશળ હતા એ વાત ડભોઇમાં પ્રસિદ્ધ છે અને તેઓના હાથ નીચે હાલના જોષીજી છગનભાઇ કેળવાયા છે એ વાત પણ સત્ય છે વળી એઓના ઘરમાં શ્રીદયારામભાઇ રચિત કાવ્યોનો હસ્તલિખિત સારો સંગ્રહ છે અને પ્રાચીન સમયમાં હાથથી તૈયાર થયેલી કવિશ્રીની સુંદર છબી છે. ગ્રંથોના અવલોકનનો તથા છબીના દર્શનનો લાભ

કોઇને મળતો હોય તે માત્ર ક્વચિતજ હશે. કવિશ્રીના કાવ્યો છપાવવાં જોવાને તો **જોષીજી છગનભાઈ તથા તેમના વડીલ રાજી નહોતા એ તો નિઃશંક કહેવું પડશે.** પછી તેમનો માનેલો સિદ્ધાંત ગમે તે હોય. કવિશ્રીના કૃપાપાત્ર શિષ્ય જોષી રણછોડભાઇ હતા તેમની પાસેનો કાવ્યનો સંગ્રહ વડીલશાખામાં વારસામાં ઉતરતો આવ્યો હશે તેથી ગોલોકવાસી જોષીજી નાથાભાઇના હાથમાં ક્વચિત્ થોડુંક સાહિત્ય આવ્યું હોય તો હોય પણ વારસાનો ગુણ અને ગર્ભનો સંસ્કાર તેથી તેઓને કંઠસ્થ ઘણા કાવ્યો હતાં અને નિશદિન રટણ તેજ હતું અને પ્રભુકૃપા હતી તેથી તેઓએ સ્વપ્રયાસથી ઘણો સંગ્રહ એકત્રિત કર્યો છે. સાહિત્યક્ષેત્રમાં એક વાત અતિશય જાણીતી છે કે કવિશ્રીના શિષ્ય પૈકી જેમના હવાલામાં કાવ્યો હતાં તેમની પાસેથી કવિ નર્મદે તે છપાવવા આજીજીપૂર્વક માગણી કરેલી પણ તે સ્વીકારવામાં આવી નહોતી. કવિશ્રીપર મુગ્ધ થયેલા કવિ નર્મદે ઘણા પરિશ્રમે અને ખર્ચે જ્યાં સમાજમાં કવિનાં પદો ગવાય ત્યાંથી છુપાં માણસો રાખી ઉતારા કરાવીને મોટો સંગ્રહ છપાવી બહાર પાડયો, આવીરીતે છપાયલાં કાવ્યોમાં અશુદ્ધિ રહેવાનો સંભવ છે અને તેથી કરીને મૂળ આશયમાં પણ ત્રુટિ આવે. આવી રીતે ત્રુટિવાળાં અને અશુદ્ધ કાવ્યો જોઇને મહાનુભાવી ભગવદીયને ઘણુંજ લાગી આવ્યું તેથી તેમણે શુદ્ધ સ્વરૂપમાં પ્રસિદ્ધ તથા અપ્રસિદ્ધ કાવ્યો છપાય તે જોવાની તીવ્ર ઇચ્છા જણાવીને તે ઘણા ભાગે અમલમાં મુકી શકયા છે કે જેના પરિણામે શ્રીદયારામકૃત કાવ્ય પાંચ ભાગ તથા ભક્તકવિ શ્રીદયારામભાઇનું જીવનચરિત્ર સચિત્ર અને પ્રમાણભૂત અને પૃથક અજામિલાખ્યાન તથા ભક્તિ પોષણ વિસ્તૃત ટીકા સાથે છપાઇને બહાર પડયું છે. ખરેખર વૈષ્ણવ

સમાજ ઉપર તેઓનો એક મહાન્ ઉપકાર થયો છે અને ભક્ત-કવિશ્રીનાં કાવ્યો તે કોઇ અમુક વ્યક્તિની માલીકીનાં નથી પણ તેનો ખરો વારસો અને વૈષ્ણવ સમાજ કહો કે જનસમાજ ધરાવે છે અને હક્કદાર સન્મુખ આ વસ્તુ તેમણે મુકી છે આ તેમના વિચારો અને વર્તન પણ અમુકને તો પસંદ પડ્યું નહોતું તે પ્રત્યક્ષ જોઈ શકાતું હતું.

કવિશ્રીના કાવ્યો ગાવા માટે સમાજમાં ત્રણ જણની જરૂર હોય છે. એક મુખ્ય અને બે સાથી, તેમાં એકની પાસે નરઘા અને બીજાની પાસે તાલ હોય છે અને મુખ્ય પાસે તંબુરો હોય છે અને જ્યાં સમાજમાં જવાનું હોય ત્યાં શ્રીદયારામભાઈની ગાદી ગણી પદો ગાનારને અપૂર્વ માન મળે જાય છે. સદ્ગત જોષીજી હિમતરામભાઇના ગોલોકવાસ પછી જોષી છગનલાલભાઇ પાસે વારસો આવ્યો. જોષી છગનભાઇ પણ કવિશ્રીના ગાદીપર બીરાજનાર તેમનો તંબુરો હાથમાં લેનાર અને તેમનાં પદદ્વારા પ્રભુલીલાગુણગાન કરનારા છે. તેમનો દરજ્જો પણ કાંઇ સામાન્ય નથી અને પ્રભુગુણ ગાનારના ચરણની રજની ઇચ્છા કરે તેમાંનો હું એક છું, તેથી જોષીજી છગનભાઇના ચરણમાં મારૂં મસ્તક મુકવા યોગ્ય છું, પણ અંતરના ઉદ્દગાર બહાર કાઢવાનો સમય આવ્યો તેને હું રોકી શકતો નથી અને કદી રોકું તો બાકણ અને અન્યાયી ગણાઉં, કારણકે ભગવદીયો કોઇના ઉપર રોષ કરતા નથી તેથી એક વાત અત્રે આપવી દુરસ્ત ધારૂં છું. શ્રી છગનભાઇએ કીર્તનમાં ગોલોકવાસી જોષી નાથાભાઇને સાથે લેવાની ઇચ્છા જણાવ્યાથી તેઓએ ખુશીથી કબુલ કરી તેમને માથે જે કામ મુકવામાં આવ્યું હતુ તે એ હતું કે છગનભાઇના ઘરમાંથી તંબુરો તથા જળનો લોટો લઇને આગળ ચાલવું. સમાજમાં તંબુરાનો ઓદ્દો

કાઢી ખુલ્લો કરી આપવો. તાલ હાથમાં લઇને પદો ગાવામાં સાથ દેવો અને છગનભાઇને જળપાનની ઇચ્છા થાય ત્યારે પોતાની પાસે રાખેલા જળપાત્રમાંથી પ્યાલામાં જળ લઇને તે આપવું. પાછો પ્યાલો પાછો કાસંદી ઉપર મુકી દેવો. કીર્તન સમાપ્ત થયા પછી પણ તેજ પ્રમાણે તંબુરો તથા જળપાત્ર ઘેર પહોંચાડવાં. અહો કોટિ ધન્યવાદ તે ગોલોકવાસી હરિજનને, કવિશ્રી પ્રત્યેની તેમની અટળ ભક્તિ આ કાર્ય કરતાં તરી આવતી હતી અને જાણે કવિશ્રીનીજ સેવા કરતાં હોય તેટલા ઉત્સાહથી અને આનંદપૂર્વક સોંપેલું કાર્ય કરતા હતા, જે વૈષ્ણવને ત્યાં કીર્તન હોય તેની ઇચ્છા તે તંબુરો કે જળપાત્ર ઉંચકવાની હોય તોપણ એ લાભને મહાનુભાવી ભગવદીય છોડતા નહી. વૈષ્ણવોને જરા ઓછું લાગતું અને આજ તો શું પણ જોષીજીને સુદ્ધાં તેમની ચરણરજ મસ્તક ઉપર રહે તેવી રીતે લઇ જવા તૈયાર હોય તોપણ આ મહાનુભાવી તેનું બહુ સરસ રીતે સમાધાન કરતા હતા. કેટલાક તો એવો બડબડાટ પણ કરતા કે જોષીજી સાથે નાનો છોકરો હોવા છતાં પણ તેમનાથી મોટી ઉમરના અને વધુ યોગ્યતા વાળા પાસે આ કામ લે છે તે ઠીક ન કહેવાય. કેટલાક તો એમ પણ કહેતા કે દયારામભાઇના પદો સમજવાને છગનભાઇ કરતાં નાથાભાઇની યોગ્યતા વધારે છે, છગનભાઇને તો આ વાત કોઇએ કહી હોય કે નહી તે તો પ્રભુ જાણે, પણ ગોલોકવાસી નાથાભાઇને કોઇએ આ વાત કહી હશે તો તેનો સંતોષકારક ખુલાસો તેમણે કર્યો હશે. અહા ! પ્રભુના ભક્તોનું કેવું નિરભિમાનપણું, તેમની કેવી અલૌકિક માન્યતા; ભગવદીય અને પ્રભુ તેમની દૃષ્ટિમાં ઐક્ય સ્વરૂપ હતું.

એક પ્રસંગ એવો આવ્યો કે ભક્તિપોષણ ગ્રંથ ઘણી વખત છપાઇ બહાર પડયો પણ તેવી આપણા મહાનુભાવી ભક્ત-

રાજને સંતોષ થયો નહો. કવીશ્રીની વાણી સાથે તેમને અક્ષરે અક્ષરમાં શાસ્ત્ર પુરાણ શ્રુતિ સ્મૃતિનું ઐક્ય જણાતું. આ તેમના હૃદયની વાત જનસમાજને જણાવવા અને કવિશ્રીના આ ભક્તિપોષણ કાવ્ય સંબંધી ઉત્તમતા સિદ્ધ કરવા સંસ્કૃત પ્રમાણોનો મોટો સંગ્રહ કરેલો તે તથા ગુજરાતી ટીકા સાથે શ્રીભક્તિપોષણ ગ્રંથ બહાર પડે તો સારૂ એવી ઇચ્છા તેઓની હતી. આ સેવકને જાણે તેઓએ આજ્ઞા કરી હોય તેમ હતું. પ્રભુકૃપા બળથી તેઓનો શુદ્ધ હેતુ ફળીભૂત થયો. પુસ્તક છપાઇ ગયું અને છેલ્લા ફરમામાં થોડાંક પૃષ્ઠ કોરાં રહે છે એટલે થોડુંક સાહિત્ય ઉમેરવું હોય તો ઉમેરાય એવી છાપખાનામાંથી ખબર આવી કે આ વાત તેઓ પાસે કહી અપ્રસિદ્ધ પદ આપવાનો નિશ્ચય કર્યો, તેવાં પદ મારી પાસે ઉતરાવ્યાં. એક પદના પાઠમાં કંઇ ફેર આવતો હતો તેથી તેમાં ખરૂં શું છે તે જાણવા ખાતર છગનભાઇ પાસે મને મોકલ્યો તો તેઓએ સંતોષકારક ઉત્તર આપ્યો નહી પણ એતો બરાબર છે. નાથાભાઇને પુછો ને તે કહેશે એવો જવાબ આપ્યો, તેમણે બનતા પ્રયાસે પાઠ શુદ્ધ કરી ઉતરાવ્યો અને પદ છપાઇ ગયું.

કવિશ્રીનાં જીવનચરિત્ર સ્વ. કવિ નર્મદાશંકરથી આરંભીને સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા રા. ત્રિભોવન જમનાદાસ શેઠ અને રા. જગજીવન દયાલજી મોદી વિગેરે તરફથી છપાયલાં તેમાં કવિશ્રી પર અનેક આક્ષેપો થયેલા હતા તેનું ખંડન કરી કવિશ્રીનું વિશુદ્ધ જીવન ચરિત્ર છપાવી બહાર પાડવાની તૈયારી ચાલતી હતી તે વખતે પણ અનેક વાર ડભોઈવાળા નારાયણદાસને જોશી છગનલાલભાઈ પાસે ચરિત્રને લગતી ઘણી બાબતોના ખુલાસા પુછવા મોકલેલા પણ દરેક વખતે નાસીપાસ

કરી તેમને પાછા કાઢ્યા હતા. ચરિત્રમાં કંઇપણ મદદ કરી નહિ.

પોતાના પિતા હીમતલાલભાઇ અને દાદા રણછોડજીભાઇનું કોઇ ભુંડુ બોલે તો તેની સાથે લડવામાં તૈયાર થાય પણ આ મહાનુભાવી ભક્ત કવિશ્રી દયારામભાઈ કે જેઓનાં કાવ્યો ઉપર તેમણે પોતાની આજીવિકા ચલાવી તેમનાથી ઘણા માનને પામ્યા ને તેમના પરમ પૂજ્ય તેમને માટે અનેક આક્ષેપો ગુર્જર સાહિત્યમાં થયા છતાં તે તરફ દુર્લક્ષ કરવામાં તેમનો શો હેતુ હશે તે પ્રભુ જાણે.

સદ્‌ગત મહાનુભાવીની ઇચ્છા તો એટલે સુધી હતી કે કવિશ્રીના એકે એક કાવ્ય પ્રસિદ્ધ થઇ બહાર પડવાં જોઇએ. સાહિત્ય ક્ષેત્રમાં કવિશ્રીનાં જીવનરહસ્યથી અજ્ઞ એવી કેટલીક વ્યક્તિઓએ કવિશ્રી-પર કેટલાક આક્ષેપો કરેલા તે પણ આપણા આ પરમ ભગવદીયને સાલ્યા કરતા હતા. તે જીવનચરિત્રદ્વારા તેમના અલ્પ સ્વલ્પ ખુલાસા થયા ત્યારે તેમને જરાક સંતોષ થયો. કવિશ્રીના જીવનચરિત્ર સંબંધી તેમણે ઘણું સાહિત્ય એકત્ર કરેલું છે. છપાયલા જીવન ચરિત્રમાં તો બહુ જ થોડા ભાગ ગાળી ગાળીને લીધો છે. ઘણી વખત આ મહાનુભાવી કહેતા કે શ્રીદયારામભાઇનું કાવ્ય સાહિત્ય એટલું બધું છે કે ઘણાં વરસો સુધી એક માસિક સ્વતંત્ર ચાલે. અથવા તે બધું છપાવવું હોય તો હજારો રૂપીઆ ખર્ચવા પડે. કોઇ લક્ષાધિપતિ આ કામ કરી શકે. વળી તેઓ એમ પણ કહેતા કે આ શરીરથી પરિશ્રમ કરીને જે સાહિત્ય ભેગું કર્યું છે તે તમામ આ શરીર છુટતા પહેલાં છપાઇ જાય તો મને સંતોષ થાય. પણ તેઓશ્રીની બધી ઇચ્છા પરિપૂર્ણ થઇ શકી નહી, તો પણ પ્રભુઇચ્છાથી તેમને તો આનંદ જ હતો.

## ( ૬ ) ભગવદ્વાર્તા.

પરમ ભગવદીયની રૂપરેખાની અલ્પ સ્વલ્પ ઝાંખી કરાવનાર આ લેખ પરિપૂર્ણ કરતા પહેલાં એક મહત્વની વાત આપણે ભૂલી જવી જોઇતી નથી, તે એ છે કે તેઓને ત્યાં રાતના કલાક કે સવા કલાક ભગવદ્ મંડળ વચમાં ભગવદ્વાર્તા નિયમપૂર્વક થતી હું તો એમ કહેવાને તૈયાર છું કે તેમના ઘરમાં હમેશાં ભગવદ્વાર્તા-ચર્ચા થયા જ કરતી હતી, પણ રાતના નિયમપૂર્વક સાંપ્રદાયિક ગ્રંથોનું વાંચન થતું, તે તરફ આપણે જરા દૃષ્ટિપાત કરીશું.

ભગવદ્વાર્તાનું રહસ્યમય વર્ણન ઓળખવાને તુચ્છ છીએ શક્તિમાન નથી. પ્રથમ તો ઉપર્યુક્ત નાના ગૃહમાં ભગવદીયોને જય શ્રીકૃષ્ણ કરીને અંદર જઇએ તો દ્વારની સાથે નાનીશી પણ સ્વચ્છ ગાદી તથા બે તકીયા ગોઠવેલા છે તેના ઉપર એક બાજુ ઉપર આપણા મહાનુભાવી ભગવદી બિરાજમાન થયેલા હોય, ટુંકીશી પોતડી ઉપવીત અને તુલસીકાષ્ઠમાલા સિવાય ઘણું ભાગે બીજું કાંઇ જોવામાં આવે નહિં. આજુબાજુ નજર કરો તો તેમનું પરમ ધન પુસ્તકોના ગાંસડા બાંધેલા નજરે પડે. ઉપર જોઇએ તો અભરાઇ ઉપર પણ તે જ. ઘરમાં પશ્ચિમ તરફ પુરુષ વૈષ્ણવો પૂર્વ તરફ સ્ત્રી વૈષ્ણવો વ્યવસ્થિત હારબંધ આસન ઉપર ગોઠવાઇ જાય. આસનમાં કોથળાનાં પાથરણાં. ભગવદ્વાર્તાની શરૂઆત કરતાં પહેલાં જેઓ નિયમિત આવનાર હોય, ગ્રાહક હોય તેમની વાટ જોવાય. પ્રારંભ કરતાં પહેલાં શ્રીઠાકોરજીના ચિત્ર સ્વરૂપને પધરાવવા ખાસ ગાદી તકીઓ હોય તે બીછાવીને "શ્રીગોવર્ધનનાથકી જય" એ ધ્વનિ સાથે પધરાવવામાં આવે. પછી અનુક્રમ જય બોલાવ્યા પછી મંગળાચરણથી ભગવદ્વાર્તાનો પ્રારંભ થાય. પુસ્તક ઘણે ભાગે

તો ઉચ્ચ રહસ્યથી ભરપૂર જ હોય. પણ કદી ભલેને તે સામાન્ય હોય તોપણ વક્તાના મહાનપણાથી સામાન્યને પણ અસામાન્યતા પ્રાપ્ત થાય ભગવદ્‌વાર્તા થતાં જે આનંદ આવે તેનું વર્ણન શી રીતે કરી શકાય ? 'એ તો અનુભવીનું અંતર જ જાણે" ભક્તિરસનો સમુદ્ર જ કહો. તેની લ્હેરો પર લ્હેરો આવ્યા જ કરે. શ્રોતા પણ તલ્લીન થઇ રહે. જમાવટ એવી તો થાય કે સાક્ષાત્ પ્રભુ બિરાજમાન થયા હોય એવો ભાસ થયા વગર રહે નહિ. એ અમૃતના ઘુંટડા પીનારા ભક્તિરસના ભોગીને ડભોઇમાં જઇને નીહાળો, તો ખાત્રી થાય કે તેમની તૃષા છીપાવનાર હવે તેમને કોઇ મળતું નથી. શી રીતે તૃષા છીપે ? એટલી યોગ્યતા ક્યાંથી લાવે ? ક્વચિતક્વચિત સમાગમમાં ભાગ લેનારને તો લાગે કે હું એક અવનવા સ્થળે આવ્યો છું. કારણ કે જ્યાં પક્ષાપક્ષને સ્થાન નહીં માત્ર કોરી કહેણી નહીં, રહેણી સાથેની કહેણી હતી. સ્પષ્ટ વાત ગમે તેવાને પણ સ્પષ્ટ સ્વરૂપમાંજ કહેવાતી, નીતિનિયમો સંપૂર્ણ લક્ષમાં રખાતા. અને એવું પ્રતિપાદન થતું કે પુષ્ટિભક્ત એ કોઇ સામાન્ય કોટિના નથી તેથી ઉચ્ચ કોટિના તમામ લક્ષણો હોવાં જ જોઇએ. પ્રભુપ્રેમમાં મસ્ત બનેલા મહાનુભાવીનું ખરૂં સ્વરૂપ તો ત્યારે જણાય ને ભગવદ્‌વાર્તા કરતાં અતિ વાત્સલ્યનો કે કરુણાનો કે પ્રભુની દયાળુતાનો એવો કોઇ પ્રસંગ આવે ત્યારે પ્રેમાશ્રુની ધારા વહે, ગદ્‌ગદ્‌કંઠ થઇ જાય. તે વખતનું વાતાવરણ એવું દિવ્ય અને પવિત્ર હોય કે કાંઇ ન સમજે એવાને પણ અંતઃકરણમાં ભગવદ્‌ભાવ ઉત્પન્ન થાય. પ્રભુનાં સ્વરૂપનું વર્ણન, શ્રીગુરુના સ્વરૂપનું વર્ણન કે ભગવદીયના સ્વરૂપનું વર્ણન ચાલે તે દિવસ તો શ્રોતા કદી જીંદગીમાં પણ ભૂલી શકે નહિ તેવો આનંદ થાય. મોટા શાસ્ત્રીઓ બહારથી આવતા તે પણ આ ભગવદ્‌ભાવ જોઇને મુગ્ધ થઇ જતા. એક પ્રસંગે શાસ્ત્રી

વસંતરામભાઇ ડભોઇ આવેલા તે જોશીજીને ભગવત્સ્મરણ કરવા ગયા તે વખતે ભગવદ્‌વાર્તાનો સમય નહોતો પણ ત્યાં તો હરહંમેશ પળે પળે એક અગર બીજા સ્વરૂપમાં પ્રભુ ચર્ચાજ થતી હતી. શાસ્ત્રીજી વસંતરામભાઇને તે વખતે જે ઝાંખી થઇ તે વૈષ્ણવધર્મપતાકામાં વાંચકો સમક્ષ રજુ કરી છે તે તરફ આપણે નજર કરીશું.

"જોષી નાથાભાઇ મળ્યા, ભેટ્યા, એમની વૈષ્ણવતા કેમ આલેખું એનો હજુએ હું વિચાર કરી રહ્યો છું. ભગવદીય નાથાભાઈ શ્રી દયારામભાઈના શિષ્ય રણછોડભાઇના ભત્રીજા થાય એમનું જીવન દયારામભાઈના કાવ્યોના વિલાસમાં જ વીત્યું છે. એમના જેવો બહોળો સાંપ્રદાયિક અનુભવ ધરાવનાર સાંપ્રદાયમાં વિરલાજ ગણાય. એમના જેવી દીનતા તો આપણે પ્રભુ પાસે જન્મોજન્મ માગીએ. એમના જેવી સરલતા તો ક્યાંય પણ ભાળી નથી. દયારામભાઇના અપ્રસિદ્ધપદો તો જે મહાન્ સંગ્રહ છે તે છપાવવા માટે આપવા નિઃસ્વાર્થપણે કબુલાત આપી છે." જુઓ "વૈ. ધ. પતાકા." પુસ્તક ૬ અંક ૪, પૃ૪ ૧૩૩.

મહાનુભાવી ભગવદીયના પ્રભુશરણ થવા વિષેની નોંધ વૈ. ધ. પતાકામાં શાસ્ત્રીજીએ રડતા હૃદયે કેવી લીધી છે? તે જુઓ. "મહાનુભાવી કવિશ્રી દયારામભાઇના શિષ્ય પુત્ર જોષી નાથાભાઇએ ડભોઇમાં ગોલોકવાસ કર્યો છે. એઓ એક આદર્શ વૈષ્ણવ હતા. કવિશ્રી તરફ તેમની મમતા અદ્‌ભુત હતી. કવિશ્રીના અપ્રસિદ્ધ કાવ્યો પ્રકટ કરીને સંપ્રદાયની સેવા તેમણે સારી કરી છે **ડભોઇના વૈષ્ણવોના સત્સંગ ઉપર તો હવે પડદોજ પડી ગયો.** એઓ સાદા, સરળ સ્વભાવના, પરમભક્ત હતા તેમના સમાગમમાં અલૌકિકતાનો અનુભવ થતો. (જુઓ વૈ. ધ. પતાકા પુસ્તક ૯ અંક ૧ પૃષ્ટ ૨૯)

આ શિવાય શાસ્ત્રી વલ્લભદાસ, તથા પરમ વૈષ્ણવ અને એજ્યુકેશન ઈન્સ્પેક્ટર–પંચમહાલના મનમોહનદાસ દલપતરામ દલાલ વગેરેએ એઓનો સાચો અનુભવ મેળવેલો છે. શાસ્ત્રીજી મગનલાલ ગણુપતરામ તથા પરમ વૈષ્ણવ તેલીવાળાનો પરિચય પણ જોશીજીને હતો. ભગવદ્‌વાર્તામાંથી શાસ્ત્રીઓ તરફ વળી ગયા. હવે મૂળ વિષય તરફ વળવું જોઈએ. જેવો ગ્રાહક, જેવો સમજનાર તેવી ભાષામાં વાત હોઈ ઘણું ઉચ્ચ પણ તે જીરવી શકે તેટલુંજ તેને પરસે. કોઈ શંકા કરે તેનું સમાધાન તો ઘણું સંતોષકારક રીતે કરે, ઘણી વખત એમ પણ કહેતા કે "મને પુછનાર ઘણા છે પણ મારે પુછવાની જગ્યા નથી." વળી સીધી રીતે ભગવદ્‌વાર્તા થાય તેના કરતાં વચમાં શંકાસમાધાન અથવા તો ગુપ્ત આશય સમજવાને કોઇ પ્રશ્ન કરે તો તો અદ્‌ભુત રસ નીચે તેઓશ્રી પણ ઘણા પ્રસન્ન થાય અને પુછનારને કહે કે નિઃશંક પુછવું. પ્રભુ ચર્ચા જેમ છણાશે તેમ વધારે સમજાશે. તેમના સહવાસમાં રહેનાર વૈષ્ણવો એટલા બધા ઉચ્ચ કક્ષાના છે કે તેમને ઓળખી શકાય તેમ નથી. વળી તેમની સ્થિતિ સત્સંગની બાબતમાં તો જળ વિનાના માછલા જેવી છે કહો કે મા વિનાના બાળક જેવી છે. હજુ પણ તે સ્થાનમાં નિયમિત ભગવદ્‌વાર્તા થાય છે.

કોઇ માનો કે ન માનો પણ હું તો લખવાને હિંમત કરૂં છું કે જોષીજીને પ્રભુનો સાક્ષાત્કાર હતો. પાસે રહેનાર સ્વાનુભવની કોઇ કોઇ લહેર જણાઇ પણ છે. છેવટની તેમની અવસ્થા તો કોઇ વિલક્ષણ હતી. થોડા વખત પૂર્વે અમદાવાદ ગયા હતા ત્યાંથી આવતાં સ્ટેશનો ઉપર ચહાવાળા અને મમરા સેવવાળાને પુછે કે તારી પાસે ભગવદ્‌ધર્મ છે? વડોદરામાં મંદિરે દર્શન કરવા ગયા ત્યાં પ્રભુ

સન્નિધાન તલ્લીન થઈ દેહાનુસંધાન ભૂલ્યા. સાથેવાળા ગાડીમાં બેસારી ઘેર લાવતા રસ્તામાં કહે કે દર્શન કરવા ચાલો વળી અન્ય વખત પાસેવાળા કહે જોષીજી શ્રીકલ્યાણરાયજી દર્શન કરવા ચાલો ત્યારે કહે હા ચાલો, વળી જરાકવાર પછી દર્શન કરો, દર્શન થાય મને તો થાય છે તમારે દર્શન ન થતાં હોય તો તીર્થ જાઓ, તીર્થ જાઓ. ઘડીકમાં પાસે કોણ બેઠું છે તેનું પણ ભાન ન હોય પાસે થઈને કોઈ જાય તે પણ જાણવામાં આવે નહિ. તદ્દન છેલ્લી અવસ્થા તો જુદીજ હતી આવા મહાનુભાવ ભગવદીય સંપ્રદાયના સ્તંભ કહીએ તો ચાલે. પુષ્ટિનો ધર્મ તો સંપૂર્ણ એજ સમજેલા. હાલની કેટલીક પ્રથા તરફ તેમને બહુ ધિક્કાર હતો. બહારના ડોળ ઘાલુને તો તેઓ તુરત ઓળખી લેતા.

## (૭) સ્પષ્ટવક્તાપણું.

મહત્વાકાંક્ષા મૂળથી કેવી હતી તે માટે આપણે તેમના ઉપરનાં કેટલાક પત્રો તથા તેમણે લખેલા કેટલાક પત્રોથી જોઈ શકીશું. આ પત્રોના ઉતારા આપવા આવશ્યક છે વૈષ્ણવસમાજને બહુ ઉપયોગી છે સંપ્રદાયની કે શ્રીદયારામભાઈની જરા કોઈ ઘસાતી વાત બોલે તે તેમનાથી સહન થતું નહિ. વડોદરા રાજ્યના માજી દિવાન સાહેબ સર મનુભાઈ દ્વારા સયાજીવિજયમાં અશુદ્ધ પદ છપાયલાં તે માટે તેમણે મનુભાઈ સાહેબને તા. ૧૧-૫-૨૪ નો પત્ર લખ્યો હશે તેની પહોંચ સ્વીકારતાં સર મનુભાઈ શું લખે છે તે જુઓ.

Huzur Cutchery,

BARODA તા. ૨૧ મે ૧૯૧૮

**રા. રા. છોટાલાલ ગીરજાશંકર જોશી.**

**મહાશય,**

આપનો તા. ૧૧ મે ૧૯૧૪નો પત્ર મળ્યો.

સયાજીવિજયમાં શ્રી દયારામભાઈની કવિતાનો ઉતારો અશુદ્ધ છપાયો તેનો દોષ મને આપો છો તેથી ખેદ થયો. અશુદ્ધ છાપ કામ માટે હું જવાબદાર નથી. સરકારી આજ્ઞાપત્રિકામાં હાલ એ ભાષણ છપાયું છે તેમાં આપ લખો છો તેવીજ રીતે કડી શુદ્ધ છપાઈ છે તે જોઈ ખાત્રી કરશો. અસ્થાને વિવેચન ન હતું, કારણ પ્રસંગ એવો હતો કે જેને અધિકાર હોય તેજ માત્ર અમુક વસ્તુનો ઉપયોગ કરી જાણે–બીજા બીન અધિકારીને તેથી નુકશાન થાય. વેદનો જેને અધિકાર ન હોય તે ઉચ્ચાર કરે તો તેની જીભ ખેંચવામાં આવતી હતી અને શ્રવણ કરે તો તેના કાનમાં ઉકાળેલું શીશું રેડવામાં આવતું હતું એમ ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. તેનોજ પ્રસંગ હતો તેના સંબંધમાં વમા કરાવવાની કલ્પનાનું વિવેચન થયું હતું. એટલે પ્રસંગનો સંબંધ જાણ્યા શિવાય આપે આક્ષેપ કર્યો તેથી ખેદ થયો. શ્રીદયારામભાઈના આવા પ્રેમી શિષ્ય હજુ અસ્તિત્વમાં છે જાણી આપની મુલાકાત લેવાની ઇચ્છા થઈ. કોઈ પ્રસંગે ડભોઈ આવવાનું થશે તો રૂબરૂમાં મુલાકાત થશે.

**આપના મનુભાઇ નંદશંકરના નમસ્કાર.**

## (૪) પત્રવ્યવહાર.

મનુભાઇ ઉપર પણ કવિશ્રીએ બાબતમાં આક્ષેપ કર્યો હતો એ સ્પષ્ટ જણાય છે વળી તેમણે ગોસ્વામિબાળકો ઉપર પણ પત્રો પ્રસંગોપાત્ત લખેલા છે તેમના લખેલા પત્રો તો ક્યાં મળે પણ એક પત્ર વિરમગામવાળા ગોસ્વામી શ્રીજયદેવલાલજી મહારાજે તેમને પાછો મોકલેલો ને અક્ષરે અક્ષર મળી આવ્યો છે તે બન્ને પત્રો **અક્ષરશઃ** આપવા ઉચિત ધારૂં છું.

॥ શ્રીહરિઃ ॥

આસો વદી ૯ બુધવાર ૧૯૫૬

સ્વસ્તિશ્રી વિરમગામ મહા શુભસ્થાને પરમપૂજ્ય મહારાજાધિરાજ શ્રીમદ્દોસ્વામિ ગોવિંદરાયાત્મજ શ્રીજયદેવજીમહાપ્રભુના યુગલ ચરણારવિંદમાં ઉભય હસ્ત જોડી સર્વાંગે નમન કરી, વિનંતિ કરવાની આજ્ઞા માગનાર શ્રીનો દાસાનુંદાસ ( કિંકર ), જોશી છોટમદાસ ઉર્ફે નાથજી ગિરિજાશંકર, વિજ્ઞપ્તિ વિશેષ કૃપાનાથ વિનતિ પત્રપરથી શ્રીની જા. નંબર ૧૬૫૯ અસાડ સુદ ૭ સં. ૧૯૫૬ બુધવારના કાર્ડથી આજ્ઞા શાસ્ત્રીજી આવેથી લખી મોકલવા બાબે લખેલી તેને પણ લગભગ ૪ માસ થવા આવ્યા, પરંતુ અદ્યાપિ સુધી શ્રીની કુશલતાના સુદ્ધાં સમાચાર પત્રાદ્વારા પણ દાસને મળ્યા નથી. કૃપા કરીને પોષ સુદી ૭ ના પત્રમાં સામેલ કરેલી ટીપ્પીટોથી સંશય છેદન ટપાલ માર્ગે કરશો. શ્રીને શ્રમ આપવા વિનંતિ કર્યા પછી હું દાસે આપણા શ્રીમદાચાર્યજીએ રચેલ ગ્રંથો બૃહત્સ્તોત્ર સરિત્સાગર ભાગ ૨ પૃષ્ઠ ૧૪૦ થી પૃષ્ઠ ૧૬૪ અને ૯૪ પૃષ્ઠ થી પૃષ્ઠ ૯૧ સુધી ઉપર છાપાયલ અત્રના પુરાણી દ્વારાએ શ્રીભગવત્પાઠિકા તથા શ્રીકૃષ્ણાષ્ટક નામના અમૂલ્ય છે, તે શ્રવણ કર્યા, તેથી ઘણે ભાગે સંશય નિવૃત્ત ક્ષર અક્ષર અને અક્ષરાતીત શ્રી પૂર્ણ પુરુષોત્તમના સ્વરૂપ સંબંધ થયો છે. પરંતુ સ્પષ્ટાર્થ અભિપ્રાય આધ્યાત્મિક અને આધિદૈવિક વચ્ચે પરસ્પર તારતમ્ય શું છે તેનું યથાર્થ રહસ્ય આપશ્રી સદ્ગુરુદ્વારાએજ ચોક્કસ સમજી શકાય. જાણી હજુ ફરીને શંકા સમાધાન થવા વિનયપૂર્વક પ્રાર્થના કરૂં છું, કારણ કે શ્રી ભગવત્પીઠિકા ગ્રંથમાંથી આપણા શ્રીગોવર્ધનનાથના સ્વરૂપની મૂળ ઉત્પત્તિ આધ્યાત્મિક સ્વરૂપ જે કે પ્રવાહિથી લક્ષ્મીનારાયણના

સ્વરૂપમાંથી ઉદ્દભવ થયેલના પ્રકારથી ગેરસમજ થાય છે કે શું એ પુરો સંદેહ પડે છે કારણ કે શ્રીકૃષ્ણાષ્ટક ગ્રંથે શ્રીમહાપ્રભુજીએ नारायणाखिलगुरौ मम देहि दास्यम् શ્રીગુરુબુદ્ધિએ શ્રીનારાયણને વર્ણવે છે, તે નારાયણ કિયા ? એ કૃપા કરી દર્શાવશો.

૨. ઊર્ધ્વપુંડ્રતિલક સ્વસાંપ્રદાયિક સપ્રમાણ સર્વ ગણે છે. માત્ર અન્ય સંપ્રદાયવાળા તિલક કુંકુમનું તો રાજસી ગુણ પ્રભાવનું છે એવા ગૌણના જણાય છે. જ્યારે આપણો માર્ગ શ્રી નિર્ગુણ પૂર્ણ પુરુષોત્તમને વિનિયોગ થનાર સર્વ પદાર્થો પ્રસાદી થવાથી નિર્ગુણ થાય છે. એવી કિંકરની સમજ છે પણ બીજો હેતુ હશે તો તે આપ સર્વજ્ઞ સમજો માટે સંશય ટાળશો.

૩. આપણા સંપ્રદાયમાં વિશેષ કરીને પંચાંગે નમન કરવાનો પ્રકાર જોવામાં આવે છે, તે શ્રી વ્રજભક્તજનોની ભાવનાનો હશે એમ ધારી સમાધાન મનનું કરૂં છું, પણ શ્રીમદ્‌ભાગવતાદિ ષડ્ગુણ શાસ્ત્રોએ તો સર્વાંગે દંડવત નમન કરવાની પણ આજ્ઞા વિશેષ કરીને શ્રવણ કરવામાં આવે છે ત્યારે શી રીતે વર્તવું ? આઠે અંગે નમન કરવામાં કોઈ પ્રત્યવાય છે ?

૪. શ્રાદ્ધને દિવસે કોઇ પણ સામગ્રી શ્રીઠાકોર મંદિરમાં વૈષ્ણવ પરમપદ નિર્યાણ તિથિનો ઉત્સાહ જાણી મનોરથ તરીકે જો વૈષ્ણવ ભરે તો તે શ્રીને અંગીકાર ન કરાવવાની અત્ર પ્રણાલિકાક્રમ ચાલુ છે ને શાસ્ત્રાદિકમાં તો વિશેષે કરીને ભગવત્પ્રસાદી વડેજ દેવ પિતૃ ઇત્યાદિ સર્વને પોષવા અનેક પ્રમાણ જોવામાં આવે છે અસમર્પિત આપવામાં અગાધ દોષ વર્ણવે છે, ને આપણા ભક્તિ-માર્ગના સંપ્રદાયમાં તો અસમર્પિત કોઇએ લેવું નહિ. એવી સ્પષ્ટ આજ્ઞાઓ પણ અનેક સ્થળે છે. જો ઘરમાંજ ભગવન્મંદિર અને

શ્રી ઠાકોરજીની સેવા બિરાજતી હોય તો તે સેવા કરનાર વૈષ્ણવે પોતાના પિતૃ સંબંધે પુણ્યકાર્ય, તિથિ શ્રાદ્ધ, સાંવત્સરિકની હોય ત્યારે શી રીતે કરવું ? તે વિષે મરજી અનુરૂપ આજ્ઞા લખાઈ આવશે.

૫. પ્રવૃત્તિ વ્યાવૃત્તિને અર્થે કર્યા સિવાય છુટકો થતો ન હોય એવી સૌકર્ય સ્થિતિના વૈષ્ણવોએ શ્રી ભક્તિ વર્દ્ધિની ગ્રંથે આજ્ઞા છે કે—

**अव्यावृत्तो भजेत्कृष्णं पूजया श्रवणादिभिः**

**व्यावृत्तोऽपि हरौ चित्तं श्रवणादौ यतेत्सदा॥**

તે આજ્ઞા સેવાસમય પરત્વે વ્યાવૃત્તિ છોડીને શ્રીહરિમાં ચિત્ત રાખવાની છે કે સામાન્ય આજ્ઞા છે ? ને તેનો સ્પષ્ટાર્થ (અર્થ) શ્રી કૃપા કરી જણાવશો.

૬ શ્રી વૃત્રાસુર સ્તુતિ ચાર શ્લોકની પુષ્ટિ માનવાની માર્ગના ગ્રંથોની આજ્ઞા છે. ત્યારે તેવી પુષ્ટિ સ્તુતિ છતાં એને ફળ મર્યાદાભક્તનુંજ પ્રાપ્ત થયું છે. પૂર્વના ચિત્રકેતુ રાજા ભક્તનોજ સંબંધ વિચાર્યો કે મર્યાદા ભક્તનો ? જો પુષ્ટિ સ્તુતિસેવાની ઇચ્છા રાખે કરે તોપણ તેને શું પુષ્ટિ ફળ પ્રાપ્ત નજ થાય ? ભાવ સમજવાની ગમ્ય ન હોવાથી આપશ્રીને તસ્દી આપી છે.

સર્વ શંકાનું સમાધાન આપશ્રી દ્વારે થવાની જીજ્ઞાસા ઘણા દિવસની છે. આપ ઉત્સુકની ઉમેદ બર આણશો.

૭. નિબંધ શાસ્ત્રાર્થપ્રકરણમાં તો શ્રીવેદવ્યાસજી પ્રણીત સમાધિભાષાના વચન એતન્માર્ગમાં મુખ્ય પ્રમાણપૂર્વક ગ્રહણ કરવા આજ્ઞા છે ત્યારે તે સમાધિભાષાનાં વચનો કયાં સુધીનાં કીયા કીયા અધ્યાયોના કીયા શ્લોક વાળા ? તેનો નિર્ણય શ્રાએ કર્યો હશે તે કૃપા કરી જણાવશો.

૮. હવે અન્નકૂટોત્સવને જુજ દિવસો બાકી છે, સેવાનું કાર્ય આપશ્રીના હસ્તે પણ કરો છો; તેથી કદાચ આપને અવકાશ મળવા સરખું નહિજ હોય. તદપિ પત્ર પહોંચ્યાનો ને આજ્ઞા ઉતર ક્યાર સુધીમાં મળશે તે જણાવવા કૃપા કરશો.

શ્રી ઠાકોરજીને આપની ઇચ્છાનુસાર સેવામાં ઉપયોગ કરવા ટીકીટો રૂ. ૦–૮–૦ આઠ આનાની ને બીજી અધિક ટીકીટો ૦–૧–૦ એક આનાની જવાબો વગેરે સારૂ સામેલ કરી છે. વૈષ્ણવોત્તમ પુંજાલાલ અંબાલાલ ઇત્યાદિ શાસ્ત્રીજીને મારા ભગવત્સ્મરણ કબુલ કરવા વિનંતિ છે. દા. દાસાનુદાસ નાથજી.

ઉપરના પત્રનો ઉત્તર આવેલો અને તેની સાથે પત્ર પણ પાછો આવેલો તે આ પ્રમાણે છે.

જા. નં. ૩૪૨૮

## ' શ્રી ગોકુલેન્દુર્જયતિ "

"સહીનું ચિન્હ"

સ્વસ્તિશ્રીમદ્ગોસ્વામી શ્રીજયદેવજીમહારાજના ડભોઇ મધ્યે સર જોશી છોટમદાસજી ઉર્ફે નાથજી ગિરિજાશંકરજીને આશીર્વાદ અપરંચ, તમારો કાગળ આસો વદી ૯ ને બુધવારનો લખેલો વદી ૧૦ ને ગુરુવારે અહીં પહોંચ્યો. તે સાથે આડવા આનાવાળી પોષ્ટની ટીકીટો નંગ ૨૦ રા. ૦।≈ અંકે દશ આના કળદારની પહોચી છે. અમારા નં. ૨૬૫૯ ના લખેલા કાર્ડની પહોંચ તથા ક્ષર–અક્ષર તથા અક્ષરાતીત શ્રીપૂર્ણ પુરુષોત્તમના સ્વરૂપ સંબંધે ઘણા ભાગો સંશય નિવૃત્ત થયાની વગેરે ત્યાંની વર્તમાન હકીકત લખી તે સવિસ્તર જાણી છે. બીજું પોષ માસથી અમારા જ્યેષ્ઠ બંધુના લાલજીનાં જનેઉ તથા બેટીજીનાં લગ્નનાં કામમાં રોકાયાથી તથા

ત્યારપછી અમારાં બેટીજીના કામમાં રોકાયાથી તથા હજુ સુધી તે સંબંધી પાછળનાં ચાલતાં કાર્યોથી આવતા ફાગણ માસ સુધી અમને સાવકાશ મળે તેમ નથી, માટે પ્રથમ પોસ્ટમાં તમારા તરફથી આવેલા પ્રશ્નોના ઉત્તર તેટલા વખત સુધી અમારાથી લખી શકાય એમ ન હોવાથી તમારા તરફથી આવેલી અડધા આનાવાળી પોષ્ટની ટીકીટો નંગ ૨૦ રૂા. ૦ાાઃ અંકે દશ આના કળદારની તથા તમારા પ્રશ્નનો કાગળ આ સાથે પાછાં મોકલ્યાં છે તે પહોંચેથી સંભાળી લઈ પહોંચ લખશો. ઉપર જણાવેલી મુદત પાછી અવકાશ મળશે તે વખતે પ્રશ્નો મોકલવા હોય તે મોકલવા ધ્યાનમાં રાખશો. વિશેષ શ્રીજીની કૃપાથી અહીં સર્વે કુશળ છે. સ્નેહભાવમાં વૃદ્ધિ રાખી કુશળપત્ર અહીંના સરનામાથી લખશો મિતિ આશો વદી ૧૦ ગુરૂવાર સં. ૧૯૫૬ તા. ૧૮-૧૯-૧૯૦૦ થવાને વીરમગામથી દા. પુરુષોત્તમ અંબાલાલના શ્રીસ્મરણ.

એક પ્રસંગે મ્હને મળી આવેલું એક પુસ્તક જોષીજીના અવલોકનાર્થે મોકલી આપેલું તેના સંબંધમાં તેઓનો પત્ર મારા ઉપર આવેલો તે અક્ષરશઃ નીચે આપું છું.

ડભોઇ, તા. ૧-૮-૨૩

**શ્રી હરિ.**

પ્રિય આત્મબંધુ વૈષ્ણવને શ્રી. ભ. સ્મરણ સહ મંગલાનુશાસન પૂર્વક લખવાનું કે આપનો પત્ર અને પુસ્તક પહોંચ્યું છે **શ્રીદત્તાત્રયજીની માફક સર્વ સ્થળેથી ગુણગ્રાહી થઇ સારનો હંસક્ષીરન્યાયે ગ્રહણ કરવાની હરકત નથી.** પણ શ્રેષ્ઠાધિકારીજ ઉત્તમ સારોત્કર્ષતાને જાણે છે અન્ય ગ્રંથો જ્ઞાનોપયોગી કાર્યમાં

સહાયક થાય છે પરંતુ સ્વસાંપ્રદાયિક રહસ્ય તત્ત્વના ગ્રંથોથી જેવી રીતે પરિપક્વ થાય, તેવું અન્યથી ન થાય. માટે ભ્રમરની પેઠે કમળ સિવાય અન્ય પુષ્પિત વચનોમાં મોહિત થવું નહિ. જે ગુરુની પ્રશંસા ગ્રંથકારે ભાષાંતરથી કરી છે તે ગુરુને તેમના લખવા પ્રમાણે છે ગ્રહણ કરીને ચાલીએ તો સિદ્ધિ પ્રાપ્ત થઇ છે, એટલુંજ કહી શકાય. તમે શ્રીયમુનાષ્ટક ગ્રંથની ટીકાનું અવલોકન કર્યું હશે તો શ્રીયમુનાજીમાં જે અલૌકિક સિદ્ધિઓ તો ભાગવતધર્મમાં લાભ, લોભ, પૂજા, સન્માનમાં આસક્ત કરી પ્રતિબંધ કરવા રૂપ થઈ પડે છે. એ ગ્રંથકાર શ્રીમધ્વાચાર્યસંપ્રદાયના આપણા પરમ પૂજ્ય શ્રીમદ્‌વલ્લભાચાર્યજી પ્રતિ અપ્રતિમ સ્નેહ ધરાવનારા શ્રીકૃષ્ણ ચૈતન્યાચાર્યના અનુયાયી છે. શ્રીમહાપ્રભુજી સાથે તે આચાર્યને પ્રસંગ પડેલો હતો, અને આપણા વિરહાત્મક અનુગ્રહવાળા સંપ્રદાયનાં તત્ત્વો સાંભળીને મૂર્છિત થતા હતા. તમે જો નિજવાર્તા, શ્રીવલ્લભદિગ્વિજય અને શ્રીમદ્‌વલ્લભાચાર્યચરિત્રના ગ્રંથો અવલોકન કર્યા હશે તો સંપ્રદાયનું તત્ત્વ તમને સમજાયું હશે. ગ્રંથકર્તાનો ઉદ્દેશ તેમના સાંપ્રદાયની ઉત્કર્ષતા ઇચ્છવા રૂપ છે. ગ્રંથમાં સારરૂપ **વિષયને મહાન વિષધર જાણી તેથી જન્મજન્માંતર પર્યંત એ દંશની અસર જારી રહે છે તેથી વિષયવાસના જે ધિક્કારવાપણા રૂપનું ધ્યાન અસરકારક છે,** પરંતુ "**વિષય અને પ્રેમ**" **એ બેમાં તો મહત્વનો પુષ્કળ ભેદ છે. માયિક વિષય બંધન રૂપ છે** અને **શુદ્ધ સાચો સ્નેહ-ભગવદ્ વિષયનો— ભગવત્પ્રાપ્તિ સત્વર કરાવનારો છે.** પ્રાકૃત, તુચ્છ, અનિત્ય અને **અસાર વિષય ક્યાં ?** અને **શુદ્ધ ભગવત્પ્રેમ ક્યાં ?** આ બન્ને તારતમ્ય સમજવાની ઇચ્છા હશે તો શ્રીરાધાકૃષ્ણતત્ત્વ એ નામનો ગ્રંથ હાલમાં અન્ય સંપ્રદાય તરફથી બહાર પડ્યો છે, તેમાં કાંઇ

અંશે વર્ણન લાયક છે. ભરોંસાના માણસ સાથે મંગાવી લેશો. તમારા તરફથી આવેલા ગ્રંથકારની બુદ્ધિ ભક્તિ પામે છતાં ૩ જા પ્રકારની સ્મરણ ભક્તિ પર્યંત જણાય છે અને આપણું તત્વ તો દશમી પ્રેમ લક્ષણા ભક્તિ એ શુદ્ધ વિરહે તાદાત્મ્ય ભક્તિ પરત્વે છે. એજ.

ભાઇ નારાયણદાસ કે જેમના દ્વારા જોષીજીએ શ્રીદયારામભાઇ કૃત કાવ્યો છપાવી પુસ્તકાકારમાં બહાર પડયાં તે ભાઇ નારાયણદાસ ઉપર જોષીજીની કૃપા હતી, તેમના ઉપર વારંવાર પત્રો લખતા, શ્રીદયારામભાઇના જીવનચરિત્ર સંબંધે લખેલા પત્રો જો પુસ્તકાકારમાં છપાય તો જાણે આખું જીવનચરિત્ર આવી જાય આવા પત્રો ઘણા છે. ભાઇશ્રી નારણદાસે તમામ પત્રો મને મોકલી આપવા કૃપા કરી છે જે વાંચતાં અતિ આનંદ થાય છે આ બધા પત્રો ઘણા મહત્વના છે એટલુંજ નહી પણ સાંપ્રદાયિક ઉત્તમ વિચારો તરીકે ગ્રહણ કરવા યોગ્ય છે તેથી તેનો ઉતારો કરતા પહેલા જણાવવું જરૂરનું છે કે તેમનું લખાણ અને જીવન એમાં કાંઇજ ફેર નહોતો. સાર એજ કે તેઓનું વિચાર પ્રમાણેજ વર્તન હતું.

## પત્ર ૧ લો.

### ।। શ્રી હરિ ।।

શ્રાવણ વદી ૧૩ ગુરૂ સં. ૧૯૬૩.

પ્રિય ભગવદીય ભાઇ નારણદાસ, મુ. મુંબાઇ.

લી. શ્રી હરિનો આનાધારી વૈષ્ણવ જોષી નાથજી ગિરિજાશંકરના આદ્ય શ્રી ભગવત્સ્મરણપૂર્વક વર્ણાશ્રમધર્માનુસાર આશીર્વાદ તમારા પત્ર (આજ સુધાંતનો મળીને) (૨) પહોંચ્યા છે એજ પ્રમાણે લખશો.

ભાઇજી, આપણા શ્રી પ્રકટ પૂર્ણપુરુષોત્તમનો પ્રભાવ અતુલિત

છે ને કેવળ તેમની દયાથી આપણા સર્વનો નિભાવ થાય છે ને તે હમેશાં સર્વનું હિતજ કરે છે ને અનન્ય જનતાનો ખાસ વિશેષ કારણ થઇને તેનો યોગ અને ક્ષેમ બન્નેનું વહન જરૂર પોતાના આપથી કરે છે માટે અનન્ય દૃઢતાપૂર્વક નિરંતર પ્રભુનું ચિંતન કર્યા કરજો પ્રભુ જરૂર જરૂર જરૂર સારૂં કરતા આવ્યા છે અને સારૂં કરશેજ પ્રભુ અનેક દ્વારાએ દાસનું હિત સાચવે છે એ નિઃસંશય છે. માત્ર નિમિત્ત કારણ જગત વ્યવહારના જેવું હોય છે. ક્ષણવાર પણ ચિંતન વિસારશો નહી ને એ પ્રભુ **સર્વ સ્થળે સચરાચર સર્વ ધર્મમાં જરૂર પૂરતા કાયકારણસર અંશ વિભૂતિરૂપે બિરાજે** છે માટે શેઠના ખુદ્દ તે પણ આપણા પ્રભુનુંજ સ્વરૂપ છે એવી મતિ રાખી તેમના ધર્મને પણ અનુકૂળ વર્તવું પણ તે જો દુઃસંગરૂપ અને આપણા ભગવદ્ધર્મને વિરોધકારક થાય ત્યારે તેમનો પણ ત્યાગ કરવો. સર્વ બાબતમાં આશ્રય, નિમિત્ત કારણનો, કે શેઠનો ન રાખતાં અનન્ય આપણા ઇષ્ટનોજ રાખવો. **નીતિથી ધર્મ ન્યાય માર્ગે જીતેંદ્રિય થઇને સત્ય મૃદુ મિષ્ટ ભાષણ સર્વ સાથે હળી મળી કરવું.** કદાચ સંકટ પડે તો તે સહન કરવું ને તે માટે પણ શ્રીહરિનીજ પ્રાર્થના કરવી. વારંવાર ખર્ચ કરી રમકડાં મેવો વિગેરે કંઇ પણ મોકલવાની જરૂર નથી જ્યારે શ્રીહરિ તમોને દ્રવ્ય આપે ત્યારેજ ઉદાર બુદ્ધિથી ભગવત્પ્રીત્યર્થ ખર્ચ કરવો, ઋણ (કરજ) સ્થિતિમાં કરકસરથી નીભાવ કરવો. હું ખરેખર કહું છું કે તમારા ઉપર માહારી મૂળથી જે અલૌકિક કાર્યમાં હિત બુદ્ધિ છે તે કાયમ. ઉપરાંત હાલ તમારો પત્ર આવવાથી વિશેષ થઇ છે ને ગઇ એકાદશીએ રાત્રે જાગરણમાં તમારી માને પણ મેં માહારી સમજ શાંતતાનાં વચન કહ્યાં હતાં. તમારી મા અત્રે ખુશી આનંદમાં છે

ને તેમની આસક્તિ આપણા શ્રીગોવર્ધનનાથજીની ગાયોની સેવામાં બેહદ છે તે જોઇ તમારે પણ ખુશી થવા જેવું છે. એનો બદલો શ્રીઠાકોરજી અવશ્ય આપશે જ એમ હું ખાત્રીપૂર્વક કહું છું. તમારાં માતુશ્રીને આજે તમારો પત્ર લઇને આવ્યાં હતાં તેને મુંબાઈ જવા સંબંધી વિચાર પૂછ્યો હતો પણ તેમની પ્રીતિ ગૌની સેવામાં એટલી બધી મને જણાઈ કે ખરેખર તે અહીં શ્રીઠાકોરજીની સેવા કરે છે તેમ કરે તો જ તે વધારે આનંદમાં રહેશે. જો કે તમને ત્યાં દુઃખ પડતું નહીં હોય તોપણ જો ખરેખર તમને કષ્ટ પડતું હોય તો તમારી મા આવવાને કબુલ છે. એકાદ માસ આવી જાય તેમાં વારંવાર આવવા જવાનો ખર્ચ ભારે થઇ જાય. તમારા તરફનું શાન્તવન હું તેમને આપું છું તે માહારા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખે છે. સર્વના સુખદાતા આપણા પ્રભુ અતિ દયાળુ છે માટે માની કંઇ પણ ચિંતા કરશો નહીં. રેવાબ્હેન પણ સાથે આવી હતી દલસુખ ગઇ કાલે મને મળ્યો હતો સર્વ કોઇ સુખરૂપમાં છે આ તરફની કાંઇ પણ ફીકર કરશો નહીં પ્રભુ જરૂર જરૂર જરૂર સર્વ વાતે રૂડાં વાનાં કરશે. એવો પ્રભુ ઉપર મ્હારો વિશ્વાસ છે માટે તે રીતથી હું તમને લખું છું. મુંબાઇમાં કોલેરા પુષ્કળ ચાલતો હોવાની અફવા ત્યાંના કેટલાક શરાફો કેટલાક કુટુંબ સુદ્ધાંત મરણ પામ્યાની વાત સાંભળી સાધારણ જીવબુદ્ધિથી ફીકર સરખું લાગે છે પણ પ્રભુના આધારથી નિશ્ચિંતપણું છે.

પ્રમાણિકપણું, નીતિ અને જીતેંદ્રિયપણું અને પ્રભુનું સ્મરણ દૃઢાશ્રયપણે જરૂર કરતાં રહેજો. તમારા પત્તાની ખબર ન હોવાથી પ્રથમના પત્રનો જવાબ ન લખાયો.

પ્રભુથી દૂર છે એવું ક્યારે જાણવું કે જેટલો કાળ પ્રભુના

ચિંતન શિવાયનો વીને તે કાળ પ્રભુથી દૂર છે. પ્રભુસંબંધી વાર-વાર ચિંતન ચાલુ રહે એવો આર્ત પૂર્વક તાપક્લેશવાળો સદા પ્રભુની સમીપમાંજ છે એમ જાણવું .વેગળે રહ્યાથી દૂર નથી અને પાસે રહ્યાથી પાસે નથી. એમ છતાં પણ જો દૂર માનતા હોતો તમે એવો તાપક્લેશ ચાલુ રાખશો તો પ્રકટ પ્રભુ જરૂર તમને સ્વપ્ન દ્વારાએ દર્શનાદિકનું સુખ પણ આપશે માટે દરરોજ તાપ ક્લેશવિરહાત્મકનો વધે તેમાં મોટો નફો છે. જરૂર દયાળુ પ્રભુ તમારી પ્રત્યે દયાદૃષ્ટિથી ભાળશેજ પણ એવી કૃપા સંભારી રામજીને પત્રમાં લખજો. સ્વપ્ન ખુલ્યા પછી તેવારે નિદ્રા ન કરતાં પ્રભુની સ્તુતિ સ્મરણાદિક કરજો. ધર્મ ભગવદીય દયારામભાઇનો 'શિક્ષા શાણુને' એવો ગરબો છે તેમાં સંસારમાં શી રીતે વર્તવું તેનો સારો ઉપદેશ કર્યો છે ઘણે ભાગે તે લૌકિક પરત્વે છે તો પણ તે ઉપર ધ્યાન ખેંચવાનું કારણ એટલુંજ કે તમે બાળક છો, ને પરદેશમાં અજાણ્યા પ્રદેશમાં રહો છો ત્યારે તે સંબંધમાં વ્યવહારની રીતો ઉપયોગી છે તે રીતે લખ્યું છે તેનું તાત્પર્ય એટલુંજ-લખવાનું કે-સંસારમાં અનેક પ્રસંગ આવે છે માટે સાવધગીરી રાખી પ્રભુ તરફ લોક વેદની મર્યાદા રાખીને ભગવત્ ધર્મ ગુપ્ત રાખીને વર્તવું મુંબાઇમાં શ્રીમદ્ ગોસ્વામીશ્રી ઘેલા ગિરધરજી મહારાજ વિરાજે તે અનુભવી મહાનુભાવ છે. લોકો કદાચ તેમને માટે ગાંડાપણું કહેતા હોય પણ તમને કોઇ વખતે પ્રભુસંબંધી કંઇ પ્રગટ આરોગાવવા વગેરેની ઇચ્છા ( મનોરથ ) થાય તો એ મહાનશ્રીને આરોગાવજો. તેમની કૃપા પ્રસન્નતા મેળવજો. એટલે પ્રભુ જરૂર તમારે તે અંગીકાર કરશે મુરબ્બી ચુનીલાલભાઇ, ગટુલાલભાઇ, ઘરમાંથી સોભાગ્યવતી અને જડાવ બ્હેન વિગેરે સર્વે ભગવદીયોએ શ્રીસ્મરણ લખાવ્યા છે.

**ભાઇ અમૃતલાલજી,**

આપની સાથે મારે પરિચય વિશેષ નથી, પણ આપના પિતા વૈષ્ણવરાજ કીર્તનીયા હરલોચન નાથાભાઇ સાથે કીર્તનની સખ્યતા રૂપ માહારા પિતાનો સ્નેહસંબંધ વિશેષ હતો, પણ આ વાત તમારા અને મારા બાળપણની છે તેથી આપને તે યાદ હશે કે નહીં હોય. મહારી આપને આ નારાયણદાસ સંબંધ ભલામણ છે કે આ બચપણમાં પિતા ગુજર્યાથી આફતને લીધેજ બહારગામ નીકળ્યો છે તમો તેને આશ્વાસન આપતા રહેશો તો પ્રભુ આ તમારા ઉપકારનો બદલો આપશે.

મેં આ પત્ર સમાપ્ત કરતાં કરતાં શ્રીઠાકોરજી યુગલ સ્વરૂપ અપાર દયાળુ ને વૈષ્ણવ નારાયણદાસ માટે બે હાથ જોડી ત્રીજું માથું નમાવીને સ્તુતિ કરી છે, હે ભગવંત! એ નારાયણદાસનું તમારા મને જે રીતે હિત થાય તેવું આપ દયા દૃષ્ટિથી કરશો.

ત્યાં જે કોઇ ભગવદીય સાચા જણાય તેમની સેવા કરતા રહેશો.

**દા૦ પોતે.**

## પત્ર ૨ જો.

॥ શ્રી હરિ ॥

ડભોઇ, આસો સુદી ૧ મંગળ ૧૯૬૩.

વૈષ્ણવ નારણદાસ,

મુંબઇ.

આશીર્વાદપૂર્વક ભગવદ્સ્મરણ અત્રે સર્વ કુશળ છે તમારી કુશળતાપત્રથી જાણું છું.

૧ અત્રે તાવ, કોલેરાનું ખરૂં સ્વરૂપ દષ્ટાંતથી એ છે કે તમને દ્રવ્ય ફલ કેટલી લાગણી છે તેહેવા ફલની ભગવાનની આતુરતા અધીરતા રાખવી તે છે.

૧ શ્રીહરિ, શ્રીગુરુ, અનન્યશ્રીતાદૃશીયમહાનુભાવ ભગવદીય એ ત્રણે એક રૂપે છે. તે શીવાય બીજાઓ તેમના અંશી અંશ વિભૂતિ કળારૂપ છે માટે પરાત્પર પૂર્ણ પરબ્રહ્મનો દૃઢાશ્રય લેશ માત્ર પણ ન ડગે તેવો અચળ રાખવો. પ્રભુ અનેક દ્વારા દાસનું હિત કરે છે ને કરશેજ.

૩ રોજ નિત્ય નિયમ પૂર્વક વ્હેલા ૩-૪ વાગે પાછલી રાત્રે ઉઠી ભગવાનને પ્રાર્થના કરવી, સેવાસ્મરણમાં લેશ મ.ત્ર પણ આળસ ન રાખવું, ને તેમાં કદાચ અનિવાર્ય કારણે કોઇ દિવસ કંઈ કસર પડે તો તે માટે પશ્ચાત્તાપ કરવો.

૪. ક્ષણવાર પણ ભગવાનનું નામસ્મરણ છોડવું નહિ.

૫. સાચા મહાનુભાવવાળા તદીય ભગવદીય શોધી કાઢી તેમનો સત્સમાગમ દરરોજ ફુરસદ પ્રમાણે અવશ્ય કરતા રહેવું.

૬. સર્વમાં ભગવાન બિરાજે છે એ નિરંતર સ્મરણમાં રાખી કોઇનું પણ અંતઃકરણ દુખાવવું નહિ. દ્રોહ, અદેખ્યા, અને નિંદા ન કરવી.

૭. નિરંતર નામ સ્મરણ કરશો તો અસમર્પિત દોષ નડી નડે એવું તુકારામ બુવાએ અભંગમાં વર્ણવેલું છે તથા દુર્વાસા મુનિ નિરંતર નામસ્મરણ કરતા તેથી સદા ઉપવાસી ગણાયા.

૮. સર્વ સાધનોમાં ઉતમોત્તમ પરબ્રહ્મ પૂર્ણ પુરુષોતમની યથાર્થ માહાત્મ્યજ્ઞાનપૂર્વક સુદૃઢ સ્નેહાત્મક ભક્તિ એજ સર્વોપરિ છે, ને તેથી ભગવાન ઝટ પ્રસન્ન થાય છે.

૯. દુઃસંગ બહુજ બાધકર્તા છે માટે તેથી અતિશય ડરવું ને બને તેટલું દુર રહેવું.

૧૦ શ્રીહરિ, સદગુરુ, અને વૈષ્ણવની સેવા માન, બડાઇ, ગર્વ, અહંકાર, લોકલાજ મુકી દીનતાયુક્ત અતિ ઉમંગથી પરમ ભાગ્ય માની છોટી મોટી, સેવા તેમની દૃઢ વિશ્વાસ રાખીને કરવી.

૧૧. સર્વ કર્મો ભગવતને ઉદ્દેશીને નિષ્કામ બુદ્ધિએ કરવાં.

૧૨. સ્વસંપ્રદાયનું રહસ્ય પરમ એકાન્તિક એતન્માર્ગીય ભગવદીય આગળજ કહેવું.

૧૩. ખરેખર ક્ષુધા તૃષાતુર પ્રાણીને બને તેટલો શ્રમ વેઠીને તેમનું ખરેખર યથાશક્તિ સમાધાન કરવું.

૧૪. જેવી રીતે દરરોજ મેળની શીલક અને જમાંખર્ચ વિચાર કરી ખંતપૂર્વક રખાય છે તેજ પ્રમાણે દરરોજ વિચાર કરવો કે આજે ભગવદ્ધર્મની મેં શી કમાઈ કરી, તે ન થયા બાબત ખોટ માની પ્રભુનું ચિન્તવન વિશેષ કરવું.

૧૫. અહંતા મમતાના સંસારમાંથી મનોવૃત્તિનો નિરોધ કરી પુરુષોત્તમમાં પ્રીતિપૂર્વક જોડવી.

૧૬. શુદ્ધ ન્યાયને માર્ગે જે ઉપાર્જીત કર્યું હોય છે તેજ પ્રભુના અંગીકાર ભોગ્યમાં આવે છે માટે ધર્મ ન્યાયે વર્તવું.

૧૭. શ્રીહરિ કોઇપણ સાધને સાધ્ય થતા નથી પણ કેવળ આ પ્રભુનો માર્ગ કૃપાનેજ સાધ્ય છે માટે સાધનબળનો અહંકાર ન આણવો.

૧૮. બ્રહ્માદિક શિવાદિક શેષાદિક નારદ સનકાદિક જેવા મ્હોટા પુરુષો પણ હજુ ભગવદ્માર્ગમાં દિનપ્રતિદીન આસક્તિ વધારે છે માટે આપણે તો જરૂર વધારવી.

૧૯. ગુરુ વૈષ્ણવને વિષે પ્રાકૃત લૌકિક બુદ્ધિ ન રાખવી

૨૦. જેના ઘરમાં ગુરુદ્રવ્ય, ઠાકોરદ્રવ્ય જતું હોય તેના ઘરનું અન્ન કે જળ પણ ન લેવું. કારણ બહિર્મુખતા આવે છે.

ઉપર પ્રમાણે સારરૂપ શિક્ષાઓ ટુંકામાં લખી છે તે માર્ગના તત્વરૂપ છે.

---

# ગ્રન્થપરિચય.

આ ભાગમાં વ્રજભાષાનો પ્રથમ ગ્રંથ **સિદ્ધાંતસાર** છે. કવિશ્રીએ જીંદગીમાં જે અનુભવ્યું, વાચ્યું, સાંભળ્યું; તેમાંથી એમનાં અલૌકિક ભક્તિમાર્ગીય કોમલ હૃદયમાં જે દિવ્ય સિદ્ધાંતો આલેખાયા તે ૪૧ દોહરાના રૂપમાં બહાર પ્રકટ થયા છે. કવિ શ્રી કહે છે એક એક સિદ્ધાંત ઉપર ઘણા ગ્રંથો લખાયલા છે, પણ તે એટલા બધા વિસ્તારવાળા છે કે તેનો પાર ન પમાય. તેથી થોડામાં આ સિદ્ધાંતોનો સાર લખ્યો છે. આ સિદ્ધાંતરૂપ દોહરાઓમાં પ્રત્યેકમાં જે સિદ્ધાંતરત્ન પ્રકાશી રહ્યાં છે તે આપણે જોઈ લઈએ. ૧. શ્રીનાથજી એટલે પ્રભુ અને શ્રીવલ્લભ એટલે ગુરુદેવમાં અભેદભાવના અને ગુરુમાં શ્રીજી કરતાંએ વિશેષ ભાવના. ૨. શ્રીવલ્લભાચાર્યજી મહાપ્રભુજીનો દૃઢ આશ્રય. ૩. સર્વ વસ્તુ ભગવદ્રૂપ જોવી. ૪ પ્રભુ ચહાય સો કરે. ૫. જગત્ સત્ય છે અને તેના કર્તા શ્રીહરિજ છે. ૬. ભગવાનના હાથમાં બધાની દોરી છે, તે જેમ નચાવે છે તેમ બધા નાચે છે. ૭. દુઃસંગ ત્યાગ અને શુભ આચરણ. ૮. પોતાને પ્રભુના દાસ તરીકે જે સમજે તે જ્ઞાની અને પોતાને જ ભગવાન માની બેસે તે અજ્ઞાની છે. ૯. પ્રભુ સ્વેચ્છાથી પ્રાપ્ય છે. ૧૦. નિઃસાધન જીવોજ પ્રભુને પ્રાપ્ત કરી શકે છે. ૧૧. પ્રભુ સર્વ સમર્થ છે, પણ ભક્તનું અહિત કરી શકતા નથી. ૧૨. શુદ્ધ થઇને પ્રભુને ભજવાનું મુશ્કેલ છે, તો ધંધાદારીમાં રહીને પણ ચિત્ત તેમાં રહે તો કામ થઇ જાય. ૧૩. પ્રભુકૃપાવિનાનાં સાધનો એકડા વિનાના મીંડા જેવાં છે. ૧૪. પ્રભુનો જેનો અંગીકાર તેની જીવની

રુચિ. ૧૫. હરિ ઇચ્છા એજ બલવાન છે. ૧૬. હરિની ઇચ્છાનું વર્ણન જ જીવથી ન થઇ શકે. ૧૭ જેને પ્રભુનો થોડો પણ સંબંધ હોય તે વૈષ્ણવને પ્રભુરૂપ સમજવા. ૧૮. પ્રેમ, વિશ્વાસ, દીનતા એ સર્વના સારરૂપ છે, તેમાંથી એક પણ હોય તો બેડો પાર છે! ૧૯. પ્રભુની સન્મુખ થવું એજ સર્વ સાધનોમાં મુખ્ય છે. ૨૦. અવિશ્વાસ અને અહંકારથી બધું બગડી જાય છે. ૨૧. પ્રભુનું નામજ સર્વશ્રેષ્ઠ સાધન છે. ૨૨. વિશ્વાસ એજ બડી ચીજ છે. ૨૩. ગમે તેમ કરો, ધણીનું ધાર્યુંજ થવાનું છે. ૨૪. શોકચિંતા પણ પ્રભુ મટાડે તો જ મટે. ૨૫. સર્વકર્તા શ્રીહરિજ છે એ વાત પણ શ્રીહરીચ્છાએ જ મનમાં ઠસે છે. ૨૬. વાતોથી કંઈ ન વળે, અનુભવ કરો. ૨૭. શાસ્ત્રવચનો અનેક તરેહનાં છે, જેનો જેવો અધિકાર તેવું તે સમજે. ૨૮ પ્રભુ સાકાર છે અને સર્વનું મૂળ છે. જીવો હરિના દાસ છે. માયા પ્રભુની દાસી છે. પ્રેમથી પ્રભુની પ્રાપ્તિ થાય છે. ૨૯. દાસના ધર્મોનું વર્ણન. ૩૦. નિર્ભય થઇને આનંદ કરો. ૩૧. મનની વૃત્તિ મલિન કદિ ન થાય, પવિત્ર અંતઃકરણ હોય, પ્રભુ વિના કાંઈ વહાલું ન લાગે તો સમજીએ કે, તે ભક્તરાજ છે. ૩૨. અનાથના નાથ, નુગરાના ગુરુ પ્રભુજ છે. છેવટે કવિ કહે છે કે આ સર્વ સિદ્ધાંતોનો સાર છે. આ ગ્રંથ વાચવાથી કે સાંભળવાથી મન પ્રસન્ન થશે અને પુષ્ટિમાર્ગનું ફલ સમજાશે.

વ્રજભાષાનો બીજો ગ્રંથ **શ્રીકૃષ્ણસ્તવનામૃત** છે. સંસારવિષયથી મૂર્છિત થયલા જીવને માટે તે એક દિવ્ય અમૃત છે. શરૂઆતમાં કવિશ્રી એક પુષ્ટિમાર્ગીય વૈષ્ણવને યોગ્ય મંગલાચરણ કરે છે. પછીથી શ્રીકૃષ્ણપ્રભુના અલૌકિક સ્વરૂપનો પરિચય કરાવે છે. કવિશ્રી કહે છે કે:—

" અપ્રાકૃત આનંદ માત્ર કરપાદ મુખાદિ;
પૂર્ણકામ આત્મારામ નિજાનંદ સ્વામી. "

શ્રીકૃષ્ણતત્ત્વની આ ટુંકી વ્યાખ્યામાં બધું આવી જાય છે. શ્રીકૃષ્ણલીલામાં શૃંગાર રસ ઉછળતો જોઇને આજના વિષયી સાક્ષરો તો વિષયના ગંદા પ્રવાહમાં ખેંચાઇ જાય છે. આવા લોકોએ આ એકજ કાવ્યનું મનન કર્યું હોત તો ઉક્ત હીન દશાનો અનુભવ કરવો ન જ પડત. કવિશ્રી કહે છે કે, શ્રીકૃષ્ણનું સ્વરૂપ જ પ્રકૃતિના સત્ત્વાદિ ગુણોનો સંબંધ ધરાવતું નથી. એ સ્વરૂપમાંના હસ્ત, ચરણ આદિ અવયવો આનંદમય છે, હાડચામના નથી. એ પૂર્ણકામ છે, આત્મારામ છે, એને દુન્યવી વિષયોની અભિલાષા નથી જ. આ પૃથક્કરણ જેમની બુદ્ધિ કરી શકતી નથી, તેઓ કવિશ્રીના એક અક્ષરને પણ સ્પર્શ કરવાને લાયક નથી. આવા વિષયી સાક્ષરો કવિશ્રીવિષે લખે તો ખચિત જ કવિશ્રીના સુકુમાર અક્ષરદેહ પર નિર્દયતાથી ભાલા ઘોંચવાનું જ કાર્ય કરે, એમાં લેશ પણ શંકા નથી. આજના જમાનામાં આવા કહેવાતા સાક્ષરોની વિપુલતા છે માટે જ આવા કડક પણ સત્ય શબ્દો વાપરવા પડે છે.

ભક્તોનો ઇશ્વર ઓળખવા માટે પણ ભક્તહૃદયની જરૂર છે. આધુનિક હૃદયો ભક્તના હૃદયમાં બિરાજતાં સ્વરૂપને નજ ઓળખી શકે. આધુનિકોનો ઇશ્વર એટલે સારાં કે ખોટાં કામોનો ઇન્સાફ આપનાર એક વરિષ્ઠ અદાલતનો ન્યાયાધીશ. જાણે કે ચાર પાંચ હજાર રૂપીઆનો દરમાયો લઇને આખો દિવસ કાયદાનાં પોથાંઓ ઉથલાવતો એક ન્યાયમૂર્તિ! જેને દયા બતાવવાનો પણ અધિકાર નહિ! કાયદાના અક્ષરોરૂપી બેડીઓમાં જકડાયલો એક કેદી બીજાને ક્યાંથી મુક્ત કરી શકે? આધુનિક લોકોના હૃદયમાં ઇશ્વરનો આભાસ

કાંઇ આવોજ હશે ! ન્યાયાધીશની સત્તા પરિમિત અને ઈશ્વરની તેથી વધારે, બસ, થઇ ચૂકયું, આથી વિશેષ ઐશ્વર્ય ધરાવનાર પ્રભુ તેમને જોઇતો નથી. આમ પશ્ચિમ દિશામાં દોડતા હાલના નવ્ય શિક્ષિતો અને પૂર્વના રમ્ય પ્રદેશમાં વિહરી રહેલા ભક્તોનો મેળ કયાં ખાય ? ભક્તોનો ઇશ્વર એટલે તો કર્તું, અકર્તું અને અન્યથાકર્તું સમર્થ છે. એના ભ્રુકુટીવિલાસ માત્રમાં અનંત કોટિ બ્રહ્માંડ ઉદ્ભવે અને લય પામે. પાપી અને પતિતોને પણ ક્ષણમાત્રમાં પાવન કરીને ઉત્તમ પદની પ્રાપ્તિ કરાવે અને જ્ઞાનના ગર્ત્તમાં ગળી ગયલા તેમજ યોગના ગર્તમાં ગબડી પડેલાને પત્તો પણ ન લાગવા દે, પ્રેમી ભક્તો પાસે દીન બની તેની તાબેદારી સ્વીકારે અને તેને સર્વસુખ આપે એ ભકતોનો ઇશ્વર; એ ભકતોના પ્રાણનાથ, એ ભકતોનું સર્વસ્વ, આ અંતરને કોણ ઢુંકવી શકે ? હવે નવ્ય શિક્ષિતો પશ્ચિમમાં ઉભા રહીને પૂર્વના વિહારીઓને અવલોકે, તો તેમને શું સૂઝે ? કાંઇજ નહિ.

ઉપર જણાવેલુંજ ઇશ્વરસ્વરૂપ જ ભક્ત કવિઓનો આદર્શ છે. કવિશ્રી કહે છે કેઃ—

અનંત કોટિ બ્રહ્માંડ ભૂપ મહાપુરુષ અચિંત્ય,
દાતા ભોક્તા વિશ્વંભર હરિ જગ ઉદ્ધરન.
કર્તું અકર્તું અન્યથા કર્તું સમર્થ દેવા.

કવિશ્રીનો ઇશ્વરાદર્શ આ છે. આનો જ વિસ્તાર આ ગ્રંથમાં કવિશ્રી કરે છે. પ્રભુનું આવું અટપટું સ્વરૂપ હૃદયમાં ઉતરે તે માટે કવિશ્રી પુરાણોના અનેક દૃષ્ટાંતો આપે છે. આ ઇતિહાસથી, આ કથાઓથી પ્રભુનું માહાત્મ્ય સારી પેઠે સમજાય અને કાંઇક દૃઢતા થાય. પ્રભુના સ્વસ્વરૂપમાંથી પ્રકટ થયલા આ વિશાલ બ્રહ્માંડની વિશાળતા, અનેક દેવદેવીઓ, અનેક ગ્રહો લોકપાલો આદિ વૈભવોનું સૂચન કરીને કવિશ્રી કહે છે કેઃ—

સકલ ચરાચર વ્યાપક તુમ પ્રભુ કાલકે કાલ,
અખિલ જગત સ્થિતિ એક અંશ તિહારો નંદલાલ.

ઉપર પ્રમાણે અનેક રીતે પ્રભુની મહત્તાનો વિચાર કરીને કવિશ્રી કહે છે કેઃ—

અશરણુ શરણુ અનાથ બંધુ તુમ પતિત પાવન,
અધમોદ્ધરન દયાલ દયાનિધિ પ્રનત નિભાવન.
નહિ પ્રભુ તુમ જપ તપ બસ નેમ ધર્મ વ્રત કોઉ,
યજ્ઞ વિવિધ અષ્ટાંગયોગ બસ તુમ નહિ હોઉ.
જ્ઞાન ધ્યાન કાષ્ટા કર્મજડ તુમ નહિ પાવે,
નહિ તુમ સાધન સાધ્ય એક પ્રેમહી ગ્રહી લાવે.

કવિશ્રીના હૃદયમાં પ્રભુનું જે સુકુમાર રસાત્મક સ્વરૂપ પ્રકાશી રહ્યું છે તેનાં આ કિરણો છે. ભકતોના હૃદયોમાં બિરાજતો ઇશ્વર તે આ, એમ કવિશ્રી કહે છે. વળી બ્રાહ્મણ જેવા ઉત્તમ કુલમાંજ જન્મ મળવાથી પ્રભુ પ્રાપ્ત થાય છે અને કર્મકાંડમાં બફાઇ જવાથી જન્મની સાર્થકતા છે એ કહેવાતી વૈદિક માન્યતાને પણ કવિશ્રી પોતાના અનુભવરૂપ સુરંગથી ઉરાડી મેલે છેઃ—

નહીં ઉત્તમ કુલ જન્મ કર્મ બિન શ્રમ શ્રુતિ છંદ;
એક હિ પ્રેમપ્રતાપ ગોપી ગ્રહિ લહે ગોવિંદ.

શ્રીગોપીજનો ક્યાં ઉત્તમ કુલમાં પ્રકટ થયાં હતાં ? ક્યાં ઉત્તમ કાર્યો હતાં ? વેદશાસ્ત્રોમાં તેમણે શ્રમ ક્યાં કર્યો હતો ? માત્ર પ્રેમના જ પ્રતાપથી એ ભક્તજનોએ ગોવિંદને બાંધી લીધા હતા. આગળ કવિવર કહે છે કે, પ્રભુએ પ્રેમને વશ થઇને વેદવિધિની પણ દરકાર કરી નથી. વેદવિધિને પરાધીન બનેલાં લક્ષ્મીજી (પતિવ્રતા), શેષ (દાસ), અને બ્રહ્માજી ( તપસ્યા સેવનાર યોગી ) આ દેવાંશોને જે

કુલ ન મલ્યું, તે વ્રજના શ્રીગોપીજનોને મલ્યું. એક બ્રાહ્મણદેહથી ઢંકાયલાં હૃદયમાં આ દૈન્યપૂર્ણ ઉદ્દગારોના પડઘા પડે એ તો એ દિવ્ય હૃદયની અનેરીજ ઉદારતા છે, વિશાળ ભાવના છે. પ્રભુ શ્રીકૃષ્ણમાં પરસ્પર વિરુદ્ધ જણાતા એવા આશ્ચર્યજનક અટપટા ધર્મો કેવા છે તેનું વર્ણન શ્રીભાગવતાનુસાર કવિશ્રી કરે છે. જેને શ્રુતિ નૈષ્ઠિક બ્રહ્મચારી તરીકે વર્ણવે તે પ્રભુ ભક્તાધીન થઈ ભક્ત સાથે રમે-ખેલે. આવા અનેક ધર્મો દર્શાવીને પ્રભુની બાલલીલાનું વર્ણન પણ કરે છે. પ્રભુ ભક્તને કેવા વશ છે તેના અનેક દાખલા આપીને પ્રભુની ભક્તપરવશતા અને કરુણારસિકતાનો હૂબહૂ ચિતાર ઘણાજ ભાવવાહી શબ્દોમાં આપતાં કહે છે કેઃ—

ભક્તવિરહકાતર, મહાભક્ત પ્રાનતે પ્યારે;
ભક્તવત્સલ ભક્તાધીન, નહીં ભક્તનતેં ન્યારે.

આમાં પ્રભુની ભક્તાધીનતાનું મૂર્ત્તિમત્ સ્વરૂપ આલેખી દીધું છે! કેવું સુંદર ચિત્ર છે? ભક્ત હૃદયનો પ્રભુ કેવો સ્નેહપૂર્ણ છે? ક્યાં કાયદાના પોથાંઓ ઉથલાવતો આજનો ઇશ્વર અને ક્યાં ભક્ત હૃદયના પ્રેમપાશમાં બંધાઇને વ્યાપક કાનૂનોને કોરાણે મૂકી દેતો ભક્ત-પ્રભુ! આ વાત સમજાવવાને ભક્તોના ઘણા ઐતિહાસિક દાખલા કવિશ્રી વર્ણવે છે.

ત્યારબાદ પ્રભુ શ્રીકૃષ્ણનાં ધામનું વર્ણન ૯૭ મી કડીથી પ્રારંભાય છે. મહાનુભાવી શ્રીગોપાલદાસજીના ગુજરાતી શ્રીવલ્લભાખ્યાનને અનુસરીનેજ કવિશ્રી આ વર્ણન વ્રજભાષામાં રહે છે. શ્રીવલ્લભાખ્યાનનાજ શબ્દકુસુમો કવિ પોતાની માળામાં ગુંથી દે છેઃ—

નિર્ગુનકો નિર્દેશ અટપટો, મુખ કહા કરિ કહીએ?
નેતિ નેતિ કહે નિગમ, અસ્તિ વસ્તુ કછુ લહીએ.

તાહુ તે પર પુરુષોત્તમ લીલા અચલ વિહારી,
બ્રહ્મજ્ઞાની મુક્તિમાર્ગી નહિ સ્વપ્ન વ્યવહારી.

ઉપર જણાવેલી અનેક કડીઓ શ્રીવલ્લભાખ્યાનના સુરને આલાપે ઉપરની ચાર કડીઓ જ સરખાવો શ્રીવલ્લભાખ્યાનની નીચેની ીઓ સાથેઃ—

નિર્ગુણનો નિર્દેશ અટપટો રસના શી પેરે કહીએ ?
અસ્તિ વસ્તુ સહુ કો મળી બોલે, નિગમ નેતિ નેતિ ગાયે,
તેહ થકી પુરુષોત્તમ અળગા, લીલા અચલ વિહાર,
બ્રહ્મજ્ઞાની ને મુક્તિમાર્ગી, સ્વપ્ને નહિ વ્યવહાર.

શ્રીવલ્લભાખ્યાનની છાયા લઇનેજ કવિશ્રીએ પ્રભુની નિત્ય-ીલાસ્થલીનું વર્ણન કર્યું છે. પછીથી પ્રભુનું સ્વરૂપ (નખશિખાંત) વર્ણવે છે, પ્રભુના એકએક રસપ્રચુર અવયવનાં માધુર્યનો પરિચય આપે છે. પ્રભુના શ્રીમસ્તકથી પ્રારંભીને ચરણકમલ સુધીના અવયવો અને શૃંગારોનું વર્ણન સુંદર ઉપમા સાથે કર્યું છે. નીચેનું વર્ણન તો તેમાં કમાલ કરે છેઃ—

સુંદર લોલ કપોલપર કુંડલકી છાંઇ;
સજલ જલદ મધિ દુર દામિની જનુ દેત દિખાઇ.

શી સુંદર ઉત્પ્રેક્ષા છે ? જલભરેલા મેઘના સરખા રસભર્યા સુંદર શ્યામ કપોલ છે. એ કપોલપર હલી રહેલાં કુંડલની કાંતિ પડે છે, કે જાણે મેઘમાં વીજલી ચમકી ! કેવું સહજ વર્ણન છે.

પ્રભુના બન્ને ચરણકમલનાં ૧૬ ચિહ્નો શાસ્ત્રોમાં જણાવ્યાં છે. એ સોળે ચિહ્નોનું વર્ણન તથા તેના દરેકના ભાવોનું પણ ૧૨૮ કડીથી સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે. છેવટે તેની ફલશ્રુતિ વર્ણવે છેઃ—

કૃષ્ણચરન યુગ ચિહ્ન સહિત જો ધ્યાન લગાવે,
સો જન સબ ફલ પાય બહોત બડભાગી કહાવે.

પ્રભુનું આટલું બધું વર્ણન અને એનાં સ્વરૂપરસના આધારરૂપ ભક્તો વિષે કાંઈ ન હોય તે બને જ કેમ ? છેવટે પ્રભુના એ મહારસાત્મક માધુર્યને હૃદયના દિવ્ય સ્થાનમાં સ્થાપી રહેલાં વ્રજાંગનાઓનાં પવિત્ર નામોનું કથન કરીને નિજ વાણીને કવિશ્રી અલંકારે છે, રસવાહિની બનાવીને સાર્થક અને પુનિત કરે છે. છેવટે પ્રભુનાં એ હૃદયાસ્વાદ્ય ધ્યેય સ્વરૂપનું ચિત્ર આલેખી ગ્રંથ સમાપ્ત કરે છેઃ-

તા મધ્ય મોહન લલિત ત્રિભંગી શ્રીનંદલાલ;
બિલસત રાસ અખંડ રંગીલી સંગ બ્રજબાલા.

ખેદની વાત તો એ છે કે કવિશ્રીનો આ રસમય ગ્રંથ અપૂર્ણ મલ્યો છે. કવિશ્રીના આસનપર બેસીને દ્રવ્યસંપાદન તરફ લક્ષ્ય આપનારા ડભોઇમાંના તેમના શિષ્ય પૌત્રના સાંકડા વિચારો આ ગ્રંથ પૂરો પ્રકટ કરવામાં આડા આવ્યા છે. એ પ્રકટ કરતાં ઘણોજ ક્લેશ થાય છે.

વ્રજભાષાનો ત્રીજો ગ્રંથ ભક્તિવિધાન છે. ભક્તિ વિષયમાં શાસ્ત્રકારોએ જે તત્ત્વદોહન કર્યું છે તેનો સંપૂર્ણ ચિતાર આ ગ્રંથમાં છે. આ ગ્રંથ માત્ર વાંચી જવાનોજ નથી, પણ તેનું તો મનન કરવાનું છે. કવિશ્રીએ ભારતવર્ષમાં પર્યટન કરીને જે અનુભવો લીધા, શાસ્ત્રીય ગ્રંથોનું મનન કર્યું, સત્સંગસુધાનો આસ્વાદ પ્રાપ્ત કર્યો, શ્રીગુરુદેવનાં પાસાં સેવ્યાં, સાંપ્રદાયિક સિદ્ધાંતોનું મનન અને ભગવદીયોનાં ચરિત્રોનો અભ્યાસ વગેરે કર્યાં, તેના ફલરૂપે આ ગ્રંથ છે. ભક્તિમાર્ગીય સિદ્ધાંતોની ઝીણવટ અને પ્રાચીન ભક્તિમાર્ગમાં શિખરસ્થાને વિરાજી રહેલો પુષ્ટિમાર્ગ, એનો સુંદર ચિતાર આ ગ્રંથમાં છે.

વળી કવિશ્રી આ ગ્રંથમાં પોતાનાં જીવનના અનુભવો પણ કહે છે. આ અનુભવો દુન્યવી સ્પૃહાવિનાના એક ભક્ત હૃદયના છે એટલે તેમાં લેશ પણ અસત્ય કે અતિશયોક્તિના અંશનાં મિશ્રણ-નો સંદેહ ન જ થાય. એમાં નિખાલસ દીલના એકરારો છે. ઉપરથી બીજું કહેવું અને દીલમાં જુદી બાજી ખેલવી એ આવા લોકાતીત ભક્તજનોમાં ન જ આરોપી શકાય. પણ मनस्यन्यद् वचस्यन्यत् નો પાઠ ભણવામાં કુશળ હાલના સાક્ષરો ભક્ત કવિઓના હૃદયની નિર્મલતાનું પ્રતિબિંબ સ્વ હૃદયમાં ન જ ઝીલી શકે એ સ્વાભાવિક છે. તેથી જ આવા સાક્ષરોએ આલેખેલાં કવિચિત્રો બેડોલ હોય છે અને કવિના દિવ્ય અક્ષરદેહને કદરૂપો બનાવી દે છે. કવિનું યથાર્થ ચિત્ર આલેખનારાઓ કે જોનારાઓ કવિશ્રીના આવા ગ્રંથનું મનન કરે અને તેનું તત્ત્વ સમજે તોજ સ્વકાર્યમાં ફતેહમંદ થઇ શકે.

પ્રસ્તુત ગ્રંથનાં પ્રારંભમાં મંગલાચરણ કરીને વસ્તુનો નિર્દેશ કરતાં ગ્રંથકર્ત્તા લખે છે કેઃ—

જ્ઞાનોત્તરકી જો પરા, જીનકો કહિયત ભક્તિ;
બિન હરિ ગુરુ વા ભક્તકી, મિલત ન દઢ આસક્તિ.

આ ગ્રંથમાં કઇ ભક્તિનું વર્ણન છે તેનું સ્પષ્ટાકરણ કવિશ્રી પહેલાંજ કરી દે છે. પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયા પછી આખરે જે પરમ-કાષ્ઠાપન્ન અવસ્થા પ્રાપ્ત થાય છે તે ભક્તિ છે એમ કવિશ્રી કહે છે. કવિશ્રીનો આ આદર્શ કેટલો ઉચ્ચતમ છે એ આ પ્રારંભના દોહરાથી જ જણાઇ આવે છે. કવિશ્રી ભક્તિનું વિશાળ સ્વરૂપ સમજાવવા માટે એક રૂપક આપે છે. કહે છે કે, ભક્તિ નામનું તો એક મોટું શહર છે. આ શહર સત્સંગ નામના એક મોટા ઇલાકા-માં આવેલું છે. આ ભક્તિ શહરમાં 'પ્રેમની પોળ' છે. આ 'પોળ'

માં દાખલ થઇને પ્રભુની સેવા કરે ત્યારે તેને પ્રેમલક્ષણા ભક્તિનો રંગ લાગે છે. વસ્તુતઃ તો ભક્તિ એ પ્રભુની સ્વામિની છે. ( જુઓ કૃષ્ણોપનિષદ્. ) એ ભક્તિ જેના હૃદયમાં વસે તે ભક્ત કહેવાય. વસ્તુતઃ તો ભક્તિ, ભક્ત, ભગવાન્ ગુરુ; એ બધા એકજ છે, નામ માત્ર જુદાં જુદાં છે.

આ પ્રમાણે કવિશ્રી ભક્તિનું વર્ણન કરીને, પોતાનાં હૃદયનાં સર્વસ્વરૂપ શ્રીવલ્લભકુલનું વર્ણન કરે છે. શુદ્ધાદ્વૈતપુષ્ટિપથાચાર્ય જગદ્‌ગુરુ શ્રીમદ્‌વલ્લભાચાર્યજી અને એઓશ્રીના કુલને કવિશ્રી ભગવત્સ્વરૂપ માને છે. શ્રીવલ્લભકુલ તરફ કવિશ્રી કોઇ અનેરી દિવ્ય દૃષ્ટિએ જુએ છે. શાસ્ત્રો, ભક્તવાણી વગેરેના આધાર આપીને તે કરતાં તો વિશેષ પોતાનો અનુભવ કવિશ્રી કહે છેઃ—

મહાપુરુષનને જો કહ્યો, શિખ દ્રઢ હિતકારી,
સો લહ્યો હિય દગન તેં ભ્રાંતિ સમૂલ બિદારી.

તા દિનતેં લગી પ્રેમકી, ચોટ સુ અજહૂ આડી,
તાસું આન મન નહિ રુચે, ધ્રુવ પુતરી દિસ જાડી.

ગ્રંથકાર લખે છે કે, મહાન્ પુરુષોએ જે હિત કરનારી શિક્ષા મને આપેલી તે હૃદયમાં દ્રઢ રીતે સ્થપાઇ ગઇ હતી. પણ તે જયારે મારાં હૃદયચક્ષુ ખુલ્લી ગયાં ત્યારે જે કાંઇ ભ્રાંતિ હતી, તે સમૂળ ટળી ગઇ. તેજ દિવસથી પ્રેમની જે ચોટ લાગી તે આજ દિવસથી તાજી ને તાજીજ છે. તેથી હવે મને શ્રીવલ્લભવિના બીજું કાંઇ રુચતું નથી. ઉત્તર ધ્રુવ કઇ તરફ છે તે જાણુવા માટેના હોકાયંત્રને ગમે તેમ ફેરવીશું પણુ તેમાંની પુતળી ઉત્તર ધ્રુવ તરફજ જશે તેમ હવે મારૂં હૃદ્ય તે તરફજ જવાનું. કવિશ્રીની શ્રીવલ્લભકુલ ઉપર આવી જવલંત શ્રદ્ધા છે, છતાં હાલના સાક્ષરો કવિશ્રીને શ્રીવલ્લભકુલના

વિરોધી તરીકે પણ ચિતરી મારે છે! સાક્ષરોની મનોદશાનું આ કેવું પ્રતિબિંબ છે!

ભકિતમાર્ગીય કવિઓના વિચારો પણ એક સરખાજ હોય છે, પછી ભલે તેમની વચ્ચે સેંકડો વરસોનું અંતર કેમ નથી હોતું! ગુર્જર સાહિત્યના આદ્ય સ્રષ્ટા શ્રીનરસિંહ મહેતાએ આ પરિદશ્ય-માન જગતને સત્યજ માન્યું, પ્રભુસ્વરૂપ માન્યું, પ્રભુથી અભિન્ન માન્યું, શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ ગાયો, તેમ શ્રીદયારામભાઇ પણ એ જ સિદ્ધાંતને અવલંબે છેઃ—

જગત સબે હરિરૂપ હે, અસ મતિ તબતેં હોઇ,
બ્રહ્મ પૃથક્ ભાસત નહિ, કાર્યકારણ સબ સોઇ.

દયારામભાઇ કહે છે કે, સત્સંગાદિ થયા પછીથીજ મને ખબર પડી કે આ જગત્ શ્રીહરિરૂપ છે, મિથ્યા નથી, માયાનો ભાસ માત્ર નથી. તે પહેલાં કદાચ કવિવર ઉપર શાંકરમાયાવાદની અસર હશે પણ તે દૈવી હૃદયપર વધુ નજ રહી શકે. જગત્ બ્રહ્મથી અલગ નથી, કાર્યરૂપ જગત્ અને કારણરૂપ બ્રહ્મ એકજ છે. આ ઉપરાંત શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદના મર્મરૂપ સિદ્ધાંતો ચર્ચવામાં આવ્યા છે.

ત્યાર પછી કવિશ્રી શુદ્ધાદ્વૈત સંપ્રદાયના સ્થાપક આચાર્યશ્રીનાં વંશનું વર્ણન કરે છે. આચાર્યશ્રીના બે પુત્ર, શ્રીગોપીનાથજી અને શ્રીવિઠ્ઠલનાથજી તથા શ્રીવિઠ્ઠલનાથજીના સાત પુત્ર શ્રીગિરિધરજી, ૨ શ્રીગોવિંદરાયજી, ૩ શ્રીબાલકૃષ્ણજી, ૪ શ્રીગોકુલનાથજી, ૫ શ્રીરઘુ-નાથજી, ૬ શ્રીયદુનાથજી, ૭ શ્રીઘનસ્યામજી, એ સર્વનાં નામ, રૂપ અને ગુણનું વર્ણન વિસ્તારપૂર્વક સવિસ્તર કરે છે. વળી એ કુમારોના શ્રીમસ્તક ઉપર ક્યાં ક્યાં સેવ્ય પ્રભુનાં સ્વરૂપો બિરાજે છે તેનું પણ વર્ણન છે. એ સાતે કુમારો શ્રીનાથજીની કઇ કઇ સેવા

કરતા એનો ઉલ્લેખ કવિશ્રી કરે છે. સંપ્રદાયના ગ્રંથોમાં પણ આ ઉલ્લેખ ક્વચિતજ હશે. આ ઉલ્લેખથી પુષ્ટિમાર્ગીય ગૃહસ્થાશ્રમનો આદર્શ સમજાય છે. કુટુંબના દરેકે દરેક અંગો પ્રભુસેવામાં પરોવાઇને કેવી રીતે આ સંસારના બંધનોથી મુક્ત થાય છે અને દુઃખ-દાવાનળની વચ્ચે કેવી દિવ્ય શાંતિ અનુભવે છે તેનો ખ્યાલ માત્ર પુષ્ટિમાર્ગીય જીવનથી જીવ્યા હોય તેને જ આવે. કવિશ્રી અન્યત્ર કહે છે કેઃ—

"ગમ્ય ન પડે અવરને પુષ્ટિસૃષ્ટિનું જીવન."

શ્રીવલ્લભાધીશ્વરના પરિવારનું, આપશ્રાના સેવ્ય સ્વરૂપોનું વર્ણન કરીને કવિશ્રી હવે પોતાનો દિવ્ય પુષ્ટિમાર્ગમાં અંગીકાર કરનાર ગુરુદેવનો પરિચય આપતા હોય તેમ લાગે છે! કવિશ્રી પોતાને અષ્ટાક્ષર મંત્ર આપનારા ગુરુદેવ તરીકે શ્રીદેવકીનંદનજીનો પરિચય આ ગ્રંથમાં આપતા હોય તેમ જણાય છે! પણ જે શ્રીદેવ-કીનંદનજીનો પરિચય કવિશ્રીએ આપ્યો તે શ્રીદેવકીનંદનજી તો સં. ૧૬૩૪ માં પ્રકટ થયા છે અને કવિશ્રીનો જન્મ સં. ૧૮૭૩ માં થયો. એટલે આ વાત બંધબેસતી જણાતી નથી. આ બાબતપર કલાકો સુધી વિચાર કરતાં કોઇ પણ રીતે કવિશ્રીનાં જીવનમાં અને કડી ૬૭ થી ૭૯ અને ૮૩ થી ૮૪ સુધી આપવામાં આવેલો સ્વાનુભવ ઘટી શક્યો નહિ. આ શો ઘોટાળો છે? ખૂબ મનન કરતાં ૮૦ મી કડી ઉપર નજર પડી; તે આ રહીઃ—

સદ્‌ગુરુ વલ્લભલાલ પદરેણુ સિર પર ધાર;
ભક્તિબિધાન યા ગ્રંથકો, લિખું નિજ મતિ અનુસાર. ૮૯

૮૦ કડીઓ પછી ગ્રંથ લખવાની પ્રતિજ્ઞાનો ઉલ્લેખ તો કોઈ ગ્રંથમાં ન હોય! ત્યારે વળી વચ્ચે ૮૦ મી કડીમાં આ વાત

ક્યાંથી ? આવા અનેક સંદેહો થયા. આ ભાગમાં જેવો ભક્તિવિધાન ગ્રંથ છપાઈ ગયો છે, તેવો ને તેવોજ ગ્રંથ કવિનો ન જ હોવો જોઇએ એવો નિશ્ચય થવા લાગ્યો. એટલામાં તો કાઠિયાવાડના મરજાદી પરમ ભગવદીય ૧ પટેલ વૈષ્ણવે થોડા જ સમય પર મને આપેલા એક ગ્રંથ ઉપર નજર પડી. આ ગ્રંથ સં. ૧૬૮૧ ની સાલમાં રચાયલો છે અને તેનું નામ પણ '**ભક્તિવિધાન**'જ છે ! આ ગ્રંથ પણ વ્રજભાષામાં જ છે. ગ્રંથના અંતમાં આ પ્રમાણે ઉલ્લેખ છેઃ—

"ઇતિ શ્રીદેવકીનંદનકુમાર ચરણૈક સરણ સોભાચંદ કૃત ભક્તિ વિધાન સંપૂર્ણ સંવત ૧૬૮૧ અસાઢ સુદિ પંચમી ગુરૌ ગ્રંથોત્પત્તિ ! લિખિત દાસાનુદાસ ચરણરજ દા....લખમણના જે વાંચે તે સભા સમસ્તને ભગવત્ સ્મરણ ! સં. ૧૮૩૦ પૌષ સુદ ૮ **મસ્કત** મધ્યે !"

ઉપર પ્રમાણે જોતાં જ એ ૯૩૧ દોહરાનો ગ્રંથ આખો વાંચી ગયો. એનું મનન કરતાં જ સંદેહ નષ્ટ થઇ ગયો અને બધો ઘોટાળો દૂર થયો. વાત આ બની છે. ઉક્ત વૈષ્ણવ શોભાચંદે સં. ૧૬૮૧માં લખેલા ભક્તિવિધાન ગ્રંથનો કેટલોક ભાગ કવિવર દયારામભાઇના ગ્રંથમાં પેસી ગયો છે. શ્રીદયારામભાઇના 'ભક્તિવિધાન' માં નીચેની કડીઓ થોડા પણ ફેરફાર વિના પ્રાચીન ઉક્ત ભક્તિવિધાનનીજ છેઃ-

૩૧ થી ૩૫ા સુધી, ૬૭ થી ૭૩ અને ૭૫ થી ૭૮ સુધી, ૮૪ થી ૯૫ા તથા ૧૧૪, ૧૧૬ થી ૧૨૧–૧૨૯ ૧૩૭ થી ૧૪૩–૧૪૫ થી ૧૭૫, ૧૮૪ થી ૨૦૫ આ પ્રમાણે દયારામભાઇના ભક્તિ-વિધાનના છાપેલા ૨૩૩ દોહરાઓમાં લગભગ ૧૧૭ દોહરા પ્રાચીન ભક્તિવિધાનના જ ભેળાઈ ગયા છે !

આ વસ્તુસ્થિતિના પ્રકાશ પછી લેશ પણ સંદેહ રહ્યો નહિ. કારણ કે, સં. ૧૬૩૪ માં પ્રકટ થયલા ગો. શ્રીદેવકીનંદનજીના સેવક શોભાચંદજી સં. ૧૬૮૧ ની સાલમાં સ્વાનુભવ સિદ્ધ ગ્રંથ લખે તે બરોબર બંધબેસતું જ ગણાય. તેઓએ શ્રીદેવકીનંદનજી પાસે દીક્ષા લીધેલી હશે તેનો પણ નિશ્ચય થાય છે. અને એમના ગ્રંથનો ભાગ આ **પ્રસ્તુત** ગ્રંથમાં દાખલ થઇ ગયો તેથી ગોટાળો ઉભો થયો, એ વાત સ્પષ્ટ થઇ. આ કેમ બન્યું હશે તેનો પણ વિચાર કરવો ઘટે.

સદ્‌ગત જોષીજી નાથજીભાઇ કવિશ્રીના હસ્તલિખિત ગ્રંથોનો સંગ્રહ કરતા હતા. પ્રાચીન મળે તો તે પધરાવતા અને તે ન મળે તો ઉતારી લેતા હતા. આ ગ્રંથમાળામાં છાપેલા ગ્રંથોની નકલો તેઓ લખી મોકલતા હતા. 'ભક્તિવિધાન' એ નામનાં સામ્યથી તેમણે કે તેમના પહેલાના કોઇ લેખકે કવિશ્રીના ભક્તિવિધાનમાં પ્રાચીન ગ્રંથના દોહરાઓ લખી નાખ્યા હશે. સદ્‌ગત જોષીજી જૂની શૈલીના એક અતિશ્રદ્ધાળુ પરમ ભગવદીય હતા. આવા પ્રેમી વૈષ્ણવોની દષ્ટિ ઇતિહાસની બારીકાઇ તરફ નથી હોતી. એઓ તો કવિશ્રીની વાણીના વિલાસમાં, તેનાં માધુર્યના આસ્વાદમાં મસ્ત હોય છે. વળી ગ્રંથનું નામ એક છે, લેખકો પણ પુષ્ટિમાર્ગીય જ છે, સિદ્ધાંતો પણ એકસરખા જ છે અને ભાષા પણ વ્રજ છે, તેથી સાવચેતી ન હોય તો આવો સંભ્રમ થઇ જાય જ એમાં લેશ પણ શંકા નથી. પણ આ ગ્રંથનો વિચાર કરતાં હું જ ભ્રમમાં પડી ગયો હતો. ભ્રમના વમળમાં પડેલાં સત્યનો પ્રકાશ કરવાની પ્રભુની ઇચ્છા હતી, તેથી પ્રાચીન પુસ્તક મળ્યું અને ભેદનો પડદો ખુલી ગયો. આ જ વસ્તુસ્થિતિનાં દર્શન પછી જે આનંદ થાય છે તેનો અનુભવ તો એક સંશોધકને જ હોય.

૬૭ મા દોહરાથી પ્રાચીન ભક્તિવિધાન ગ્રંથનો ભાગ શામીલ થઇ ગયો છે, તેથી તેમાંના અનુભવો સાથે કવિશ્રીના ચરિત્રને કાંઇ સંબંધ નથી એ ઉપર સિદ્ધ થઇ ગયું છે. ૯૬ મા દોહરાથી કવિ સત્સંગમાહાત્મ્ય કહે છે. તે પછી સત્પુરુષોનું લક્ષણ બતાવે છે:—

જગમેં મિલન અનૂપ હેં, ભગવદીયનતેં સંગ,
જીનકે સંગ પ્રતાપ સોં હોત શ્યામ સોં રંગ.

નહીં કાહૂસે બેર હેં, નહીં કછુહી પરવાહ,
એસે હરિકે સંતજુ, કહા રંક પદ શાહ.

નિજાનંદમેં મગ્ન હે, કદા ન વ્હે દીલગીર,
નહીં આશકે ત્રાસ કછુ, નિશ્ચલવૃત્તિ સ્થિર.

ભગવદ્‌ભક્ત કેવા હોય, તેનું સ્વરૂપ ઉપરના ઉત્તમ સદ્‌ગુણોથી કવિશ્રી આલેખે છે. કવિશ્રીનું ધ્યેય આવા ભક્ત બનવા તરફ હતું અને આવા સત્પુરુષોના સંગને જ મોક્ષાધિક માનતા હતા. હવે "છેલબટાઉ, ફાંકડો, રંગીલો રસીલો એક પ્રણયી", કહો કે વિષયાસક્ત કામી હોય તે વળી ભક્તનાં સ્વરૂપો આલેખવા બેસે ખરો ? તે વળી આવા સત્પુરુષોના સમાગમની અભિલાષા રાખે ખરો ? તમારૂં હૃદય શું કહે છે ? દયારામ પ્રણયી કે પ્રભુપ્રેમી ?

૧૧૦ મી કડીમાં કવિશ્રી જે શ્રીદ્વારિકેશજીનાં નામનો નિર્દેશ કરે છે, તે શ્રીદ્વારિકેશજી ભાવનાવાળા હશે અને એઓશ્રીના ગ્રંથપરથી કેટલાક સિદ્ધાંતો આ ગ્રંથમાં ઉતાર્યા છે એમ જણાય છે. ૧૧૪ થી ૧૨૧ સુધી તો પ્રાચીન પુસ્તકમાંનો ભાગ છે. તે પછી કવિશ્રી પ્રભુના અવતારો તથા અક્ષરબ્રહ્મ, જગત્, જીવ વગેરે તત્ત્વોનો વિચાર શુદ્ધાદ્વૈત વેદાંતની દૃષ્ટિએ કરે છે. ત્યારબાદ વળી

પ્રાચીન ભક્તિવિધાનનો ભાગ દેખાય છે તે પછી કવિશ્રી પ્રીત વિષે એક સુંદર દોહરો લખે છે:—

પ્રીત વહાં પરદા કહાં, પરદા વહાં કહા પ્રીત ?
પ્રીત વહાં પરદા ભયા, તો પ્રીત નહીં વિપરીત.
હરિપ્રીતિ પ્રાકટયકો, યહ હેં બડઇકિ ઉપાય;
સદા ગુરુકે સરન રહી, ભક્તનસોં જત્ન મિલ જાય.

ભક્તિમાર્ગના પ્રકીર્ણ વિચારણીય અનુભવો કવિશ્રી આલેખીને ૧૮૨ મા દોહરામાં શ્રીમદ્‌વલ્લભાચાર્યજીના ષોડશ ગ્રંથ પૈકીના કેટલાક ગ્રંથોનું મનન કરવા કહે છે, કે જેથી સંદેહ નષ્ટ થાય. તે પછી ૨૦૫ કડી સુધી પૂર્વગ્રંથનો ભાગ છે. આગળ ચાલતાં કવિશ્રી ભક્તિનાં વિધાનો વધુ આલેખે છે, ભક્તનું સ્વરૂપ અને તેમનાં સંગનું માહાત્મ્ય વારંવાર લખે જ જાય છે. એક કડીમાં કવિશ્રી ખડી ગમ્મત કરે છે:—

ચાર મિલે ચોસઠ ખીલે, રહે બીસ કર જોર;
ઉરમેં આનંદ અતિ બઢે ખીલે સાત કરોર.

**અર્થ**:—ભગવદીયોને પરસ્પર મિલાપ થતાં–સત્સંગ થતાં જે આનંદ થાય છે તેનું આ ચિત્ર છે, કવિવર કહે છે કે ચાર નેત્રો મળતાં ચોસઠ–દાંત ખીલે છે. ( કારણ કે દરેકને બત્રીસ દાંત હોય છે.) તે પછી વીસ આંગળીઓવાળા ચાર હાથો સામસામી જોડાય છે. હૃદયમાં એટલો બધો આનંદ ભરાઇ જાય છે કે રોમાંચ થાય છે. દરેક મનુષ્યના શરીરમાં સાડાત્રણ કરોડ રુવાંટા છે. તેથી ૭ કરોડ ખીલી ઉઠે છે એમ વર્ણન છે !

૨૧૫ મા દોહરામાં આ ગ્રંથરચના કેમ થઇ તે વિષે લખતાં દયારામભાઇ લખે છે કે:-

નિજ જન અપનો જાનકે, કરી આજ્ઞા ગુરુ રાય;
વેદ કાંડ ત્રય સારકો, રચિત હૂ ગ્રંથ હિત લ્યાય.

મતલબ કે, આ ગ્રંથરચનાનું મૂળ ગુરુદેવની આજ્ઞા છે. પ્રભુની નિત્યલીલાસ્થલી શ્રીવ્રજભૂમિનું માહાત્મ્ય બતાવતાં કવિવર કહે છે કેઃ-

બૃંદાબન કો ચૂહરો, ઔર ગાંવકો ભૂપ;
તિનકી સરભર ના કરે, જો બેચ ખાત હે સૂપ.

ભક્ત કવિ કહે છે કે વૃંદાવનનો એક ભંગી, જે સૂપડાં વેચી ખાતો હશે, તેની બરોબરી એક ગામનો રાજા ન કરી શકે! શો સૌભાગ્યમદ! દુન્યવી આશા-તૃષ્ણાનો શો તિરસ્કાર! દુન્યવી પ્રણયને આ કેવો લત્તાપ્રહાર? છતાં આવા ભક્ત કવિને 'દુન્યવી પ્રણયી' કહેવા એ તેમના મહાન્ પવિત્ર અક્ષરદેહનું ખુન કરવાનો નીચ પ્રયાસ ન કહેવાય?

પ્રેમભક્તિ પાસે બિચારા યોગની શી દશા? જુઓઃ—

પ્રેમભક્તિ એકો પલક કોટિ બરસ કો યોગ;
પરા ભકિત સબ યોગ હે, યોગ પ્રેમ બિન રોગ.

કરોડો વરસ સુધી યોગ સાધી મરો, પણ તે પ્રેમની, ધગધગતા વિરહાગ્નિમય પ્રેમની એક પળ બરોબર નથી. પ્રેમ વિનાનો તો યોગ હોય? નહિ, નહિ, એ તો એક પ્રકારનો રોગ જ ગણાય!

ઉપસંહારમાં કવિશ્રી પોતાની દીનતા દર્શાવે છે અને ઉક્તપ્રેમની યાચના પ્રભુ પાસે કરે છે.

આ ભાગમાં ચોથો વ્રજભાષાનો ગ્રંથ **પુષ્ટિપથસારમણિદામ** છે. ભકિતનું સ્વરૂપ સમજ્યા પછી એની ભકિતને હૃદયમાં સ્થાપનારા મહાનુભાવી આચાર્યશ્રીઓ તથા ભક્તોનું પણ સ્વરૂપ જાણવું જ

જોઇએ. તેથી જ આ ગ્રંથની રચના થઇ છે. પ્રારંભમાં ગુરુદેવને પ્રણામ કરીને શ્રીમદ્વલ્લભવંશનું સ્મરણ કરે છે. આચાર્યશ્રી અને તેઓશ્રીના બે કુમાર, તથા બીજા કુમાર શ્રીવિઠ્ઠલાધીશ્વરના ૭ બાલજી, એ સર્વનું સપરિવાર સ્મરણ તથા એઓશ્રીના સેવ્ય સાત સ્વરૂપોનું વર્ણન કવિશ્રી કરે છે, તે પછી આચાર્યશ્રીના મુખ્ય સેવક શ્રી દામોદરદાસજી તથા અષ્ટસખાનું સ્વરૂપ વર્ણવે છે. ૪૨ દોહરામાં ગ્રંથ સમાપ્ત થાય છે.

પાંચમો ગ્રંથ **વિજ્ઞપ્તિવિલાસ** છે. ભક્ત હૃદય પ્રભુ પાસે કેવી દીનતાથી વિનતિ કરે છે, તેનું હૃદયભેદક કથન આ ગ્રંથમાં છે. એક એક દોહરો અદ્ભુત છે. ભક્ત હૃદય પોતાની ગુનાહગારી કબૂલ કરી વિનવે છે કેઃ—

ગુનાહગાર સાંચો હોં, તિહારો હોં ઘનશ્યામ;
હે ન દેનકો દંડ કછુ, ધરકો કરો ગુલામ.

ભક્ત કહે છે, હે શ્યામસુંદર! હું તારો ગુનેગાર તો છું જ. પણ જો તું દંડ કરીશ તો તે ભરવા માટે મારી પાસે કાંઇ નથી, માટે સજામાં મને ઘરનો ગુલામ બનાવી દો! કેવો ભાવ છે?

સંસારના તાપથી તપેલાં હૃદયમાં, ભક્તિરૂપ બીજને સિંચન કરવા માટે, દીનતા આદિ દૈવી ગુણોથી હૃદયમાં આર્દ્રતા લાવવા માટે આ ગ્રંથ અતિમનનીય છે. વિસ્તારભયથી તેમાંના ઉતારા વિશેષ ન આપતાં આખો ગ્રંથ મનન સાથે વાચવા વાચકોને વિનવું છું.

એક વાત અહીં પ્રકટ કરી દેવી જોઇએ. કવિશ્રીએ આ ગ્રંથ સ્વતંત્ર લખ્યો હોય તેમ લાગતું નથી. કવિશ્રીનો એક ગ્રંથ ' સત સૈયા' કરીને છે. તેમાંથી વિજ્ઞપ્તિઓનો મોટો ભાગ આમાં શામેલ થયો છે. તેમજ બીજા ગ્રંથોમાંથી પણ એકત્રિત થયો હશે.

પ્રભુની વિજ્ઞપ્તિના જેટલા ઉદ્‌ગારો છૂટા છવાયા કવિએ પ્રકટ કર્યા હશે, તેનો આ એક સંગ્રહ આ ગ્રંથરૂપે થયો હોય તેમ જણાય છે.

નામપ્રભાવબત્રીસી ગ્રંથ એક સમસ્યાપૂર્તિરૂપ છે. ગુરુદેવે "કલિ કેવલ શ્રીકૃષ્ણકો કીર્તન હી હે સાર" આ સમસ્યા પૂછી, ત્યારે દયારામભાઇએ તેની પૂર્તિ ૩૨ રીતે કરી છે, તેથી આ એક નાનો શો ગ્રંથ બની ગયો. એક ઉત્તમ વાનગીઃ—

સરલ સબ ધર્મ સિરમનિ, અરુ સબકો અધિકાર,
કલિ કેવલ શ્રીકૃષ્ણ કો કીર્તન હી હે સાર.
જો ન કરત તો વિપ્ર તહુ અઘ આસુચ ભંડાર.
કલિ કેવલ શ્રીકૃષ્ણ કો કીર્તન હી હે સાર.

સાતમો ગ્રંથ **શ્રીકૃષ્ણસ્તવનચંદ્રિકા** છે. ગ્રંથમાં પ્રભુનાં માહાત્મ્યનો પુરાણાદિ કથાને આધારે ખૂબ પરિચય કરાવ્યો છે. વળી પ્રભુનાં રમણીય નામો પણ પણ આ ગ્રંથમાં વર્ણવ્યાં છે. પ્રભુનું ધ્યાન કરવા માટે, માહાત્મ્ય સમજવા માટે આ ગ્રંથ મનનીય છે.

આઠમો ગ્રંથ **પુષ્ટિભક્તિરૂપમાલિકા** છે. આ ગ્રંથમાં તો શ્રીમદ્વલ્લભાચાર્યજીના છ લાખ સેવકોમાંથી ઉત્તમોત્તમ જે ૮૪ વૈષ્ણવો થયા છે, તેમનાં પ્રાતઃ સ્મરણીય ચોરાશી નામો આ ગ્રંથમાં કવિશ્રી વર્ણવે છે. ઉપરાંત શ્રીહરિરાયજીના ભાષાના ગ્રંથના આધારે એ ચોરાશી મહાનુભાવો પ્રભુની નિત્યલીલામાં કયા સ્વરૂપે બિરાજતા તે પણ જણાવ્યું છે. છેવટે કવિ દીનતાથી વિનવે છે કેઃ—

શ્રીવલ્લભકે દાસ તુમ, તુમ દાસન કે દાસ,
તાઉ પદરજ સીસ મમ, રહો અચલ એહી આસ.

ગ્રંથો પછી વ્રજભાષાનાં પ્રકીર્ણ પદો છે. આ પદોમાં શો ભાવ છે તે પદને મથાળે જણાવ્યું છે. કવિશ્રીના સખીભાવના વિલાસોના દ્યોતક આ પદો વાચીને કોણ કહેશે કે, કવિશ્રી વિષયાવિષ્ટ પ્રણયી કવિ હતા ? આ પદોને બે ભાગમાં વહેંચી નાંખ્યા છે. કવિ નર્મદ, સ્વર્ગસ્થ સાક્ષર ઇચ્છારામભાઇ વગેરે ભક્તિ અને શૃંગારને જુદા પાડી દેતા હતા. શ્રીનરસિંહ મહેતા વગેરે ભક્તોની વાણીમાંથી ભક્તિ શૃંગારને જુદા પાડવા એ એક અંગના બે ટુકડા કરી નાખવા બરોબર છે. કારણ કે, દુનીઆ જેને શૃંગાર કહે છે તે શૃંગારનો અંશ પણ ભક્ત કવિઓએ કદી ગાયો નથી. ભક્ત કવિઓની વાણીમાંનો શૃંગાર તે શૃંગાર નથી. અગ્નિમાં તપેલો લોઢાંનો ગોળો લોઢું નજ ગણાય. ભક્ત વાણીમાંથી શૃંગાર બાદ કરીશું તો તે એક નિર્જીવ જડ વસ્તુ જેવી નકામી નીરસ વસ્તુ થઇ પડશે. તેથી જ આ ગ્રંથમાં 'ભક્તિ રસ' નાં પદો છાપ્યાં છે. જેમને સાક્ષરો નીતિભક્તિનાં પદો કહે છે, તે વસ્તુતઃ ભક્તિનાં અંગરૂપ દીનતા, આશ્રય, વિજ્ઞપ્તિનાં પદો છે. હવેથી સાક્ષરોએ આ સૂક્ષ્મ વાતનો અભ્યાસ કરવો રહ્યો !

વ્રજભાષાનું સાહિત્ય આ ભાગમાં વધારે છે. ૨૩૦ પૃષ્ઠથી ગુજરાતી સાહિત્ય છાપ્યું છે. તેમાં પહેલો ગ્રંથ **પ્રશ્નોત્તરમાલિકા** છાપ્યો છે. અનેક અટપટા પ્રશ્નોના ટુંકા પણ સચોટ જવાબો છે. થોડીક વાનગીઃ—

| પ્રશ્નો. | જવાબો. |
|---|---|
| શ્રીજી ના કરી શકે તે શું ? | શ્રીજીથી ભક્તદ્રોહ ન થાય. |
| સર્વત્ર સુખ કોને ? | સંતોષી ભક્તને. |
| સાકરથી ગળ્યું શું ? | ગરજ. |

ઉપાનથી નીચું શું ? નિંદક.
પંડિત છતાં મૂર્ખ કોણ ? અદેખો.
પ્રભુથી બલિષ્ઠ કોણ ? પ્રભુના સાચા ભક્ત.

આવા ૧૦૮ પ્રશ્નોત્તરો છે અને બધા ભક્તિમાર્ગીય બુદ્ધિ વિકાસ કરનારા છે.

પછી **ષડ્ઋતુવર્ણન** ગ્રંથ છે. ઋતુનું પરિવર્તન આખા જગતમાં કંઇ અજબઅજ પરિવર્તન કરી મૂકે છે. ઋતુની અસર માનવ હૃદય-પર કાંઈ અનેરી હોય છે. દરેક ઋતુમાં ભક્તોના સખી ભાવપૂરિક હૃદયમાં કેવા રસો ઉછળી રહે છે તેનો અદ્ભુત ચિતાર આ ગ્રંથમાં છે. આ ગ્રંથ કઠિન છે, સાહિત્યની દૃષ્ટિએ લખાયલો છે. ગુજરાતી સાહિત્યમાં આવા ગ્રંથો નથી. ગ્રંથમાં કડીએ કડીએ રસાલંકાર અનુભવાય છે.

ગુજરાતી વિભાગમાં ત્રીજો ગ્રંથ **હરિહરાદિસ્વરૂપતારતમ્ય** છે. વેદ, ઉપનિષદ, પુરાણ આદિનાં શ્રવણ પછી કવિશ્રીએ આ ગદ્યાત્મક ગ્રંથ લખ્યો છે. કવિશ્રીનું ગદ્ય કેટલું સરલ અને મધુર છે તે પણ આ ગ્રંથથી જણાય છે. બ્રાહ્મણ તો શૈવ જ હોય એવા મત પર આ ગ્રંથ કુઠારાઘાત સમાન છે. તેમ જ શૈવ મતનું મજબૂત ખંડન આ ગ્રંથથી થાય છે. બ્રાહ્મણ કવિવરને પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ થયલા જાણીને કોઇએ કાંઇ કહ્યું હશે તેનો સચોટ જવાબ કવિશ્રીએ આ ગ્રંથદ્વારા આપ્યો હોય તેમ લાગે છે ! પણ ગ્રંથને અંતે કવિશ્રી જે લખે છે તે તો હૃદયમાં કોતરી રાખવા જેવું છે: “ એવી કથાઓ અને ઇતિહાસો ઘણા છે. તે ક્યાંલગી લખીએ ! માટે થોડામાં સમજી જજો કે, ભગવાનની બરોબર શેષજી, શિવજી, બ્રહ્મા, ઇંદ્રાદિક દેવતા કોઈ નથી. માટે કોઇની **નિંદા સ્તુતિ કરવી નહિ.**

પણ મનના સઘળા ભ્રમ ટાળીને એક પૂર્ણપુરુષોત્તમ શ્રીકૃષ્ણ-ચંદ્રનેજ ભજવા."

આ ગ્રંથ પછી પાંચમો ગુજરાતી ગ્રંથ **હરિભક્તિચંદ્રિકા** છે. ભક્તિ અને ભક્તોની અધિકતા વર્ણન કરનારા પુરાણોના વચનોને સરલ કાવ્યમાં ઉતારીને આ ગ્રંથ રચ્યો છે. ઉપરાંત પુરાણોમાંથી લઇને છેક ભક્તમાળ સુધીમાં લખાયલાં ભક્તોનાં ટુંકા ચરિત્રોનો સંગ્રહ છે. ગ્રંથનો ગુણ નામ મુજબ છે. એક અભક્ત હૃદયમાં પણ આ ગ્રંથની ચાંદની પ્રસરી તેમાંથી અજ્ઞાનને હટાવી શકે છે.

તે પછી ભક્તિરસનાં પ્રકીર્ણ પદો અને વૈરાગ્ય જ્ઞાન-માહાત્મ્યનાં પદો છે. આમા દરેકમાં કવિશ્રીના શુદ્ધ આંતરભાવોનું સ્પષ્ટ પ્રતિબિંબ છે. અધિકારિ હૃદય તે ઝીલી શકે છે; અને જે તેને માટે સર્જાયુંજ નથી તેને તો નીચેની કવિવાણી નવીજ દિશા બતાવે છે.

"સક્કરખોરનું સાકર જીવન ખરના પ્રાણજ હરે,
ક્ષારસિંધુનું માછલડું જેમ મીઠા જલમાં મરે."

અમદાવાદ
વસંતપંચમી.
૧૯૮૫.

વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.

# अनुक्रमणिका.

ગ્રંથપદાદિ. પૃષ્ઠ.

## વ્રજભાષાના ગ્રન્થો.



## વ્રજભાષાનાં પદો.

## દીનતા-આશ્રય-વિનતિ.

## ગુજરાતી ગ્રંથો-પદો.

## વૈરાગ્ય-જ્ઞાન-પદો.





મુંબઈ યુનિવર્સિટીમાં એમ. એ. ના અભ્યાસક્રમમાં
ટેક્સબુક તરિકે મંજુર થયેલો

# શ્રીદયારામકૃતકાવ્યમણિમાલા

## ભાગ ૧ લો.

આ ગ્રંથમાં અત્યાર સુધીમાં પ્રકટ નહિ થયલા કવિરત્ન ભક્ત **શ્રીદયારામભાઇના** ઉત્તમોત્તમ અપ્રસિદ્ધ ગ્રંથો તથા કાવ્યોનો નીચે પ્રમાણે ટિપ્પણ સાથે સમાવેશ કર્યો છે.

**સમ્પ્રદાયસાર**—(તત્ત્વજ્ઞાનનો મહાન્ ગ્રંથ) રામાનુજ, નિંબાર્ક, મધ્વ, અને શાંકર વગેરે સંપ્રદાયોનાં તત્ત્વજ્ઞાનનું રહસ્ય બહુ જ સચોટ રીતે સમજાવ્યું છે.

**અજામિલાખ્યાન**—ભગવન્નામ લેવાનો અદ્ભુત ચમત્કાર જોવો હોય તો આ ગ્રંથ જરૂર વાંચો.

**ક્લેશકુઠાર**—આવા સમયમાં દરેક મનુષ્ય ચિંતાના સમુદ્રમાં ગરકાવ થાય એ સ્વાભાવિક છે. "ચિંતા ચિતા સમાન છે." અમો ખાત્રીથી કહીએ છીએ કે આ ગ્રંથ વાંચ્યા પછી જીંદગીભર તમને ચિંતા થશે જ નહિ.

**કાલજ્ઞાનસારાંશ**—પોતાનો કાલ ક્યારે આવશે એ કોઇ જાણતું નથી, અને બધા ગફલતમાં રહે છે. આ ગ્રંથ એવો અદ્ભુત છે કે પોતાનો કાલ ક્યારે આવશે તેનો જલદીથી નિશ્ચય થઇ શકે છે.

**બીજાં પદો**—બીજાં અનેક જ્ઞાન, નીતિ અને ભક્તિનાં પદોનો મહાન સંગ્રહ. આટલો મોટો ગ્રંથ છતાં કીંમત માત્ર રૂ. ૧। સવા જ રાખવામાં આવી છે. પાના ૨૮૪ પાકું બાઇડિંગ.

અમદાવાદ ગુજરાત વિદ્યાપીઠમાં ટેક્સબુક તરિકે મંજુર થયેલો

# શ્રીદયારામકૃતકાવ્યમણિમાલા

## ભાગ ૨ જો.

આ સગ્રહમાં કવિ શ્રીદયારામભાઇનાં ઉત્તમોત્તમ મહાન્ કાવ્યોને સ્થાન આપ્યું છે અને ગ્રંથની નીચે સમજાવવા માટે ઉપયોગી ટિપ્પણનો પણ સમાવેશ કર્યો છે. આમાં નીચેના ગ્રંથો છે.

**રસિકવલ્લભ**—ઉપનિષદ્, ગીતા, બ્રહ્મસૂત્ર અને શ્રીમદ્ભાગવત એ પ્રસ્થાનચતુષ્ટયમાં વારંવાર પ્રતિપાદન કરવામાં આવેલા વેદાંતના અત્યંત ગહન વિષયોને રસિક અને સરલ ભાષામાં જો કોઇએ ગુંથ્યા હોય તો તે કવિશ્રી દયારામભાઇજ છે. આ ગ્રંથમાં વેદાંતના સિદ્ધાંતોને દૃષ્ટાંતો સાથે એવી ભાષામાં સ્પષ્ટ કરવામાં આવ્યા છે કે વાંચકોને તેથી મુદ્દલે કંટાળો ઉપજેજ નહિ. વેદાંતનો શુદ્ધ અર્થ નહિ સમજનારાં ઇતરમતોનું હાસ્યરસિક ભાષામાં કરવામાં આવેલું ખંડન વિદ્વાન્ વાચકવર્ગને રમુજ સાથે આશ્ચર્યચકિત કરી નાંખીને કવિશ્રીની વિશાલ વિચારશક્તિનો ખ્યાલ આપે છે. માટે જ **મુંબાઇ યુનિવર્સિટીએ આ ગ્રંથ એમ. એ. માં** ટેકસ બુક તરીકે રાખેલો છે. વૈષ્ણવોને તો તે અતિ ઉપયોગી છે.

**બ્રાહ્મણભક્તવિવાદ**—બ્રાહ્મણ શ્રેષ્ઠ કે ભક્ત ? ઘણા લોકોને તે વિષે સંકલ્પવિકલ્પો થયા કરે છે, આ પ્રશ્નને કવિશ્રીએ શાસ્ત્ર અને યુક્તિથી એવી રીતે ચર્ચ્યો છે કે, એકવાર આ ગ્રંથનું મનન કર્યા પછી ઉપરના પ્રશ્ન વિષે કાંઇ સંશય થતો જ નથી. સંવાદ ઘણોજ રમુજી અને વાંચવા લાયક છે.

**પુષ્ટિપથરહસ્ય**—પુષ્ટિમાર્ગનાં અલૌકિક રહસ્યોનો ભંડાર આ ગ્રંથમાં ભર્યો છે. પુષ્ટિમાર્ગના મર્મજ્ઞોને અને પ્રભુસ્નેહથી સિંચિત સહૃદયોને આ ગ્રંથમાં વર્ણવેલા અનુભવના સિદ્ધાંતો હૃદયગમ થઈ પડશે એમાં કાંઇ સંશય નથી. કોઇ પણ ગ્રંથમાં આવું પુષ્ટિમાર્ગનું

સુંદર રહસ્ય સરલ ગુર્જર કવિતામાંજ દૃષ્ટિગોચર થતું નથી. પુષ્ટિમાર્ગ-ના પ્રેમીઓએ એકવાર અવશ્ય આ ગ્રંથનું મનન કરવું જ જોઇએ.

**અન્ય રસિક કાવ્યો**---બીજાં કેટલાંક સિદ્ધાંતોનું પ્રતિપાદન કરનારાં નીતિભક્તિનાં અનેક અપ્રસિદ્ધ સુંદર પદોનો પણ સંગ્રહ કરવામાં આવ્યો છે. પાકું બાઇંડિંગ પાના ૩૫૦ આટલો મોટો ગ્રંથ છતાં કિંમત રૂ. ૧-૮-૦ માત્ર રૂપિયો દોઢજ રાખવામાં આવી છે.

પ્રકાશક,
**નારાયણદાસ પરમાનંદદાસ શાહ, ડભોઇવાળા.**
ઠે૦ પાંજરાપોળની નવી ચાલી માધવબાગ, મુંબાઇ નં. ૪

---

**છપાય છે!** **છપાય છે!**

# ભક્તકવિ શ્રીદયારામભાઈનું આંતરજીવન.

લેખક—**સદ્‌ગત મૂલચંદ્ર તુલસીદાસ તેલીવાળા,**
બી. એ, એલએલ. બી. વકીલ હાઇકોર્ટ-મુંબઇ.
તથા
**પ્રોફેસર જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ,** એમ્. એ. **અમદાવાદ.**

આ ગ્રંથમાં કવિનાં કાવ્યનું લક્ષણ, કવિની ઇશ્વરભાવના, જગત અને સૃષ્ટિની ઉત્પત્તિ, જીવવિચાર, અક્ષરધામ, મોક્ષવિજય, કવિનું વ્યાવહારિક જ્ઞાન, દીનતા, વિનતિ, શરણાગતિ, પૂજા, ઉપાસના, અનન્યાશ્રય, નવધાભક્તિ, કવિનો પ્રેમમાર્ગ, શૃંગારરસ, વૈષ્ણવત્વ, અક્ષર દેહનું અવલોકન, કવિનાં જીવનસૂત્રો વિગેરે મહાન્ ગહન પ્રશ્નોની ગુંચો કવિશ્રીએ કેટલીક સરળતાથી તેમજ રસિકતાથી ઉકેલી છે તેનો ખરો અનુભવ આ ગ્રંથ કરાવશે. અગાઉથી ગ્રાહક થનારે પ્રકાશકને લખવું. અગાઉથી ગ્રાહક થનાર પાસેથી ચાર આના ઓછા લેવામાં આવશે.

**ભક્તકવિ શ્રીદયારામભાઈકૃત રમવાની જ્ઞાનબાજી કીં. બે આના.**

કવિરત્ન ભક્ત શ્રીદયારામભાઈ (ડભોઈ).



॥ श्रीकृष्णाय नमः ॥

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

# શ્રીદયારામકૃત કાવ્યમણિમાલા.

[ ભાગ ૫ મો. ]

# सिद्धांतसार.

શ્રીગુરુ ગિરિધરલાલ પદપંકજ કરત પ્રણામ;
અખિલ અમંગલ હરન હુઇ જન મન પૂરન કામ. ૧
ગ્રંથ ઘને સિદ્ધાન્તકે હૈં પર અતિ વિસ્તાર,
તાતેં લઘુ વિસ્તારમે કહૂં સારકો સાર. ૨

## સિદ્ધાંતસારટીકા.

કડીની સંખ્યા પ્રમાણે ટીકા છે.

૧. કવિશ્રીની ગુરુભક્તિ અદ્ભુત છે! એમના બધા ગ્રંથોમાં પહેલું નામ તો શ્રીગુરુદેવનુંજ બિરાજવાનું! પ્રારંભમાં પણ શ્રીગુરુદેવ અને ગિરિધરલાલ-શ્રીકૃષ્ણના પદપંકજ-ચરણકમળને પ્રણામ કરે છે. તેથી બધાં અશુભ દૂર થાય અને જીવના મનોરથ પૂર્ણ થાય.

૨. સિદ્ધાંતના ગ્રંથો ઘણા છે, પણ તેમાં અત્યંત વિસ્તાર કરેલો છે, તેથી થોડા વિસ્તારમાં સારનો સાર હું કહી દઉં છું.

મૂલ પુરુષ શ્રીજી સદા મહાપ્રભુ પ્રાપ્તિ ઉપાય,
એક વિચારત વસ્તુ દુહુ તદપિ ગુરુ ગુરુરાય. ૩

શ્રીવલ્લભકો દૃઢાશ્રય સબ સાધન સુખમૂલ,
અમિતાપરાધ અક્ષમ ક્ષમા કરિ હરિ રહ અનુકૂલ. ૪

હરિ સંબંધી વસ્તુ સબ, સ્વલ્પાપાર પ્રભાવ;
પૈ જસ ઇચ્છા જહં જબૈં તાહિ તિતો દરસાવ. ૫

નિશ્ચૈ ઇકહુ ન જાય કહિ સબમેં લાગત ખાંચ,
ચાહે સોહિ ઇશ્વર કરૈ યહી બાત ઈક સાંચ. ૬

---

૩. મૂળ પૂર્ણ પુરુષોત્તમ તો શ્રીકૃષ્ણજ છે, અને તેને મેળવવાના ઉપાયરૂપ તો શ્રીમહાપ્રભુજી–શ્રીવલ્લભાચાર્યજીજ છે. આનો એક વિચાર કરતાં પ્રભુ અને ગુરુ એમ બે વસ્તુ જણાય છે, પણ ગુરુ તો ગુરુ જ છે, મોટા જ છે.

૪. બધાં સાધનો અને સુખનું મૂળ શ્રીવલ્લભાચાર્યજીનો દૃઢ–નિશ્ચયપૂર્વક આશ્રય જ છે. માપી ન શકાય અને ક્ષમા પણ ન કરી શકાય તેવા અપરાધોની એઓશ્રી ક્ષમા કરે છે, તેમજ પ્રભુ પણ અનુકૂળ થઈ રહે છે.

૫. પ્રભુની સાથે સંબંધ ધરાવતી બધી વસ્તુ હોય થોડી, પણ તેનો પ્રભાવ અપાર–પાર વિનાનો–છે. પણ જ્યાં જેટલી ઇચ્છા હોય ત્યાં તેટલો પ્રભાવ દેખાય છે.

૬. એક નિશ્ચય કરીને કંઇ કહી શકાતું નથી. બધામાં ખોડખાપણ લાગે છે. 'ઇશ્વર ચહાય સો કરે' એ જ વાત એકલી સાચી લાગે છે.

મૂલ બિચારત સાંચ સબ કરતા પંકજ નૈન,
પૈ જીય સિર કછુ ન ધરિ તો ભવકો ખેલ ખુલૈ ન. ૭
કોહુ ન નાગર મૂઢ કો હરિ કર સબકી મત્ય,
જ્યોં નચવેં ત્યોં સબ નચૈ સમઝુ માને સત્ય. ૮
તહુ શુભ કૃતિ આદરાગ્રહ ધરિએ તજિ દુઃસંગ,
યહિ વિવેક નિજ બલ ન મનિ સબ સત્તા શ્રીરંગ. ૯
હોં હરિકો, સમઝ્યા ન કછુ; યોં માનૈ સો જ્ઞાન;
બ્રહ્મજ્ઞાન મોકોં ભયો કહિ મો મત અજ્ઞાન. ૧૦

---

૭. મૂળ વાતનો વિચાર કરતાં તો આ બધું સાચું છે. અને તેના સરજનહાર કમલસમા નેત્રવાળા ભગવાન્ જ છે. પણ જીવને માથે કંઇ ( જોખમદારી ) ધરાવવામાં ન આવે તો આ સંસારનો ખેલ ખુલે નહિ ! એટલે પ્રભુ સંસારનો ખેલ ખેલવાનેજ જીવને સંસારી બનાવે છે ?

૮. કોઇ જીવ હુંશીયાર નથી કોઇ જીવ બેવકૂફ પણ નથી. બધાની અક્કલ પ્રભુના હાથમાં છે. જેમ એ નટવર નચાવે છે, તેમ બધા નાચે છે. સમજુ લોકો તો એ જ વાતને સાચી માની રહ્યા છે.

૯. છતાં પુણ્ય કાર્યનો જ સત્કાર સાથે આગ્રહ રાખવો ઘટે. દુષ્ટોનો સંગ છોડવો જોઇએ. આવો વિવેક કરવામાં પણ પોતાનું બળ વપરાયું છે, સ્વબળથી એ વિવેક કર્યો છે એમ માનવું નહિ, પણ શ્રીરંગ-પ્રભુની બધી સત્તા છે એમ સમજી લેવું.

૧૦. ‘ હું તો હરિનો દાસ છું, હું કંઇ સમજયો જ નથી એમ જે માને તેને જ્ઞાની-સમજદાર-જાણવો. પરંતુ જે એમ કહે કે, ‘ મને બ્રહ્મનું-પ્રભુનું-જ્ઞાન થયું છે, ’ તે મારા મત મુજબ અજ્ઞાની-મૂર્ખ છે.

હરિકો મિલવો હોય તો જનકોં કછુ ન પ્રયાસ,
બિન મરજી અતિશ્રમ કિયે કયોહું ન મિલ અવિનાશ. ૧૧
સાધન ફલ બિન સાધન હુ ત્યોં વ્યત્યય દુહુ ભાંતિ,
ધ્રુવ, મલમાસ રુ નૃગાદિ, પ્રમાદિ જયોં યુગ ખ્યાતિ. ૧૨
પ્રયાસકો ન પ્રમાણુ કછુ ફલ ઇચ્છા કર જાનિ,
કૂપ ખુદત કૈસો ઉદક કિતે હાત ન પ્રમાનિ, ૧૩
સુલટેકો ઉલટો કરૈ ઉલટો સુલટ બનાય,
કૃષ્ણુ ચાહે સોહી કરૈ દે પુનિ ન્યાય દિખાય ૧૪

---

૧૧. જીવને મળવાની જો પ્રભુની ઇચ્છા થઈ જાય તો એ જીવને પ્રયાસ કરવાની કંઈ જરૂર નથી, પણ પ્રભુની મરજી ન હોય અને ખૂબ મહેનત કરે તો એ અવિનાશી-ઇશ્વર કદી મળે નહિ.

૧૨. સાધન કર્યાથી પણ ફળ મળે છે, જેમ ધ્રુવજીને તપનું ફલ-અવિચલ રાજય-મળ્યું. સાધન કર્યા વિના પણ ફળ મળ્યું, જેમ કે અધિક માસને-લોકો તેને મળમાસ કહેતા, તો પ્રભુએ તેનાપર દયા કરી ત્યારથી તે પુરુષોત્તમ માસ નામે ઓળખાયો. સાધન કરે તો પણ ફળ મળે નહિ, જેમ નૃગરાજા, કે જેણે પ્રભુને મેળવવા માટેનાં સાધનો કરવામાં કંઇ બાકી રાખ્યું નહતું આ બધાં પ્રમાણો ચારે યુગમાં પ્રસિદ્ધ છે.

૧૩. પ્રભુને મેળવવા માટે કેટલો પ્રયાસ કરવો પડે તેનું કંઇ પ્રમાણ નથી, માપ નથી; એ તો જયારે એની ઇચ્છા થાય ત્યારે મળે એમ સમજ. કૂવો ખોદવા બેસીએ ત્યારે અંદરથી પાણી કેવું નિકળશે અને કેટલા હાથ ખોદ્યા પછી નીકળશે તેનું કંઇ પ્રમાણ રહેતું નથી.

૧૪. કડી સ્પષ્ટ છે. પ્રભુ ગમેતેમ કરે, અને જે કરે તેને ન્યાયરૂપે બનાવી દે.

ચાહે સોઈ ઇશ્વર કરે મહાસમરથ મહામત્ય,
પૈ ન અહિત નિજ ભક્તકોં કરિ કબુ યહ ઇક સત્ય. ૧૫

તન મન સુચિ કૃતિ હરિ ભજૈ સો દુર્લભ મન મીત,
હરિ હરિ રટિ વ્યવસાય ચિત તબ બાન કબહું પુનીત. ૧૬

દુહુ પ્રમાન સાધન કૃપા પૈ પૂરનાંકકી નાંઈ,
અસ્વતંત્ર રુ સ્વતંત્ર ઇક પ્રકટહુ હૈ શ્રુતિ ગાઇ. ૧૭

જૈસો "વરણુ" ફલ તાહિ વિધિ તિહિ મિલિ નિઃસંદેહ,
તસ તિહિં રુચિ ઇચ્છા હરિ પ્રમાન કબહુ પ્રમેય. ૧૮

---

૧૫. મહામત્ય-મહાબુદ્ધિમાન્-બધું કરી શકે, પણ પોતાના ભક્તનું અહિત-ભૂરૂં-કદી ન કરી શકે, એ એક સાચી વાત છે.

૧૬. દેહ અને મનને શુદ્ધ કરીને પછી પ્રભુ ભજે તેવા જીવ તો હે મિત્ર-દોસ્ત! ઘણા દોહ્યલા છે. પણ પ્રભુનું રટન કરે અને ધંધામાં ચિત્ત રાખે તોએ કોઈ દિવસ પવિત્ર થવાય.

૧૭. બન્ને રીતના પુરાવાઓ મળે છે. પ્રભુને મેળવવામાં કારણ સાધનો પણ છે અને પ્રભુકૃપા પણ છે. પણ સાધનો તો એકડા વિનાના મીંડા જેવાં છે, પરતંત્ર છે અને પ્રભુકૃપા પૂર્ણાંક ( એટલે ૯ નવ ) જેવી છે એટલે તે એક સ્વતંત્ર છે એમ શ્રુતિએ-વેદે કહ્યું છે.

૧૮. જેવી પ્રભુની કૃપા (વરણ) તેવી રીતનું ફળ તેને મળે, એ વાતમાં સંદેહ નથી. પ્રભુની ઇચ્છા મુજબ જ જીવની રુચિ પ્રમાણમાં-સાધનમાં-હોય છે અથવા તો કોઇવાર પ્રમેયમાં-કૃપામાં-હોય છે.

દુઃખ હૈ સંત અસંતકો, સુખ હૈ સંત અસંત,
કછુહુ કહત બને નહી હરિ ઇચ્છા બલવંત. ૧૯

અચિંત્ય અતકર્ય અટપટી અસંભવ અકલ અનૂપ,
કછુહૂ કહત બને નહી હરિ ઇચ્છા ઇહરૂપ. ૨૦

અણુ સબંધ નિજ પ્રભુ જહાં અતિબલ ઉપજ પ્રતીતિ,
તિનકો હરિસમ સમુઝિયે સમરત હરિ ભોં ભીતિ. ૨૧

પ્રીત પ્રતીતિ દૈન્ય હરિ તીન સબ સાધન સાર,
એકહૂ જો દઢ હોય સુદઢ તો મિલિ નંદકુમાર. ૨૨

---

૧૯. સંતોને પણ દુઃખ છે અને દુષ્ટોને પણ દુઃખ દેખાય છે. તેવી રીતે બન્નેને સુખ પણ હોય છે. આમાં કંઇ કહી શકાતું નથી, માત્ર પ્રભુની ઇચ્છાજ બળવાન લાગે છે.

૨૦. વિચારી શકાય નહિ તેવી, તર્ક પણ કરાય નહિ તેવી, અટપટી, જેનો સંભવ પણ ન હોય એવી, કળી પણ શકાય નહિ એવી, ઉપમા અપાય નહિ તેવી, ટુંકમાં કહી બતાવાય નહિ એવી શ્રીહરિની ઇચ્છા છે. એનું સ્વરૂપજ એવું છે.

૨૧. જ્યાં પ્રભુનો થોડો પણ સંબંધ છે, જેને ખૂબ દઢતાવાળી પ્રતીતિ–શ્રદ્ધા ઉપજે છે; તેને ( ભગવદીયને કે ગુરુને ) શ્રીહરિ જેવા જાણવા. તેઓનાં સ્મરણમાત્રથી ભોં–સંસારની બીક હરાઇ જાય છે.

૨૨. પ્રેમ, વિશ્વાસ અને દીનતા એ ત્રણ સાધનો બધાં સાધનોનાં સારરૂપ છે. તે ત્રણમાંથી એક પણ જો દઢ હોય તો શ્રીકૃષ્ણ મળે.

સબ સાધન હરિ વિમુખ તસે જસ અંબર બિન અંક,
બિન સાધન સાધન સમુખ, કરુના બિન કૃતિ રંક. ૨૩
અવિશ્વાસ અહંકારતે નિષ્ફલ સબ સાધન,
જો સાંચી ઇક દીનતા તો પ્રભુ સહજ પ્રસન્ન. ૨૪
સબ દુ:ખ હર સબ સુખદ હૈ સહજ એક હરિ નામ,
નિગમાગમાદિ સબ કહેં ફિર સ્વતંત્ર ઘનશ્યામ. ૨૫
જાપૈ દૃઢ વિશ્વાસ સો હોય હોય ફિર હોય,
પૈ હરિ ઇચ્છા બિન કબુ પરિ વિશ્વાસ ન કોય. ૨૬
લખહુ બૈન સુનિવો કરો હિયમેં બસૈ ન એક,
જબ જૈસી ઇચ્છા હરિ તૈસો ઉપજ વિવેક. ૨૭

---

૨૩. બધાં સાધનો કર્યા કરે અને શ્રીહરિથી વિમુખ હોય, તો પેલાં સાધનો આંકડાઓ વિનાનાં મીંડા જેવા છે. બીજાં સાધનો કર્યાં નહોય અને પ્રભુના સન્મુખ થવા રૂપીજ સાધન કર્યું હોય તો એનાપર શ્રીહરિ દયા કરે છે, જે દયાવિના કોઈ પણ કૃતિ-સાધન-રંક-રાંકડી જ છે, કશા કામની નથી.

૨૪. સ્પષ્ટ છે.

૨૫. બધાં દુ:ખોને હરનારૂં અને બધાં સુખોને સહજમાંજ આપનારૂં એક શ્રીહરિનું નામજ છે. વેદ અને શાસ્ત્ર વગેરે બધાં એમજ કહે છે. શ્રીકૃષ્ણ સ્વતંત્ર છે.

૨૬. જેને દૃઢ વિશ્વાસ છે, જેનાપર વિશ્વાસ છે, તે થાય, થાય અને થાયજ. મતલબ કે વિશ્વાસથી ફળ મળેજ. પણ પ્રભુની ઇચ્છા વિના કદી કોઈ વિશ્વાસ થાયજ નહિ. વિશ્વાસ વસ્તુજ એવી છે.

૨૭. લાખો વચનો સાંભળો; પણ હૃદયમાં એક પણ વસશે નહિ. હરિની જેવી ઇચ્છા હશે તેવોજ વિવેક ઉપજવાનો.

કિયો હોત સબ કૃષ્ણકો કછુ કરિ સકે ન કોય,
તહુ આત સૂક્ષ્મ રૂપ જિય તાતે ભ્રમ તો હોય. ૨૮
શોક રુ ચિંતા ઇહ દુહુ જિયકો ધર્મ સુ હોય,
હરિ મિટાય તોહી મિટે જિયતે મિટે ન કોય. ૨૯
હરિ બિન મોંસુ બને ન કછુ સબકું ન યહ દૃઢ હોય,
તાપ ટારવે હોય હરિ તબ કર્તા પન ખોય. ૩૦
સુનત તસિ ન સમઝિ પરે સુખદુ:ખાદિ સબ બાત,
ભલી ભાંતિ અનુભવ કિયે જૈસી જાની જાત. ૩૧
પ્રમેય ઔર પ્રમાણ દુહુ વચન બહુત પ્રકાર,
તાકો તસ બસ પ્રિય લગે જાકો જસ અધિકાર. ૩૨

---

૨૮. બધું કૃષ્ણનું કર્યું જ થાય છે, બીજું કોઇ કરી શકતું નથી. તો પણ એનું રૂપ (પ્રભુની ઇચ્છાનું સ્વરૂપ) અત્યંત સૂક્ષ્મ હોવાથી જીવને ભ્રમ થાય છે, અથવા જીવ અતિસૂક્ષ્મ (અણુ) હોવાથી તેને ભ્રમ થાય છે.

૨૯. શોક-ખેદ અને ચિંતા; એ બે જીવના ધર્મ છે. પ્રભુ મટાડે તો જ તે મટે, જીવથી તે કંઇ મટવાના નહિ.

૩૦. પ્રભુ વિના મારાથી કંઇ બનતું નથી; બધું એની ઇચ્છાથી થાય છે એ વાત બધાને દૃઢ હોતી નથી. જ્યારે પ્રભુની ઇચ્છા જે જીવના તાપ ટાળવાની થાય છે, ત્યારે તે જીવ પોતાનું કર્તાપણું ખોઇ દે છે, હું કર્તા નથી તેમ માને છે.

૩૧. સુખદુ:ખ વગેરેની વાતો સાંભળવાથી તેવી સમજાય નહિ, જેવી ખરેખર અનુભવ કરવાથી સમજી શકાય.

૩૨. પ્રમેયનાં-પ્રભુકૃપાનાં અને પ્રમાણનાં-જીવે સાધનો કરવાનાં એમ બન્ને પ્રકારનાં વચનો ઘણી જાતનાં છે. જેનો જેવો અધિકાર તેને તેવું વહાલું લાગે છે.

પૃથક પૃથક શ્રુતિ સ્મૃતિ વચન પ્રતિ મુનિ ભિન્ન વિચાર,
ધર્મ તત્ત્વ અતિ ગૂઢ હૈ મહાજન ચલિ પર સાર. ૩૩
મૂલ પુરુષ સાકાર હરિ તિનતેં સબ તદ્રૂપ,
જીવ દાસ દાસી અજા પ્રાપ્તિ પ્રેમ વ્રજભૂપ. ૩૪
દાસ સ્વરૂપાસક્ત હરિ સેવા સ્મરણ સુસંગ,
નિઃસ્પૃહ પરોપકાર ચિત લેશ ન માયારંગ. ૩૫
નિઃશંક ચૌડે બોલિ મન સો કૃતિ હરિ ઇચ્છાય,
ઈક હૂ ઊન જબ જાનિએ (ઈહ) પૂરન ન રુચિ વ્રજરાય. ૩૬

---

૩૩. શ્રુતિઓ અને સ્મૃતિઓનાં વચનો જુદાંજુદાં છે, બધા મુનિઓના પણ વિચાર જુદા જુદા છે, ધર્મનું તત્ત્વ તો અત્યંત ગુપ્ત છે, તો મોટા પુરુષો જે માર્ગે જતા હોય તે રસ્તે ચાલવું એટલો સાર સમજી લેવો. **श्रुतयोपि भिन्नाः स्मृतयोपि भिन्नाः** એ વચનનો સ્પષ્ટ અનુવાદ આ કડીમાં છે.

૩૪. શ્રીહરિ પોતે મૂળ પુરુષ છે અને સાકાર છે, તેમનાથી આ બધું થયું છે તેથી તે હરિરૂપ છે જીવો હરિના દાસ છે, અજા–માયા–હરિની દાસી છે, વ્રજના ભૂપ–નાથ–શ્રીકૃષ્ણની પ્રાપ્તિ પ્રેમથી જ થાય છે.

૩૫. પ્રભુનાં સ્વરૂપમાં આસક્ત થયલો દાસ પ્રભુની સેવા કરશે, સ્મરણ કરશે, સત્સંગ કરશે, કોઇની પરવા નહિ કરે, પરોપકારમાં તેનું ચિત્ત હશે, માયાનો થોડોએ રંગ તેને નહિ લાગે.

૩૬. હરિની ઇચ્છાથીજ બધું કાર્ય થાય છે એમ મનમાં રાખીને શંકા કર્યા વિના બેધડક ખુલ્લી રીતે બોલીએ, જાહેર કરીએ. પણ જો કમી રહી જાય તો જાણવું કે આ કામમાં શ્રી કૃષ્ણની પૂર્ણ રુચિ નથી.

મનવૃત્તિ મલિન ન કબુ તબ સુચિ અંતઃકરન,
ભક્તરાજ જબ જાનિ પ્રિય કછુ ન ઝબના ગિરિધરન. ૩૭

જાકું ન નાથ સુનાથ બર જાકું ન આસ સુદાસ,
જાકું ન ગુરુ સોહી ગુરુ જ્ઞાનીસુ જાહુ ન ત્રાસ. ૩૮

દ્રઢ વિશ્વાસ વહાં હરિ મિલે લોભ તહાં પાપ,
જહં સંતોષ તહાં સુખાનાધ જહં તૃષ્ણા તહાં તાપ ૩૯

પૂર્વ પચ્છ જહં હોય નહિ સોહિ સાર સિદ્ધાન્ત,
ચાતુર કે ચિતમેં બસેં ભાજિ જાય મન ભ્રાંત. ૪૦

**દયારામ** હરિ દયા તે કીનોં હે યહ ગ્રંથ,
પઢત સુનત મન પ્રસન્ન હુઇ લાહુ ફલ પુષ્ટ પંથ. ૪૧

ઇતિશ્રી કૃષ્ણદાસ દયારામકૃત સિદ્ધાંતસાર ગ્રંથ સમાપ્ત.

---

૩૭. મનની વલણ જો કદી મેલી ન થાય તો સમજવું કે અંતઃકરણ પવિત્ર છે. વળી શ્રીગિરિધર વિના કંઇ વહાલું લાગતું ન હોય તો તેને 'ભક્તરાજ' જાણવા.

૩૮. જેને (દુનિયાનો મનુષ્ય) નાથ-સ્વામી નથી તેના સ્વામી એક પ્રભુ છે. જેને કંઇ પારકી આશા નથી તે ખરો દાસ છે. જેનો કોઇ માનવી ગુરુ નથી, તે પોતે ગુરુ-મોટો છે, કે જેને જ્ઞાનીઓનો કંઇ ત્રાસ નથી. ૩૯. સ્પષ્ટ છે. સુખનિધિ-સુખનો ભંડાર.

૪૦. જયાં કંઈ પૂર્વપક્ષ-શંકા અથવા પ્રશ્નો-હોય નહિ, તેજ સિદ્ધાંતનો સાર કહેવાય. એવીજ વાત ચતુરના ચિત્તમાં વસે છે અને મનની ભ્રાંતિ ભાગી જાય છે. ૪૧. ભગવાનની દયાથી આ ગ્રંથ દયારામે કર્યો છે. આ ગ્રંથ વાંચવાથી અને સાંભળવાથી મન પ્રસન્ન થાય છે અને પુષ્ટિમાર્ગનું જ્ઞાન થાય છે.

કવિશ્રી દયારામભાઈની અનુભવપૂર્ણ વાણીનું રહસ્ય સમજાવતાં થયેલી ગેરસમજને વાચકો સુધારી લેશે એવી મારી નમ્ર વિનતિ છે.

વસંતરામ શાસ્ત્રી.

# अथ श्रीकृष्णस्तवनामृत।

वंदो श्रीगुरुदेव पादपंकज रज दुर्लभ,
जाके ओज प्रताप पदारथ अलभ्य सुलभ. १
जय जय श्रीमद्वल्लभ महाप्रभु जय गुसांई,
श्री विठ्ठल गिरिधरनलाल बसो मों उर आई. २
श्रीयमुने हरिदास कृपानिधान मोंहे अपनो जानि,
प्रसीद होय पुरुषोत्तम शीघ्र दीजे बानी. ३
जय जय पूरन ब्रह्म, पूरन पुरुषोत्तम स्वामी,
हरि ईश्वर भगवान् सबनके अंतर जामी. ४
प्रभु पूर्णानंद सदानंद परमानंद रूप,
आनंदघन अच्युत अनंत अद्भुत अनूप. ५

## श्रीकृष्णस्तवनामृत टीका.

१. जेमना चरणकमलनी रज दुर्लभ छे एवा श्रीगुरुदेवने हुं वंदन करूं छुं. जेमना तेजना प्रभावथी प्राप्त न थइ शके तेवा पदार्थो सुलभ थइ जाय छे.

२. श्रीवल्लभाचार्यजीमहाप्रभुजी अने जगतमां श्रीगुसांइजी तरीके प्रख्यात श्रीविठ्ठलेशप्रभु (आचार्यश्रीना बीजा कुमार) अने श्रीगिरिधरलाल श्रीकृष्ण मारा हृदयमां आवीने वसो-बिराजो.

३. श्रीयमुनाजी, हरिदास-श्रीगिरिराजजी कृपाना निधान-भंडार छे, ते मने पोतानो जाणीने अने पुरुषोत्तम श्रीकृष्ण प्रसन्न थइने मने जलदी वाणीनुं दान करो, जेथी आ ग्रंथ हुं रचुं. ४-५. बन्ने कडीओ स्पष्ट छे.

અપ્રાકૃત આનંદ માત્ર કરપાદ મુખાદ,
પૂર્ણકામ આત્મારામ નિજાનંદ સ્વામી. ૬
અકલ અપાર સનાતન સ્વતંત્ર અજ પરમાત્મ,
જગ ઉત્પત્તિ સ્થિતિ લય કારન વિભુ સર્વાત્મ. ૮
ક્ષરાક્ષરપર ત્રિગુનાતીત અજાકે નિયંતા,
અનંતકોટિ બ્રહ્માંડભૂપ મહાપુરુષ અચિંત્ય. ૯
અખિલ જગદ્‌ગુરુ જગન્નાથ જગમય જગકારન,
દાતા ભોક્તા વિશ્વંભર હરિ જગ ઉદ્ધરન. ૧૦
કર્તું અકર્તું અન્યથાકર્તું સમર્થ દેવા,
શંકર સનકાદિ ચિંતત સતત તિહારી સેવા. ૧૧
દ્વૈ દશસત રસનાસું નવલ નિતપ્રતિ ગુન ગાવૈ,
તોહુ અજહુ તિહારે યશ અંત અનંત ન પાવૈ. ૧૨

---

૬. અપ્રાકૃત–પ્રકૃતિના સત્ત્વાદિક ગુણોનો સંબંધ જેમાં નથી તેવા પ્રભુના હાથ, ચરણકમલ, ઉદર આદિ માત્ર આનંદ રૂપજ છે. લૌકિક પ્રાણીની પેઠે હાડમાંસચામના નથી.

૭–૮. સાતમી કડી ગઇ છે, મૂળ પ્રતમાં પણ ખરેખર મળી નથી. અજ–જેનો જન્મ નથી તે. વિભુ–વ્યાપક, સર્વાત્મ–સર્વરૂપ.

૯. ભૂપ–રાજા–નાયક. અચિંત્ય–જેની શક્તિનો વિચાર ન થઇ શકે તેવા.

૧૦. સમગ્ર જગતના ગુરુ શ્રીકૃષ્ણજ છે, બીજું કોઇ 'જગદ્‌-ગુરુ' હોઇ શકેજ નહિ.

૧૧. કરવાને, નહિ કરવાને, હોય તેથી ઉલટું કરવાને સમર્થ છે.

૧૨. બે દશશત–હજાર જીભથી અનંત–શેષનાગ દરરોજ નવા ગુણ ગાય છે, છતાં આજલગી તારા યશનો પાર તેનાથી પમાતો નથી.

તુમપદપય ભવ સતત શીસ ધાર્યો રતિ મનકી,
શિવ શિવ મથિ વ્હૈ ગયે કથા કહા ઇતર જનકી. ૧૩
વેદ નિરંતર નેતિ નેતિ કહૈ ભેદ ન જાનૈ,
આગમ ઉપનિષદ અગમ્ય કહૈ કો' પહચાનૈ. ૧૪
વિધિ, સુર, શક્ર, વરુન, યમમેં તુમ વિભૂતિ ધારી,
ચંદ્ર, સૂર્ય પાવક પ્રકાશ કૃત દ્યુત તિહારી. ૧૫
અનિલ ઊનપંચાશત અષ્ટવસુ અંબુદ બારા;
દશ દિગપાલ, રુદ્ર એકાદશ, તુમ આધારા. ૧૬

---

૧૩. તમારા ચરણકમલનું જલ (ગંગાજી) શિવજી નિરંતર મસ્તકપર રાખે છે, તે પણ મનના ખરા પ્રેમથી, તેવા શિવજી પણ મથીને વહી ગયા છતાં આપને જાણી શકયા નહિ તો બીજા માણસની વાત શી કરવી ?

૧૪. વેદ હંમેશાં એમજ કહ્યા કરે છે કે, 'નેતિ'–એ પ્રકારે નથી, એ પ્રકારે નથી; મતલબ કે પ્રભુનું સ્વરૂપ એવું નથી. વેદ એટલુંજ કહે છે, પણ પ્રભુનો ભેદ જાણતો નથી. 'નથી નથી' એમ વેદ કહે છે પણ ભગવાનનું સ્વરૂપ આવું છે તે સમજાવી શકતો નથી. આગમ–શાસ્ત્ર ઉપનિષદ-વેદાંત એ પણ 'અગમ્ય' કહે છે, જેની ગમ પડે નહિ એવા પ્રભુ છે એમ વર્ણવે છે, તો બીજું કોણ ઓળખવાનું હતું ?

૧૫. બ્રહ્મા, દેવો, શુક્રાચાર્ય, વરુણદેવ, યમરાજ, એ બધામાં આપે આપની વિભૂતિ–અમુક શક્તિ–સ્થાપી તેને લઇને તે લોકો મોટા બન્યા છે. પાવક–અગ્નિ. આ બધામાં જે પ્રકાશ છે તે તમારીજ કાન્તિ છે.

૧૬. ઓગણપચાશ વાયુ, આઠ વસુ, બાર મેઘ, દશ દિક્‌પાલ, અગીયાર રુદ્ર એ બધાને આપનો આધાર છે. આ બધા

ચંડી, ગનેસ, અસુર, સુર, મુનિ તુમ આજ્ઞાકારી,
કાલચક્ર ગ્રહમંડલ ચલે અનુવૃત્તિ તિહારી. ૧૭

સિદ્ધ, પિતૃ, ગંધર્વ, નાગ, નગ, તુમ આધીન,
કિન્નર, યક્ષ, મનુજ, સાગર, સરિત તુમ પુરદીન. ૧૮

સકલ ચરાચર બ્યાપક તુમ પ્રભુ કાલકે કાલ;
અખિલ જગત સ્થિતિ એક અંશ તિહારો નંદલાલ. ૧૯

આદિ મધ્ય અરુ અંત એક તુમ શેષ મહેશ;
કરતા હરતા સબ આપ અલગ સબતે સર્વેશ. ૨૦

---

દેવોનાં જુદાં જુદાં નામો કવિએ વસ્તુવૃંદદીપિકામાં આપ્યાં છે, તે ત્યાંથી જોઇ લેવાં અહીં વિસ્તાર થાય તેથી ટાંકયાં નથી.

૧૭. સ્પષ્ટ છે. કાલચક્ર—સમયનું ચક્ર, ગ્રહમંડળ—રવિ, શનિ વગેરે ગ્રહોનું મંડળ, અનુવૃત્તિ—આપની ઇચ્છા મુજબ.

૧૮. સિદ્ધો, ગંધર્વો, પિતૃઓ, નાગો—સર્પો, નગ--પર્વતો એ બધા આપને આધીન છે. કિન્નર, યક્ષ, ( એક જાતના દેવો છે) મનુષ્ય, સાગરો અને નદીઓ તમારી આગળ દીન છે, ગરીબ છે.

૧૯. ચરાચર-સ્થાવર-જંગમ. બધા જગતની સ્થિતિ પ્રભુના એકજ અંશથી છે. **विष्टभ्याहमहं कृत्स्नमेकांशेन स्थितो जगत्** એ ગીતાવાકયનું રહસ્ય બતાવ્યું.

૨૦. શેષ—મહેશ—આપજ મહાન ઇશ્વર તરીકે શેષ રહો છો. બધું આપનામાં સમાઇ જાય છે. આપ સર્વના ઇશ્વર હોઇ કર્તા છો છતાં બધાથી આપ અલગ પણ છો. અહીંથી પ્રભુમાં પર સ્પર વિરુદ્ધ દેખાતા દિવ્યધર્મોનું વર્ણન કવિશ્રી કરે છે.

પંચભૂત સબ તત્વ ઔર તુમતે ગિરિધારી;
આત્મરૂપ વ્હૈ ક્રીડત હો પુનિ તુમ અવિકારી. ૨૧
ભૂત ઇંદ્ર સૂર મિલે વિરાટ ઉઠયો નહીં તોહુ;
અબ પ્રવેશ તુમ કિયો ભયો ઠાડો પ્રભુ સોહુ. ૨૨
જ્યોં જંત્રી બસ જંત્ર દારુ પુતરી ગુનધારી,
ત્યોં તુમ બસ સબ જગત નચત જ્યોં નચૈયો મુરારી. ૨૩
મહાબુદ્ધિ મહાબલ પ્રભુ ચતુર શિરોમણિ નાગર;
મહાતેજ મહાપ્રતાપ સકલ સુગુન કે સાગર. ૨૪
કોટિ રવિ અધિક પ્રભા કોટિ શશી અધિક મોદકર;
કોટિ તીર્થસમ નામ અશ્વમખ કોટિ પાપહર. ૨૫

---

૨૧. પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશ એ પંચમહાભૂત છે. વળી સાંખ્ય શાસ્ત્રમાંના ૨૮ તત્વો પણ હે ગિરિધારિ! આપનાથીજ પ્રકટ થાય છે. આપ પોતેજ તે સ્વરૂપ થઇને ખેલી રહ્યા છો, છતાં પોતે વિકારરહિત છો.

૨૨. **नोदतिष्ठत्तदा विराट्** એ શ્રીભાગવતવાક્યનું રહસ્ય આ કડીમાં છે. વિરાટ પુરુષ કોઇથી ઉઠયા નહિ. પંચમહાભૂત ઇંદ્ર અને દેવતાઓ બધા મળ્યા, પણ તે ઉઠયા નહિ. પણ જયારે પ્રભુએ તેમાં પ્રવેશ કર્યો ત્યારે તે ઉભા થઇ ગયા. આખા વિશ્વનું એક સ્વરૂપ તે વિરાટ કહેવાય.

૨૩. જેમ જંત્ર જંત્રીને—મદારીને વશ છે, જેમ દારુ—કાષ્ઠની પૂતળી, તેમાં રહેલી દોરીને પકડનારને વશ છે, તેમ આખું જગત પ્રભુને વશ છે. એ નચાવનાર મુરારિ જેમ નચાવે તેમ બધું જગત નાચે છે. ૨૪. સ્પષ્ટ છે.

૨૫. કરોડો સૂર્ય કરતાં અધિક—વધારે કાંતિ છે. કરોડો ચંદ્ર કરતાં વધુ આનંદ આપનાર છે. આપનું નામ કરોડો તીર્થ જેવું છે અને કરોડો અશ્વમેધ યજ્ઞ કરતાં પણ પાપને હરવામાં શ્રેષ્ઠ છે.

કોટિ કામદુધા અધિક કામદ ચિંતામની;
કોટિ ઉદધિ ગંભીર કૃપા હર કોટિ સું સતગુની. ૨૬
કોટિ વાયુ મહાબલ સુમરે કોટિક દ૮ મહાવિભુ;
અનંત સુખદાતાર સકલ શક્તિધૃક શ્રીપ્રભુ. ૨૭
અશરણ શરણ અનાથબંધુ તુમ પતિતપાવન;
અધમોદ્ધરન દયાલ દયાનિધિ પ્રનત નિભાવન. ૨૮
નહીં પ્રભુ તુમ જપ તપ બસ નેમ ધર્મ વ્રત કોઉ;
યજ્ઞ વિવિધ અષ્ટાંગયોગ બસ તુમ નહીં હોઉ. ૨૯
જ્ઞાન ધ્યાન કાષ્ઠા કર્મજડ તુમ નહીં પાવૈ;
નહીં તુમ સાધન સાધ્ય એક પ્રેમહી ગ્રહિ લાવૈ. ૩૦

---

૨૬. કરોડો કામદુધા ગાયો કરતાં અધિક અને કરોડો ચિંતામણિ રત્નો કરતાં વધુ મનોરથ પૂરનારા. ઉદધિ–સમુદ્ર. કરોડો મહાદેવજી કરતાં સોગણી કૃપા કરનારા.

૨૭. સ્પષ્ટ છે. સકલશક્તિધૃક-બધી શક્તિને ધારણ કરનારા-સર્વશક્તિમાન.

૨૮. પ્રનતનિભાવન-શરણે આવેલાને નભાવી લેનારા.

૨૯. હે પ્રભુ! જપ, તપ, નિયમ, વ્રત, એમાંના કોઇથી આપ વશ થતા નથી. અનેક પ્રકારના યજ્ઞો, આઠ અંગોવાળા યોગથી પણ આપ વશ થતા નથી. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિ: એ યોગના આઠ અંગ છે.

૩૦. જ્ઞાનથી, ધ્યાનથી કોઇ પણ કર્મજડ (કર્મ કરતાં જડ જેવો બની ગયેલો) તમારી કાષ્ઠા દિશાને પણ જાણી શકતો નથી આપ સાધનથી મળો તેમ નથી. આપને તો માત્ર પ્રેમજ પકડી લાવે છે.

પ્રેમ ભક્તિ સો મિલૈ ન કબહુ બિન કૃપા તિહારી,
જાકો દઈ તાકે અધીન ભયે આપ મુરારી. ૩૧

નહીં ઉત્તમ કુલ જન્મ કરમ બિન શ્રમ શ્રુતિછંદ;
એકહિ પ્રેમ પ્રતાપ ગોપી અહિ લહૈ ગોવિંદ. ૩૨

છોડિ વેદ વિધિ નેમ પ્રેમબસ સબ કછુ કીનો;
શ્રી અનંત વિધિસોં છન ફલ ગોપ દીનો (?) ૩૩

નૈષ્ઠિક અનાદિ બ્રહ્મચારી તુમકોં શ્રુતિ ગાવૈ;
સો પ્રભુ ભક્તાધીન ગોપિકા રમન કરાવૈ. ૩૪

---

૩૧. તેમાં પણ આપની કૃપા વિના પ્રેમભક્તિ મળતી નથી. જેને કૃપા કરીને પ્રેમલક્ષણા ભક્તિ આપો છો, તેના આપ આધીન બનીને રહો છો.

૩૨. શ્રીગોપીજનોની શી દશા હતી? ઉત્તમ કુળમાં જન્મ નહતો, ઉત્તમ કર્મ પણ નહતાં, વેદશાસ્ત્રમાં કંઇ શ્રમ પણ કર્યો નહતો, માત્ર એકજ પ્રેમના પ્રતાપથી તેમણે શ્રીગોવિંદને પકડી રાખ્યા હતા.

૩૩. વેદવિધિના નિયમોને છોડીને માત્ર પ્રેમનો વશ થઇનેજ પ્રભુએ બધું કર્યું છે, લક્ષ્મીજી અને શેષ, તેમજ બ્રહ્માજીને પણ જે ફલ દુર્લભ છે, તે શ્રીગોપીજનોને પોતે આપ્યું છે. **નાહં વિરિઞ્ચો न भवो न श्रीरप्यंगसंश्रया, प्रसादं लेभिरे गोपी यत्तत्प्राप्य विमुक्तिदात** । એ પુરાણ વાકયનો અનુવાદ છે.

૩૪. નૈષ્ઠિક–જીંદગી સુધીના બ્રહ્મચારી. શ્રુતિ–વેદ વિરુદ્ધ ધર્મ બતાવ્યો.

આદિ ન અંત પ્રમાનરૂપ હરિ નિગમ ન જાનૈ;
સોઈ તુમે વ્રજબાલ અંક ભરિ ભુજ બીચ આનૈ. ૩૫

અજ સ્વયંભૂ જગજનક તુમ્હેં સબ શાસ્ત્ર બખાનૈ;
સો તિહારો નંદ નામ રાખૈ કોઉ પાર ન જાનં. ૩૬

બ્રહ્માદિક અતિ સ્તવત તોહુ બોલત નહીં આછે:
સો તુમહી હીંકાર કરત પ્રતિ ગૌ કે પાછે. ૩૭

સોમ દિવાકર ચક્ષુ તિહારે કુંવર કન્હૈયા;
સો નિત આંજિ કજ્જલ નૈનમેં દે હિત મૈયા. ૩૮

---

૩૫. વેદો તમારા આદિ અને અંતને તેમજ આવા છો એ પ્રમાણને જાણતા નથી, તે તમને વ્રજની બાળાઓ બે હાથની વચ્ચે બાથ ભીડી રાખે છે.

૩૬. જન્મ વિનાના, પોતાની મેળેજ પ્રકટ થનારા એવા તમને શાસ્ત્રો વર્ણવે છે. એવા તમે છો, છતાં શ્રીનંદરાયજીને ત્યાં તમે પ્રકટ થાઓ છો અને પ્રેમથી શ્રીનંદરાયજી તમારૂં નામ પાડવાનો સંસ્કાર કરે છે! કોઇ તમારો પાર પામી શકતું નથી.

૩૭. સ્તવત-સ્તુતિ કરે છે. આછે-સારી પેઠે. દરેક ગાયોની પાછળ હીં હીં કરતાં તમે દોડો છો. हिहींहीहींकारान् प्रतिपशु वन कुर्वंत सदा, नमद्‌ब्रह्मेशेन्द्रप्रभृतिषु च मानं धृतवति એ શ્રીમદ્વલ્લભાચાર્યજીના પરિવૃઢાષ્ટકમાંના શ્લોકનો અર્થ આ કડીમાં ગોઠવી દે છે.

૩૮. સોમ-ચંદ્ર-દિવાકર-સૂર્ય. ચક્ષુ-નેત્રરૂપ છે. આવાં નેત્રમાં દરરોજ શ્રીયશોદામૈયા હિતકારક છે માટે કાજળ આંજી દે છે.

પૂરનકામ પરમેશ વિશ્વંભર સુખ દુઃખ ન્યારે;
સો વ્હે ક્ષુધિત પિયો પય યશોમતિ નંદ દુલારે. ૩૯
શેષ મહેશ સુરેશ આપકે વચન અધીને;
સો તુમ ભૃત્ય કાર્ય સબ ગોપીનકે કીને. ૪૦
હરિ મખબલિ નહીં ખાત કરત વિનતિ કર જોરી;
સો તુમકો વ્રજભક્ત ધરિ શિર દધિકી ચોરી. ૪૧
સ્તુતિ શ્રુતિનકી તુમ્હેં લગત નહીં વૈસી પ્યારી,
જૈસી મધુરી લગત પ્રીતિનકી ગોપીન ગારી. ૪૨
વૈસો નહીં સોહાય બિધ બિધ ભોગ લગાવૈ,
જૈસી રતિ સાની વ્રજજનકી કુમરી ભાવૈ. ૪૩

---

૩૯. જે પુર્ણ કામ છે, પરમેશ્વર છે, આખા વિશ્વનું ભરણ પોષણ કરે છે, જેનાથી સુખદુઃખ દૂર છે, તેવા તમે ભૂખ્યા થઇને શ્રીયશોદાજીનાં સ્તનપાન કરો છો. નંદદુલારે–શ્રીનંદરાયજીના લાડકવાયા કુંવર.

૪૦. મહેશ–મહાદેવજી. છતાં શ્રીગોપીજનના દાસ તરીકેનું સેવાનું કાર્ય તમે પોતે કર્યું છે.

૪૧. મખબલિ–યજ્ઞમાં બલિરૂપ જે દ્રવ્ય હોય છે તે; વિનતિ કરતાં છતાં આપ ખાતા નથી. તે તમારાપર શ્રીગોપીજનો દહીની ચોરીનું તહોમત મૂકે છે!

૪૨. શ્રુતિનકી–વેદોની, મધુરી મીઠી. ગોપીનગારી શ્રીગોપીજનોની ગાળો.

૪૩. અનેક પ્રકારના ભોગ ધરે તે આપને તેવા સોહાતા રુચિકર થતા નથી; કે જેવી રતિસાની–પ્રેમથી તૈયાર કરેલી શ્રીગોપીજનોની કુમરી ભાવે છે. કુમરી એટલે ભીંજાવેલા મગ કે ચણા અથવા તેની દાળ જેમાં લૂણ ભેળવેલું હોય. વ્રજભાષાનો શબ્દ છે.

દુર્લભ અજીત અગ્રાહ્ય અલખગતિ જાય ન જાની,
સો દામોદર તુમ્હેં ઉખલ બાંધે નંદરાની. ૪૪
અનલ પિયો જિહિ કાજ અરુ જિન હિત ગિરિવર ધાર્યો,
બકી, બક, અઘ, તૃણાવર્ત હની પ્રિય અશુભ નિવાર્યો. ૪૫
શંખચૂડ ધેનુક પ્રલંબ વત્સાસુર હન્યો હરિ,
જે જે હતે પ્રતિબંધ અસુર મિષ આર્તિ નાશ કરી. ૪૬
શકટ વ્યોમ કેશી હને હારદ કછુ મનકો,
કાલી નાથ્યો નહીં હન્યો સોહુ હિત હો વ્રજજનકો. ૪૭
વ્રજવાસી મહાપ્રિય તાહુતે અતિ વ્રજનારી,
તુમ્હેં ન ગિરિધરલાલ વૈસી પદ્માહુ પ્યારી ૪૮

---

૪૪. અગ્રાહ્ય ગ્રહણ કરી શકાય નહિ તેવા અલખગતિ જેની ગતિ જાણીજ ન શકાય એવા દામોદર, જેમના પેટપર દોરડું બાંધેલું છે એવાને શ્રીનંદરાયજીનાં રાણી બાણીએ બાંધી રાખે છે!

૪૫. જેમને માટે અનલ, અગ્નિ, દાવાગ્નિનું પાન કર્યું. ગિરિવર શ્રીગિરિરાજ પર્વત, બકી–પૂતના, બકાસુર, તૃણાવર્ત અસુર, એમને હણીને આફતો દૂર કરી.

૪૬. શંખચૂડ અસુર, ધેનુકાસુર, પ્રલંબાસુર એ બધાને શ્રીહરિએ હણ્યા છે. આ બધા ભક્તિમાર્ગમાં નડતર જેવા હતા, તે અસુરોનો નાશ કરવાને બહાને ભક્તોની પીડા દૂર કરી દીધી.

૪૭. શકટાસુર, વ્યોમાસુર, કેશી દૈત્ય, એ બધાને મારવામાં કંઈ મનનું હારદ રહસ્ય જુદુંજ છે. કાલી નાગને નાથ્યો, માર્યો નહિ. તેમાં પણ વ્રજવાસીનું હિતજ છે.

૪૮. વ્રજવાસી પોતાને ઘણા વહાલા છે, તેનાથી પણ શ્રીગોપીજનો ઘણાંજ પ્રિય છે. એવાં તો પદ્મા–લક્ષ્મીજીએ વહાલાં નથી!

રાસરમન જિહિ સંગ બ્રહ્મ મર્યાદા લોપી,
પ્રગટ ભયે બહુરૂપ કૃષ્ણ ખેલન પ્રતિ ગોપી. ૪૯
પૂર્ણસુધાકર અચલ સરદ નિશિ સોહાઈ,
તાબિચ મોહન નટવર રસિક શિરોમનિ રાઇ. ૫૦
પરમ રાસ વહાં વ્રજલલના સંગ પ્રભુ તુમ કીનો,
સ્થલ જલ અકથ બિલાસ મોદ નિજદાસીન દીનો. ૫૧
તુમ્હેં ન વલ્લભ કોઉ ઐસે ભકિત પ્રિય જૈસી;
સો કછુ લખી વહાં ભયે લુબ્ધ જાતિ હોઉ કૈસી. ૫૨
બય, બિદ્યા, બિત્ત, બરન, બીર્ય કમનીય અચારા;
સો કછુ તુમ ચિતવત નહીં એક ભાવરતિ પ્યારા. ૫૩

---

૪૯. પોતે પરબ્રહ્મ છતાં શ્રીગોપીજનો સાથે રાસ રમવાને મર્યાદા-એક પ્રકાર રીત, તેને લોપી નાંખી પોતે ઘણાં રૂપ ધર્યાં ખેલવા માટે એક એક ગોપી દીઠ એકએક રૂપ ધર્યું.

૫૦. ચલાયમાન થાય નહિ તેવા પૂર્ણ, બધી કળાવાળા ચંદ્ર, શરદ ઋતુની સુંદર રાત્રિ, એની વચ્ચે નટવર અને મોહન સ્વરૂપે રસિકોના શિરોમણિ પ્રકટ થયા.

૫૧. સ્પષ્ટ છે. સ્થલ એટલે શ્રીયમુનાજીના તટ ઉપર અને જલ એટલે શ્રીયમુનાજીનાં જલમાં, અકથ-વર્ણવી ન શકાય તેવો મોદ આનંદ, દીનો-આપ્યો.

૫૨. જેવી તમને ભક્તિ વહાલી છે તેવું કંઇ વલ્લભ-વહાલું નથી. તે ભક્તિ જયાં થોડી પણ દીઠી કે, તમે તેમાં લોભાઇ જવાના ભલે પછી તે ભક્તની જાત ગમે તે હોય.

૫૩. ઉંમર, વિદ્યા, દ્રવ્ય, વર્ણ, જાત, કુલ, સુંદર આચાર; વગેરેનો તમે કંઇ વિચાર કરતા નથી. એક સ્નેહભાવજ તમને વહાલો લાગે છે.

ધ્રુવકો બય નહીં હતો કૃષ્ણુ ! તોહુ કરુના કીની,
કહા કરીન્દ્ર બિદ્યા ! પ્રભુ, તોહુ તાકી સુધ લીની. ૫૪
ઉગ્ર પરાક્રમ રહિત મનોરથ પૂરે તાકે;
કુબ્જા રૂપ ન દેખ ગયે ચલિ મંદિર વાકે. ૫૫
બિદુર ભક્તકી કરિ સુધ ભુક્તિ તાકી ભાજી;
બિપ્ર સુદામાપેં ધન બિન યદુપતિ ભયે રાજી. ૫૬
પારધી શુભ આચરન ન હે દુ:ખ દેનકો આયો.
તાકો તતછન કૃપાસિંધુ તુમ સ્વર્ગ પઠાયો. ૫૭
તવ કરુનાકી કથા કાહુપૈ બરની ન જાઈ;
દઇ અંબકી ગતિ બકી દુ:ખ દેન જો આઈ. ૫૮
અઘભાજન ગનિકા અર્ધ નામ લેત ઉદ્ધારી;
અજામિલ ગતિ પરમ સહજ તુહ આખ્ય ઉચ્ચારી ૫૯

---

૫૪. व्याधस्याचरणं ध्रुवस्य च वयः એ શ્લોક ઉપર ચાર કડીઓ કવિશ્રીએ લખી છે. વય ઉંમર, કરીંદ્ર-ગજેંદ્ર હાથી.

૫૫. ઉગ્રસેન રાજા, કુબ્જા કંસની દાસી.

૫૬. ભુક્તી, ખાધી-આરોગ્યા.

૫૭ પારધિએ ચરણકમળમાં બાણ માર્યું હતું! તતછન તત્કાળ, પઠાયો-મોકલ્યો.

૫૮. તમારી દયાની વાત કોઇથી વર્ણવી શકાય તેમ નથી. બકી, પૂતના જે દુ:ખ દેવા આવી હતી, તેને માતાની ગતિ આપી.

૫૯. અઘભાજન-પાપનું સ્થાનક ગુણકા. અર્ધું નામ તેણે લીધું તેટલામાં તેનો ઉદ્ધાર કર્યો. આખ્ય-આપનું નારાયણ નામ.

અધમ મહામલમાસ કિયો દ્વાદશતે ઉત્તમ,
શરનહી માત્ર કૃપાલ નામ દીનો પુરુષોત્તમ. ૬૦

સહજ દીન પ્રતિપાલ કૃપાલ સુભાવહી ઐસો;
તો પુનિ ભક્તાધીન હોહુ વહાં અચરજ કૈસો ? ૬૧

ભક્ત બિરહ કાતર મહાભક્ત પ્રાનતે પ્યારે;
ભક્તવત્સલ ભકતાધીન નહીં ભક્તનતે ન્યારે. ૬૨

ભક્ત મનોરથ પૂરક ભક્ત દુઃખ સુન્યો ન ભાવૈ;
ભક્ત આરતિ સુનતહી પ્રાન વિકલતા પાવૈ. ૬૩

કોટિ જતનસોં હરો નીંદ તબહી દગ આવૈ,
પ્રભુ નિજ પ્રભુતા છાંડિ કરૈ જો ભક્ત સોહાવૈ. ૬૪

---

૬૦. અધિક માસને લોકો મહામલમાસ અને અધમ ગણતા, તે બારે માસ કરતાં શ્રેષ્ઠ ગણાયો. એ શરણે આવ્યો તેટલામાં તેનું નામ પુરુષોત્તમમાસ રાખ્યું.

૬૧. પોતે એવા દયાળુ છે, તો ભક્તને આધીન બને તેમાં અચરજ શું ?

૬૨. સ્પષ્ટ છે. ભકતના વિરહથી કાયર બની જાય છે. ન્યારે-જુદા નથી.

૬૩. આરતિ-પીડા, પ્રાનવિકલતા-આપના પ્રાણ આકુળ-વ્યાકુળ બની જાય.

૬૪. કરોડો પ્રયાસ કરો, નિદ્રાને હરો-ઉજાગરાઓ કરો, તો એ પ્રભુ નેત્રમાં આવે, દર્શન આપે; પણ ભકતની પાસે તો પોતાની પ્રભુતા-મોટાઇ છોડી, તેને ભકતને જેમ ગમે તેમ પોતે કરે છે.

દૂત-આનન સુનતહી રુકિમની કો દુઃખ ભારી;
દોરિ તતછન પાણિગ્રહણ કરિ લાયે મુરારિ. ૬૫

જાંબુવતી સતભામા મિત્રવિંદા કાલિંદી;
બ્યાહે સત્યા ભદ્રા લક્ષ્મણા પ્રીતિ અમંદી. ૬૬

સોલહ સહસ્ર કન્યકા ચિત્તકી આરતી જાની;
મુર હની લાયે નાથ સબન કીની નિજ રાની. ૬૭

જરાસંધ ગ્રહે ભૂપ બહુત બંધન ગતિ પાયે;
એક દુષ્ટ હરિ નાથ કૃપાકર સબે છુડાયે. ૬૮

નૃગ નૃપકો કૃકલાસદેહ કરિ દયા છુડાયો;
દ્વિજકો શાપ નિવારિ ભૂપ સુરલોક પઠાયો. ૬૯

---

૬૫. શ્રીરુકિમણીજીનું દુઃખ મોકલેલા દૂતના મુખે સાંભળ્યું કે તુરતજ ત્યાંથી દોડયા અને તેને પરણી લાવ્યા.

૬૬. શ્રીરુકિમણીજી પટ્ટરાણી છે. અને બીજાં પણ સાત પટ્ટરાણી છે. જાંબુવતી, સત્યભામા, મિત્રવિંદા, કાલિંદી, સત્યા, ભદ્રા, લક્ષ્મણા એ મળીને આઠ છે. અમંદી-ઘણી પ્રીતિ સાથે, એ આઠને બ્યાહે-પરણ્યા.

૬૭. મુર નામના દૈત્યે સોળ હજાર કન્યાઓ કેદમાં રાખી હતી, તેનાં મનની પીડા જાણીને, મુર અસુરને હણીને, એ બધી કન્યાઓને પોતાની રાણી બનાવી.

૬૮. જરાસંધે પણ ઘણા રાજાઓને કેદ કર્યા હતા; તે એક દુષ્ટને મારીને કૃપા કરીને પેલા રાજાઓને છોડાવ્યા.

૬૯. નૃગરાજા ઘણી ગાયોનું દાન કરતો હતો. એક વખતે દાન કરેલી ગાયનું દાન ફરીથી કર્યું, તેથી તે કાચીંડાની યોનિમાં જઈ પડયો. તેનો એ દેહ કૃપા કરીને છોડાવ્યો. બ્રાહ્મણનો શાપ દૂર કર્યો અને રાજાને દેવલોકમાં મોકલી દીધો.

પૌંડ્રક ખલ પાખંડ રૂપ તિહારો ધરિ આયો;
તાહિ હનિ વહી સ્વરૂપ તુમ સત્ય બનાયો. ૭૦

કંસ, ચૈદ્ય, પૌલસ્ત્ય આદિ ખલ હરિ અરુઝી દીને;
તાહે સબન દે મુક્તિ મુકુંદ યોગી સબ કીને. ૭૧

ભૃગુ પદ પ્રહાર દિયો ઉર અજહુ પ્રભુ ચિન્હહિ સોહાયે;
અક્ષમ્ય અતિ ક્ષમ્ય તો તુમહિ બની આવે. ૭૨

બિદુર ત્રિયા હરિ તુમ્હેં કદલીફલ છાલ ખવાઇ;
નિરાબરન સ્નેહ વિવશ જાનિ તુમકો અતિ ભાઇ. ૭૩

---

૭૦. પૌંડ્રક નામનો અસુર, આ કથાઓ શ્રીભાગવતમાં છે. વિસ્તારના ડરથી અહીં ટાંકી નથી.

૭૧. ચૈદ્ય–શિશુપાલ. પૌલસ્ત્ય–રાવણ, અરુઝીદીને ઠેકાણે કરી દીધા તરછોડી નાંખ્યા. છતાં બધાને મુક્તિ–મોક્ષનું દાન કર્યું. કારણ કે પોતે મુકુંદ–મોક્ષને દેનારા છે. પેલા દુષ્ટ છતાં દુશ્મન છતાં, તેમને મોક્ષ આપીને યોગી જેવા બનાવી દીધા ! આ વિરુદ્ધધર્માશ્રયતા !

૭૨. ભૃગુઋષિએ પદનો–ચરણનો–પ્રહાર કર્યો, વિષ્ણુની છાતીમાં લાત મારી, તેનું નિશાન આજસુધી પ્રભુના વક્ષ સ્થલ પર છે. બીલકુલ ક્ષમા કરવા લાયક ન હોય, અતિ અસહ્ય હોય, તેને પણ ક્ષમા કરવાનું તો આપથીજ બની શકે.

૭૩, બિદુરત્રિયા–વિદુરજીની સ્ત્રીએ કદલીફળ–કેળાં. નિરાબરન વસ્ત્ર વિનાની તે સ્ત્રીનો સ્નેહ ભાળ્યો અને તેને વશ થયા; તે છાલ પણ ઘણી જ ભાવી. અથવા નિરાબરન–નિઃસ્વાર્થ.

ઋષિપત્નીકો અન્ન માંગ લીનો આરતિ જાની;
ખાયે સબરીકે બેર પિયો શ્રુતદેવકો પાની. ૭૪
રજસ્વલા ગુનિકાકે હાથ તુમ મુકુટ ધરાયો;
રતિ લખિ બાધ ન ગિન્યો સીસ શ્રીરંગજુ નાયો. ૭૫
ચિંતત હરિ ખગબાલ બરત ખાન બિચ ઉબારે;
ઢાંકિ લિયે ગજઘંટ ડારિ તુમ નંદદુલારે. ૭૬
જની દાસીકી ટહેલ ત્રિભુવનપતિ તુમ કીની;
દ્વારપાલ બલિકે ભયે દાસ બડાઇ દીની. ૭૭
નાપિત કહ્યો ન જાય કાહુકો સો ભયે કૈસે;
સેન ભક્ત હિત વપન ભૂપ કીનો કૃત ઐસે. ૭૮

---

૭૪. દશમસ્કંધમાં કથા છે. ભૂખ લાગી ત્યારે ઋષિપત્ની પાસે અન્ન પ્રભુએ માગી લીધું. તેમની આરતિ–અંતઃકરણનો સ્નેહ, બેર–બોર.

૭૫. રતિ લખી–પ્રેમ જોઇને, શ્રીરંગજીએ મસ્તક નમાવી દીધું.

૭૬. ભઠ્ઠી વચ્ચે બળી મરતાં પક્ષીનાં બચ્ચાં પ્રભુજીએ ઉગારી લીધાં. કેમકે તેની ચિંતા–કાળજી હરિ કરે છે. તેના પર હાથીનો ઘંટ નાખીને તેને બચાવ્યાં.

૭૭. જની દાસીની કથા ભક્ત માળમાં જોવી. ટહેલ–સેવા. દ્વારપાલ ચોકીદાર થયા, બલિરાજાના.

૭૮. સેનનામનો હજામ ભક્ત થઈ ગયો છે. તે રાજાનો હજામ હતો. એક વખતે તે રાજાની હજામત કરવાનું ભૂલી ગયો તો પ્રભુ તેનું રૂપ ધરીને રાજાની હજામત કરી આવ્યા! આ વાત જાણતાં છતાં તે ભક્ત નાપિતે–હજામે–કોઇને જણાવી નહિ.

જગન્નાથ ભયે જનની દાસમાધવ જગ જોઇ;
મલમૂત્રાદિક ભરી દેહ બહુદિન નિજ કર ધોઈ, ૭૯
ભયે। એક બરસ લ્યોં જલધરે। દાસ ત્રિલોચન;
નામદેવકે। છપ્પર છાંય કિયો દુખ મોચન, ૮૦
બિઠુ મહાર ભયે આપ દુખિત લહિ દામાજી;
દિયો શાહ જવાબ લાય જન કીનો રાજી. ૮૧
છાંડયો નિજ પન કૃષ્ણજુ ભીષ્મ પ્રતિજ્ઞા રાખી;
જલ પાયો જુવતી વ્હૈ પારથ સુખ અભિલાખી. ૮૨
નરસિંહકો પહોઢાય હિંદોરા જોટા દીનો;
પંખા કીનો આપ અધિક ભકતનકો કીનો. ૮૩
કપીશ એકદા આપ છાંહ સોયો ભઈ નિદ્રા;
આતપમેં ઘરી ચાર રહે ઠાડે રઘુ-ઇંદ્રા ૮૪

---

૭૯. જગન્નાથ એવા પ્રભુ માધવદાસ ભક્તની માતારૂપ થયા નિજકર-પોતાને હાથે.

૮૦. ત્રિલોચનદાસને માટે એક વર્ષ સુધી જલધરો કર્યો જલ ભરવાનું કાર્ય કર્યું (!)

૮૧. દામાજીને દુઃખી થયલા જાણીને શ્રીવિઠ્ઠલનાથજી મહાર અંત્યજ થયા. બાદશાહનો જવાબ લાવીને આપ્યો, અને માણસને રાજી કરી દીધો.

૮૨. નિજપન-હથિયાર હાથમાં નહિ ઝાલવાનું પોતાનું પણ છોડીને ભીષ્મ પિતામહ ભક્તની પ્રતિજ્ઞા પાળી. જુવતી-યુવાન સ્ત્રી. પારથ-અર્જુન.

૮૩. હિંડોરા જોટા-હીંડોળાના હીંચકા નાંખ્યા.

૮૪. કપીશ-હનૂમાનજી, આપ છાંહ-શ્રીરામચંદ્રજીની છાયામાં. આતપમેં-તડકામાં. ઘડી ચાર-ચાર ઘડી. રઘુ-ઇંદ્રા-શ્રીરામચંદ્રજી.

ઉદર દરી હરિ પેઠી પરીછત રછા કીની;
લખિ સંકટ કૃષ્ણાઉર અંગિયા ગાંઠિ દીની. ૮૫

ભરિ સાક્ષી ગોપાલ બિપ્રકે લગ્ન કરાયે;
જંહિ જંહિ ભક્તન ભીર પરી હરિ સદ્ય ઉઠિ ધાયે ૮૬

વહાં લુબ્ધ વ્હે જાય જહાં કહું ભક્તિ દેખી;
સબ સાધન શિરમોર ભક્તિ પ્રભુ પ્રિય બિશેખી. ૮૭

તવ ભક્તિકો અંગ અંશા સોહુ મહા દુર્લભ;
તાતે બડે બુદ્ધિમાન યહ કીની વલ્લભ. ૮૮

શિવ સનકાદિ પરીક્ષિત આદિ શ્રોતા કહાવેં;
કૃષ્ણ કથામૃત પાન કરહિ નિત તહુ ન અઘાવેં. ૮૯

સંકરષન શંકર શુક અરુ સૂત તુમ જસ ગાવે;
સદા નિરંતર કીર્તિ કથે તોહુ તૃપ્તિ ન પાવે. ૯૦

---

૮૫. દરી–ગુફા. પરીક્ષિત–પરીક્ષિત રાજાની. કૃષ્ણા–દ્રૌપદી. લખી–જાણી. અંગીયાં–ચોલી, કાંચળી.

૮૬. ભીર–સંકટ. સદ્ય–તત્કાલ.

૮૭. શિર મોર–બધા સાધનોની શિરોમણિરૂપ. બિશેખી–વિશેષ-શ્રેષ્ઠ.

૮૮. ભક્તિના અંગનો પણ અંશ દુર્લભ છે. તેથીજ તમે તેને વલ્લભ-પ્રિય બનાવી છે, તમે બડા બુદ્ધિવાળા છો !

૮૯. ન અઘાવૈ-તૃપ્ત થતા નથી. તહું–તોપણ.

૯૦. સંકરષન–શેષનાગ.

નવયોગી પ્રહ્લાદાદિક તુહ સુમરન લીના;
સપ્તઋષિ શિવ સદા ધ્યાન નિમગ્ન મીના. ૯૧
પદ્મા વૃંદાદિક અખંડ કરે પતિપદ સેવા;
અધિક અધિક રુચિ નિત્ય પ્રતિ જો અતિક્ષુધિત સુમેવા ૯૨
પૃથુ ભૂપાદિક ભક્ત કરત કોટિ પ્રભુ પૂજન;
અક્રૂરાદિ અનંત સંત તુહ વંદત સુજન. ૯૩
કપિ આદિક કોટિ વિધિ કરત શ્રીપતિ કિંકરતા;
સખ્યભાવ બહુ ભજત આદિ સુભદ્રાભર્તા. ૯૪
બલિ આદિક જન અનંત આત્મનિવેદન કીનો;
અગમ્ય પ્રેમપથ ગોપ્યાદિક કોઈ બિરલા લીનો. ૯૫
પૂર્ણપ્રેમ કીન જાહિ સો ગોપીજન કહિએ;
ગોપી સોઇ ગોવિંદ તનકહુ ભેદ ન લહિએ. ૯૬

---

૯૧. મીના–માછલું જેમ જલમાં ડૂબેલું રહે છે, તેમ એ બધા ધ્યાનમાં ડૂબેલા છે.

૯૨. પદ્મા–લક્ષ્મીજી. વૃંદા વગેરે. અતિક્ષુધિત–ઘણા ભૂખ્યાને. સુમેવા–સારો મેવો.

૯૩. કોટિ–કરોડવાર પૂજે છે. અનંત–ઘણા.

૯૪. કપિ–હનૂમાનજી વગેરે. કોટિ વિધિ–કરોડો તરેહથી. કિંકરતા–દાસ્ય ભક્તિ. સુભદ્રાભર્તા–સુભદ્રાનો પતિ અર્જુન.

૯૫. અગમ્ય–કોઇથી જાણાય નહિ તેવો પ્રેમમાર્ગ તો ગોપીજન આદિ કોઇ વિરલાજ જ સમજી શક્યા છે.

૯૬. તનકહુ–થોડો પણ, ગોપી તેજ ગોવિંદ છે. બન્નેમાં થોડો પણ ભેદ જાણવો નહિ.

જીનકી પટતર રમા ન ગિરિજા શંભુ નહીં શેષ;
ઇનસંગ આપ વિલાસ કરત વહાં કોઉ ન પ્રવેશ. ૯૭
સકલ લોકતે પરે સકલ વૈકુંઠતે આગે;
નહીં કોઉકો ગમ્ય સ્પર્શ કાહુકો ન લાગે. ૯૮
વ્યાપક રૂપ અદ્વૈત બ્રહ્મ તેજોમય કહાવે;
આર્ય પંથ અધિકારી મુનિજન જિનમેં લય પાવે. ૯૯
અક્ષર આદ્ય અખંડ અનૂપમ કહે સબ કોઇ;
નાંહિન રૂપ ન વપુ વરન નિર્નય કહા હોઇ. ૧૦૦
નિર્ગુનકો નિર્દેશ અટપટો મુખ કહા કરિ કહિએ;
નેતિ નેતિ કહે નિગમ અસ્તિવસ્તુ કછુ લહિએ. ૧૦૧

---

૯૭. પટતર-જેની તુલનામાં. રમા-લક્ષ્મીજી, પાર્વતીજી, વગેરે ન આવે.

૯૮. પરે-પર છે. ગમ્ય-કોઇ ત્યાં જઇ શકે નહિ.

૯૯. અહીંથી ૧૦૯ કડી સુધી મહાનુભાવી શ્રીગોપાલદાસજીએ ગાયેલાં શ્રીવલ્લભાખ્યાનનાં પહેલાં આખ્યાનનો સાર શરૂ થાય છે. 'વ્યાપકરૂપ અદ્વૈત બ્રહ્મજો' વગેરે કડીઓ સાથે સરખાવી લો. અદ્વૈત-એક. તેજોમય-તેજ સ્વરૂપ. આર્યપંથ-વેદમાર્ગને અનુસરનારા, મુનિઓ જેમાં લય પામે છે.

૧૦૦. વપુ-શરીર. વરન-રંગ. નિર્નય-નિશ્ચય.

૧૦૧. નિર્ગુનકો નિર્દેશ-નિર્ગુન બ્રહ્મનો પરિચય. મુખથી કેમ કરાય ? નિગમ-વેદ. નેતિ-'એવા નથી' એમ કહી અટકે છે. બધા તો કહે છે કે, અસ્તિ વસ્તુ-કાંઇક વસ્તુ રૂપ છે ખરું.

તાહુતે પર પુરુષોત્તમ અચલ બિહારી;
બ્રહ્મજ્ઞાની મુકિતમાર્ગી નહિ સ્વપ્ન વ્યવહારી. ૧૦૨
જહાં આદિ વૃંદાવન અચલમય બિરાજે;
શરદ રંગીલી ક્ષપા મનોહર અદભુત ભ્રાજે. ૧૦૩
જહં મહાસુંદર સરિતપુર તટ મનિમય હૈ શ્રેની;
વિચિત્ર જાતિ સરોજ મધુપ ધુનિ અતિ સુખ દેની ૧૦૪
કનકલતા માલતી મલ્લિકા સુમન સુઓંરે;
જાઇ જુહી સેવતી સુગંધ ચિતકો ચોરે. ૧૦૫
શીતલ મંદ સુગંધ સમીર સરિતા તટ આવે;
પરસત પરમ પ્રમોદ પ્રગટ ઉર સબન સોહાવે. ૧૦૬
પદ્મરાગ મરકત સ્ફટિક મનિમય ગોવર્ધન,
કહા શિવ વિધિકી ચલી મોહ પાવે વિષ્ણુ મન. ૧૦૭

---

૧૦૨. તે નિર્ગુન બ્રહ્મથી પર પૂર્ણ પુરુષોત્તમ છે. આપ નિશ્ચલ થઇને ત્યાંજ વિહાર કરે છે. અથવા-અચલ-શ્રીગિરિરાજજીમાં જ વિહાર કરે છે. બ્રહ્મનું જ્ઞાન મેળવીને મુક્તિનો-મોક્ષનો માર્ગ લેનારાનો એ દિવ્ય સ્થળ સાથે મુદ્દલે સ્વપ્ને પણ વ્યવહાર નથી.

૧૦૩. ક્ષપા રાત્રિ. રાજે-શોભે છે.

૧૦૪. શ્રેની-નિસરણી-પગથીયાં. સરોજ-કમલ. મધુપધુનિ-ભ્રમરનો ગુંજાર.

૧૦૫ જુદાં જુદાં પુષ્પોનાં નામો છે.

૧૦૬. પ્રમોદ-સુગંધ. સમીર-પવન.

૧૦૭. સ્પષ્ટ છે. વિધિકી-બ્રહ્માનું શું ચાલે ? જયાં વિષ્ણુનું મન મોહ પામે છે.

નાના પક્ષી શબ્દ માધુરી કહત ન આવૈ;
જ્યોં સાગર ખગ ચંચ ભરે ત્યોં કવિ કછુ ગાવૈ. ૧૦૮
શ્યામા શતદલનયનસુંદરી યૂથ અપારા,
વિવિધ રાસ બિલાસ કરત તુમ નંદ કુમારા. ૧૦૯
સંગ વૃષભાનુકિશોરી જોરી અદ્દભુત બિરાજે;
નિરખત રૂપ અનુપમ કોટ મન્મથ મન લાજે. ૧૧૦
મનિકુંદનમય મોર મુગટ સુંદર શિર સોહે,
જગમગાત વિમલ જ્યોતિ આત રવિ લાખ મનમોહે. ૧૧૧
લાલન ભાલ વિશાલ લાલ કુંમકુમકો ટીકો,
જનુ મરકતમનિ મધ્ય પ્રકાશ અતિ માનિક નીકો. ૧૧૨
બિકટ ભ્રુકુટિ કોદંડ માનો રાખે રતિ નાયિકા,
રસિક નૈન ઇક્ષણ તીક્ષણ વે ધનુ સાયકા. ૧૧૩

---

૧૦૮. ખગ-પક્ષી. ચંચ-ચાંચ. સમુદ્રમાંથી પક્ષીની ચાંચ ભરાય એટલું કવિઓ ગાય.

૧૦૯. શ્યામા-સોળ વર્ષની. શતદલનયન-કમલ સરખાં નેત્ર-વાળી. યૂથ-એકએક મંડળ. એવાં અપાર મંડળો.

૧૧૦. વૃષભાનુકિશોરી-શ્રીવૃષભાનજી નામની ગોપની પુત્રી-શ્રીરાધાજી. મન્મથ-કામદેવ.

૧૧૧. કુંદન-સોનું. જગમગાત-ઝળહળી રહ્યા છે. વિમલ જ્યોતિ-નિર્મળ-કાંતિ.

૧૧૨. ટીકો-તિલક. જાણે શ્યામ મરકતમણિમાં માણેક ચમકી રહ્યું હોયને શું !

૧૧૩. નેત્ર પરની ભમરો જાણે રતિની કમાન છે. નૈન-ઇક્ષણ-નેત્રથી જેવું. તીક્ષણ-તીખું. સાયકા-તીર.

સુંદર લોલ કપોલ પરિ કુંડલકી છાંઇ,
સજલ જલદ મધિ દુરી દામિની જનુ દેત દિખાઇ. ૧૧૪
કમલનયન કરુણાલ વશ રસ રસિક રતનારે,
ચારુ ચપલ સુવિશાલ નિપુન મનમોહન પ્યારે. ૧૧૫
ઉન્નત નાસા કીરચંચુ દીપક શિખ સોહે,
બેસર બિમલ સુઢાર લલક માનિની મન મોહે. ૧૧૬
અધર બિંબ વિદ્રુમ કુંદ કલી દંત અનુહારી,
કુટિલ અલકલર ઝુકિ રહી મુખપર દે છબિ ભારી. ૧૧૭
કોટિ શરદ શશી પૂરન સરસ છાવ તુમ આનનકી,
મંદ મધુર મુસકાન મોહિની જુવતિન મનકી. ૧૧૮

---

૧૧૪. કપોલ-ગાલ. છાંઇ-કુંડળમાંના કિરણો. જળવાળા શ્યામ મેઘમાં જાણે દામિની વીજળી દેખાતી ન હોય !

૧૧૫. રતનારે-ચટકમટકવાળા. ચારુ-સુંદર. નિપુન-હુંશીયાર નેત્રનું વર્ણન છે.

૧૧૬. નાસા-નાસિકા. કીરચંચુ-પોપટના ચાંચ. દીપકશિખ-દીવાની જ્યોત. બેસર-નાકનું આભૂષણ નકવેસર. બિમલસુઢાર-નિર્મળ અને ઘાટીલું. લલક-લટકણીયું.

૧૧૭. અધર-ઓષ્ઠ. બિંબફલ જેવા, વિદ્રુમ-પરવાળા. દાંત મોગરાની કળી જેવા. કુટિલ-ખીટલીયાળા કેશ.

૧૧૮. કરોડો શરદના ચંદ્રથી પૂરેલી. આનનકી-શ્રીમુખની. મુસકાન-હસવું.

મૃગમદ બેંદી તિલક મધ્ય ચારુ ચિબુક બિરાજે,
કંબુકંઠ કૌસ્તુભ શ્રીવત્સ ભૃગુ લાંછન રાજે. ૧૧૯
ખચિત રત્નક લઘુ લસત પદક નીકી માલા,
મુક્તાદામ મધ્ય ઝલકત વક્ષઃસ્થલ સુવિશાલા. ૧૨૦
વૃંદાસ્રક્ બનમાલ વૈજયંતી સુલસત અતિ,
ગુંજમાલ નંદલાલ હૃદય લખિ પંગુ હોત મતિ. ૧૨૧
ઉદર્તનકપત્ર્ાં વિલીતનીંજા ગરા ગંગસી,
નાભિ નલિન ગંભીર રોમાવલી વલિત ભૃંગસી. ૧૨૨
વલય કંકનાંગદ પહોંચી બાજુ બંધ ભુજપર,
આજાનુ બાહુ મૃણાલ મુદ્રિકા નખ શશ મદહર. ૧૨૩

---

૧૧૯. મૃગમદ-કસ્તૂરીની. કૌસ્તુભ વગેરે આભૂષણોનાં નામો છે.

૧૨૦. ખચિત-રત્ન જડેલી. પદક-માલાની વચ્ચે જે હોય તે પદક કહેવાય છે. નીકી-સુંદર.

૧૨૧. વૃંદાસ્રક્-તુલસીની માળા. સુલસત-સારી પેઠે શોભતી લખી-જોઇને. મતિ બુદ્ધિ. પંગુ-પાંગળી, થઇ જાય છે.

૧૨૨. મૂળ પ્રતમાં અડધી કડી બરોબર વંચાતી નથી, તેથી અર્થ પણ સમજાતો નથી. વલિત-ભૃંગસી-જાણે ભમરાઓ આવીને બેઠા ન હોય તેવી રોમાવલી લાગે છે!

૧૨૩. વલય-હાથના કડાં. કંકનાંગંદ-કંકણ ને બાજુબંધ. આજાનુબાહુ-ગોઠણ સુધીના હાથ. મુદ્રિકા-વીંટી.

જગમન મોહિની મુરલી સોહે કરતલ આતસુંદર,
કટિકૃશ, કટિમેખલા ક્ષુદ્રઘંટિકા મનિભર. ૧૨૪

કનકકપિશ કૌશેય પીત ઘનશ્યામ બિભ્રતનુ,
મીત નિતંબ સુરંભખંભસી જંઘ લસત જનુ. ૧૨૫

પરમ પુનિત પદપદ્મ સદ્ય શિવ નૂપુર હર મન,
નાગ મુક્ત અવતંસ ધ્વંસ દુઃખ કરનસું પ્રિયજન. ૧૨૬

સ્ફાટિક રત્ન વિચિત્ર જટિત શિરપેચ સુભાકર,
પીત ઉપાંબર સુભાંગ કર લીલા વારિજ ધર. ૧૨૭

ઉભય અંઘ્રિ અરવિંદ જે ચિન્હ ષટ્દશ સુવિરાજે,
ચિંતન માત્ર હી સકલ પાપ સંતાપહી ભાજે. ૧૨૮

---

૧૨૪. કરતલ-હાથના મધ્યમાં. કૃશ-સુકાયેલી. ક્ષુદ્રઘંટિકા-ઘુઘરીઓ અને માણીઓવાળો કદેરો ધર્યો છે.

૧૨૫. સોનાના જેવું પીળું પીતાંબર. બિભ્રતનું-દેહધારી. સુરંભખંભસી-સુંદર કેળો જેવી જંઘાઓ શોભે છે.

૧૨૬. પદપદ્મ-ચરણકમળ શિવ-મંગળકારી. નાગનાં મોતીનું આભૂષણ પોતે ધરે છે, જાણે પ્રિય જનોનાં દુઃખનો નાશ કરતા ન હોય તેમ લાગે છે!

૧૨૭. સુભાકર-ઝગઝગતો. જટિત-જડિત. ઉપાંબર-ઉપરણો. સુભાંગ-સુંદર અંગપર. લીલાવારિજ-ખેલવા માટે કમલ હાથમાં ધરે છે.

૧૨૮. અંઘ્રિઅરવિંદ-બન્ને ચરણકમળમા-૧૬ ચિન્હો બિરાજે છે. જેનું સ્મરણ કરતાજ બધાં પાપતાપ નહાસી જાય.

સ્વસ્તિક, અષ્ટકોન, યવ, જંબુફલ પવિ, ધ્વજ સુભદ,
ઊર્ધ્વ રેખ, અંકુશ, કમલ યહુ નવ દક્ષિણ પદ. ૧૨૯
મત્સ્ય, ત્રિકોન, કલશ, કોદંડ ઇંદ્રકો અંબર,
ગોપદ અરુ અર્ધચંદ્ર બામ સસ યહ શ્રેયસ્કર. ૧૩૦
અબ કછુ કારન કહું શ્રીકૃષ્ણ ધરે કો હારદ,
સ્વસ્તિ સદન સુભદ્ર ધ્યાનીકો સબ સુખશારદ. ૧૩૧
અષ્ટકોન મહા અષ્ટસિદ્ધિ ચિંતિતકો દાયક,
અષ્ટ મહા ઐશ્વર્ય અષ્ટ દિશ અધિપતિ લાયક. ૧૩૨
જ્યોં સબ ઐાતકર્મ પૂરન યશ અરુ ખ્યાતા.
આશ્રિત કૃત પૂરન શુભ કીર્તિ રાજ રાખ દાતા. ૧૩૩
લોકાલોક સકલ ફલ અર્પન ધર્યો જંબુ ફલ,
જંબુનદસો ઉત્પત્તિ કંચન દાયક બલ. ૧૩૪

---

૧૨૯. સાથીઓ, અષ્ટકોણ, જવ, જાંબુ, વજ્ર, ધ્વજ, ઉંચી રેખા, અંકુશ અને કમળ એ નવ ચિન્હ જમણા ચરણમાં છે.

૧૩૦. માછલું, ત્રિકોણ, કળશ, ઇંદ્ર ધનુષ્ય, આકાશ, ગાયનું ચરણ, અને અર્ધચંદ્ર એ સાત કલ્યાણકારી નિશાન ડાબા ચરણમાં છે.

૧૩૧. ચરણારવિંદના ૧૬ ચિન્હનું રહસ્ય સમજાવે છે. હારદ–રહસ્ય. સાથીઆનું ચિહ્ન ધ્યાન કરનારનું કલ્યાણ કરે અને બધા સુખને આપે.

૧૩૩. અષ્ટ સિદ્ધિ–અણિમા વગેરે આઠ સિદ્ધિઓ. ચિંતિત–સ્મરણ કરનારને.

૧૩૪. આ લોક અને પરલોકનું બધું ફળ મળે. જંબુનદનું સોનું ઘણું વખણાય છે.

વજ્ર પાપ ગિરિ ચૂર્ણ કૃત ચિંતન જનકો,
અરૂ કઠોરતા પાહન દલન કરતા મનકો. ૧૩૫

ધ્વજા અભય કૃદરાત સદા બસકે પર હોઇ,
ધ્યાનિ સબન શિર ચઢે અનિલ હરિ અનુગ્રહ સોઇ. ૧૩૬

ઊર્ધ્વરેખ ચિંતિત પથ ઊર્ધ્વ ચઢે યહ બોધ,
અરૂ સીઢી વૈકુંઠકી ચઢત કોઉ નહીં રોધ. ૧૩૭

અંકુશ ધરી અવિનાશી દાસ મન મહાગજ જીતન,
યહબીન ઔર અનેક દંડ કરિ માનત ભીતન. ૧૩૮

સૂચન કરત યહ કમલ અમલ જલ બિનુ રહે ન કબુ,
ધરિ ઉર સજલ મધુપ મનરાંત મકરંદ મિલે તબ. ૧૩૯

મત્સહુ અપ બિન રહે ચપલ અતિ કરે યહ બોધન,
હ્રદય પ્રેમ ગંભીર સરસ હૈ ચિર નહીં રોધન. ૧૪૦

---

૧૩૫. પાપરૂપ પર્વતના ચુરા કરે, માટે વજ્ર ધરે છે. પાહન-પત્થર.

૧૩૬. અનિલ-વાયુ, ધ્વજાને ફરકતી રાખવા માટે પ્રભુની કૃપા એજ પવન છે.

૧૩૭. ઊર્ધ્વ રેખ-ઉંચી રેખા. પથ ઊર્ધ્વ-ઉચ્ચ માર્ગ.

૧૩૮. સ્મરણ કરનારનાં મનરૂપી મહાગજ-મોટા હાથીને જીતવાને ચરણમાં અંકુશ રાખે છે. ભીત-બીક, બીજી બીકને એ હાથી ગણકારતોજ નથી.

૧૩૯. અમલ-નિર્મલ. મધુપ-ભમરા.

૧૪૦. અપબિન-જળવિના.

ત્રિકોન જતવત ત્રિબિધ જીવકો હરિપદ ત્રાતા,
સબ હેહુ યહ સરન ચરન પ્રભુ નિર્ભય દાતા. ૧૪૧
કલસ મહામંગલ કરે મંગલ અરુ પૂરન,
સરસ હૃદય વ્હૈ જાય કરત ચિંતન ઘટ નિજ મન. ૧૪૨
ધનુષ ધ્યાન તે કામ ક્રોધ આદિક અરિ ભાજે,
નમ્ર સુ યવ તન નમ્ર રહે હોય તો યહ રાજે. ૧૪૩
વ્યોમ સકલ વ્યાપી સુચવત જો એસેહેં હરિ,
ધ્યાની જન સર્વજ્ઞ હોય પ્રભુ રાખે ઉરધરિ. ૧૪૪
ગોપદ સુર મુનિ સકલ સેવ્ય સો હોય ધ્યાની,
સકલ તીરથતે શુચિતા અધિક અંઘ્રિ હેહુ જાની. ૧૪૫
અર્ધચંદ્ર ચિંતિત હોય તમ તાપ નિવારન,
સુચવત શિવ શિર ધર્યો સંબંધ પ્રભુ પદ કારન. ૧૪૬
કૃષ્ણચરન યુગ ચિહ્ન સહિત જો ધ્યાન લગાવે,
સો જન સબ ફલ પાય બહોત બડભાગી કહાવે. ૧૪૭
રમા રસિક વર વક્ષસ્થલ દિયો તોહુ પદ પંકજ,
પાવ પલક નહીં તજત શેષ શંકર ઇચ્છત અજ. ૧૪૮

---

૧૪૧. જતવત-દેખાડે છે. બતાવે છે.

૧૪૨. સ્પષ્ટ છે. ૧૪૩. અરિ-દુશ્મન.

૧૪૪. વ્યોમ-આકાશ. ૧૪૫. ગોપદ-ગાયનું ચરણ. શુચિતા-પવિત્રતા. અંઘ્રિ-ચરણ.

૧૪૬. પ્રભુના ચરણના સંબંધથી શિવજીએ અર્ધચંદ્ર મસ્તકે ધર્યો છે.

૧૪૭. યુગ બન્ને.

૧૪૮. પદ પંકજ. ચરણકમલ. પાવ-ચરણ. અજ-બ્રહ્માજી.

યહ કછુક હરિ ચરન ચિહ્ન ચિંતન ભાખ્યો ફૂલ,
ઓર હૈં ભાવ અનંત અંત કહા પાઊં અલ્પ બલ. ૧૪૯
ઇત્યાદિક શ્રીકૃષ્ણ રૂપ સબ શોભા સાગર,
સકલ સુભગ ભંડાર આપ આનંદઘન નાગર. ૧૫૦
રસિકરાય શૃંગાર સુધારસ ભોગી શિરોમનિ,
રાસ રમન રસ મગ્ન મોદ કછુ સકલ નહીં ભની. ૧૫૧
જૈસે સબ બિધિ પૂરન આપ તૈસે સંગ શ્યામા,
તુમ વ્હૈ વ્હેં એકરૂપ હરિ રાધા નામ. ૧૫૨
લલિતા વિશાખા ચંદ્રભાગાદિક આજ્ઞાકારી,
સુમધ્યમા પ્રભુવશ વર્તિની નવયૌવન નારી. ૧૫૩
નિત્યસિદ્ધા, શ્રુતિરૂપા, ઋષિ, યમુનાજી ભામિની,
રાધા ચંદ્રાવલી લલિતા મહારાની સ્વામિની. ૧૫૪

---

૧૪૯. અલ્પબલ–થોડાં બળવાળો હું તેનો અંત ક્યાંથી મેળવું?

૧૫૦. સ્પષ્ટ છે. સુભગ–સુંદરતાના.

૧૫૧. સુધારસ, અમૃતરસ, શ્યામા શ્રી રાધાજી. નામ જુદાં છે, હરિ અને રાધા એમ, બાકી રૂપ તો એક જ છે.

૧૫૨. લલિતા વગેરે સખીઓનાં નામો છે.

૧૫૪. ચાર મુખ્ય યૂથ છે. નિત્યસિદ્ધા, શ્રુતિરૂપા, ઋષિરૂપા, તુરીયપ્રિયા (શ્રી યમુનાજીનું યૂથ) આ ચાર યૂથનાં નામો છે. શ્રીરાધાજી, શ્રીચંદ્રાવલીજી, શ્રીલલિતાજી, અને શ્રીયમુનાજી એ ચાર સ્વરૂપો ચારે યૂથનાં મુખ્ય છે.

મુખ્ય યુથ યહ ચાર ઔર પુનિ યામેં અપારા,
સબ સુંદરી ગુન રૂપ રાશિ નહીં પારાવારા. ૧૫૫
કછુક નામ ઉચ્ચાર દઉં સુંદર સુખકારી,
શ્રીગોવર્દ્ધનધરન ધીર જુકી પ્રાન પ્યારી. ૧૫૬
ચિત્રા કૃષ્ણાવેશની ચંપકલતા સુવાસિની,
મનિકુંડલા સૌરભા સુચરિતા રૂપ વિલાસિની. ૧૫૭
ગુનાભિરામા ચંદ્રિકા સુરતિકલા કામિની,
ઇંદુલેખા મોહની ગાન કલા જુ ભામિની. ૧૫૮
પ્રેમમંજરી કલ કંઠી રત્નપ્રભા રામા,
ચંદ્રલતા કૈત્તાલિકા સુંદરી સુખધામા. ૧૫૯
શુભાનના મધુરેક્ષણા ચતુરા અરુ મૃદુબેની,
ભદ્રા શ્યામા કાવેરી ચંચલ મૃગનયની. ૧૬૦
મનોહરા હીરા છાબધામા મંજુકી માનિની,
પ્રબીના રસલીના મન આતુરી અતિ સુગાનની. ૧૬૧
મન્મથમોદા કલહંસી માધવી માલતી,
હરિણી ચિત્રલેખા ચતુરા રત્ના રતિ સુમતિ. ૧૬૨
રસ પ્રકાશિકા રસિકા બિમલા ગુન ચૂડા કૂર્વા પુનિ,
સૌરભા છબિ સિંધુ ગંધરેખા મંગલધુનિ. ૧૬૩

---

૧૫૫. મુખ્ય ચાર યૂથ છે. પણ એમાં બીજા અપાર-અસંખ્ય યૂથો છે.

૧૫૬. અહીંથી પ્રભુની લીલામાં બિરાજતાં શ્રીગોપીજનોના નામો કવિ ગણાવે છે. ૧૭૧ કડી સુધી બધાં નામો જ છે.

કુરંગાક્ષી ચપલા નયની નાગ વાલ્લકા પરી,
રસઅર્પની સુભગા મુગ્ધા મધ્યા કુંજરી. ૧૬૪
રસાલિકા કમલાક્ષી શીલા મેના સુરસેની,
કામલતા તિલકની બ્રાહ્મી શશિકલા સુનયની. ૧૬૫
નાગરી અરુ મલ્લિકા નીલા કંદર્પા શ્રેયકરી,
વ્રજમંગલા સુમંદિરા શુભા કમલા ઇશ્વરી. ૧૬૬
સુગંધિની સુંદરી સુમધુરા મોહની નંદા,
રસાત્મિકા વ્રજવિલાસિની કેતકી અરુ વૃંદા. ૧૬૭
રંગા હંસા મોહિની સુનંદા નૃત્યકલા,
લક્ષિણી વનદેવી કૃષ્ણાવતી બહી ચપલા. ૧૬૮
કુમોદિની સુર અરુ ગંધ રાસ શતરૂપા ગંગા,
મધુઅયની શ્યામા રામા રસભદ્રા રંગા ૧૬૯
ગુલાબી અરુ નંદા સુમુદા ચંદ્રિકા સુરૂપા.
શીલા લીલા શતરૂપા હરખા વિરજા સુઅનૂપા. ૧૭૦
ચંપકલતા સરોવરી વૃંદા સોનજુહી ક્ષમા,
બહુલાશ્વિની રસતરંગિણી કેલિની મનોરમા. ૧૭૧
ઇત્યાદિક અલબેલી સુંદરી જિન સંખ્યા નાંહી,
રસિકરાય યહ સબસંગ ખેલત દે ગલબાંહિ. ૧૭૨
તા મધ્ય મોહન લલિત ત્રિભંગી શ્રીનંદલાલા,
બિલસત રાસ અખંડ રંગીલી સંગવ્રજબાલા. ૧૭૩

---

૧૭૨. ગલબાંહિ-પ્રભુના કંઠમાં હાથ નાખીને.
૧૭૩. ત્રિભંગી-ત્રણ સ્થલેથી વાંકા, કંઠથી, કેડથી અને ચરણથી.

અરપતી રમ્ય ગતિ લેત નૃત્યત હેં વહાં મનમોહન,
વેસેહી ફિર પ્રિયાજુ ઔર અલબેલી ગોહન. ૧૭૪

સરીગમપધની સુર વર્તિની ઉપજ અનોઠી,
પ્રાણ નાથ સંગ લિપટ લિપટ ગાવતિ પિકકંઠી. ૧૭૫

તામેં મિલી સુર મધુર બાદ્ય બાજત અતિ ચારુ,
આપ કરત કલગાન બાંસુરી વિવિધ પ્રકારુ. ૧૭૬

॥ ઇતિશ્રીદયારામવિરચિત શ્રીકૃષ્ણસ્તવનામૃત ॥



---

૧૭ . રમ્ય ગતિ–સુંદર ચાલ.

૧૭૫. સા, રી, ગ, મ, પ, ધ, ની, એ સાત સુર છે. અનોઠી કંઇ તરેહવાર. પિકકંડી–કોયલ જેવા કંઠવાલી.

૧૭૬. અહીં સુધી ગ્રંથ પ્રાપ્ત થાય છે. આગળ ગ્રંથ હોવો જોઇએ પણ મલ્યો નથી.

# શ્રીભક્તિવિધાન.

## દુહા.

શ્રીસદ્‌ગુરુ પદ બંદિ કે, બદો હરિ યશ નામ,
જાકે માત્ર ઉચ્ચારસોં, સિદ્ધ હોય સબ કામ. ૧

મહામંગલ જય જય પ્રભો, સદ્‌ગુરુ મૂળ આચાર્ય;
શ્રીબલ્લભ બિઠ્ઠલ દુહૂ, કૃપા હોઈ સુકાર્ય. ૨

---

## ભક્તિવિધાનટીકા.

(સદ્‌ગત જોષીજીએ લખેલી.)

૧. શ્રીમત્ સદ્‌ગુરુ (જોધપુર) ની ગાદીવાળા શ્રીમન્નો-સ્વામિશ્રીવલ્લભલાલજીના ચરણકમળનું વંદન કરીને શ્રીહરિનું અપાર યશવાળું નામસ્મરણ પ્રથમારંભે કરે છે. જેનું ઉચ્ચારણ કરવા માત્રથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે.

૨. અત્યંત મંગલરૂપ પરબ્રહ્મ પરમાત્માનો અનેકવાર જયજયકાર થાઓ, કેમકે તે પરબ્રહ્મ સર્વ સદ્‌ગુરુમાત્રના મૂળ આચાર્ય છે, અને તે પુરુષોત્તમરૂપ શ્રીમદ્વલ્લભાચાર્ય અને શ્રી વિઠ્ઠલેશાચાર્યને જાણી તેમની કૃપા (અનુગ્રહ) થકી સર્વ અશક્ય કાર્ય પણ સુશક્ય થાય છે. મંગલાચરણ કરવામાં શિષ્ટાચાર પરબ્રહ્મનો જય ઇચ્છવો વા નમન કરવું એવો છે.

જ્ઞાનોત્તરકી જો પરા, ઉનકો કહિયત ભક્તિ;
બિનુ હરિ ગુરુ વા ભક્તકી, મિલત ન દૃઢ આસક્તિ. ૩

ત્રિગુન અજા અક્ષર પરે, કાલ કાલ ગોપાલ;
સર્વાતીત શ્રીકૃષ્ણ હે, પુરુષોત્તમ પૂર્ણ દયાલ. ૪

ભક્તિ સ્વતંત્ર સબતેં પરે, તાસુ જનની કહાન,
જ્ઞાન અરુ વૈરાગ્ય સુત, પદ્મપુરાણજુ ગાત. ૫

---

૩. શ્રીમદ્ભગવદ્ગીતામાં કહ્યા પ્રમાણે જેને પરા, પ્રેમલક્ષણા અથવા છેવટની શ્રેષ્ઠ શિખરપદની ભક્તિ પ્રાપ્ત થાય છે, કે જે જ્ઞાનની આખરે અનુભવગમ્ય બ્રહ્મના સાક્ષાત્કારપણાની, કહેવાય છે, તેવી ભક્તિ શ્રી હરિ-અથવા સદ્ગુરુ અથવા ભગવદ્ભક્ત વિના પ્રાપ્ત થતી નથી.

૪. જે ત્રણે ગુણથી માયાથી તથા અક્ષરથી અને કાળથી પણ પર જે પરબ્રહ્મ છે તે કાળના પણ કાળ ગોપાળ ( શ્રીકૃષ્ણ ) છે, અર્થાત્ તે શ્રીકૃષ્ણ સર્વથી અતીત પુરુષોત્તમ છે, અને તે અપાર દયાળુ છે.

૫. ભક્તિ સ્વતંત્ર છે, કારણ કે કર્મજ્ઞાનાદિ સર્વ સાધનને ભક્તિની અપેક્ષા રહે છે પરંતુ ભક્તિને કોઇની સહાયતાની જરૂર પડતી નથી. માટે સર્વ સાધનોની માતા સમાન ભક્તિ મહારાણી છે. અને જ્ઞાન તથા વૈરાગ્ય એ તો એ ભક્તિ માતાના પુત્રો છે. એમ પદ્મપુરાણે શ્રીમદ્ભાગવતમાહાત્મ્યે કહેલું છે.

કરુનાકર કમલેક્ષન અતિ કૃપાલ વ્રજરાય;
કૃપાનાથ બડ સ્નેહ યુત, ભક્તહિતુ સુખદાય. ૬

જાનિ પરે સતસંગને, અહુમમતા તેં ભાગી,
મોહ ટરેં જાસુ સબે, તબ પ્રભુ પદ અનુરાગી. ૭

સતસંગ મૂલહે હરિકૃપા, કૃપા બિના ન સત્સંગ;
આર્તતાપ અરુ દીનતા, તિનકો હોહિ ઉમંગ. ૮

---

૬. સ્નેહી ભક્તપર વ્રજાધિપતિ શ્રીકૃષ્ણ કમળસદશ કરુણાદૃષ્ટિથી અવલોકન કરે છે. વળી તે અત્યંત કૃપાસાગર સંપૂર્ણ સ્નેહથી ભક્તજનનું જેમાં હિતકારી શ્રેય સુખ રહેલું હોય તેવું દાન કરે છે.

૭. આ મર્મ સતપુરુષના સંગે કરીને સમજાય છે. વળી સતસંગે કરીને હું કર્તાપણું અને આ મ્હારૂં એવું થયેલું અજ્ઞાન જડમૂળમાંથી સર્વ પ્રકારે નિવૃત્ત થાય છે, અને જયારે મોહ ટળી જાય છે. ત્યારે પ્રભુના પદમાં અનુરાગ (પ્રીતિ) ઉદય થાય છે.

૮. એ કારણથી નિર્ણયપૂર્વક ગ્રંથકાર કહે છે કે, એવો દુર્લભ સત્સંગ તે શ્રીહરિની કૃપા વિના પ્રાપ્ત થવો અશક્ય છે, માટે ભગવદનુગ્રહ મુખ્ય છે, અને ભગવતકૃપાનું ચિન્હ એ છે કે, તેને સત્પુરુષનો સમાગમ થાય. વળી સુસંગે કરીને શ્રીભગવાનને મળવાની આર્તિની લાગણી થાય છે ત્યારે એને ભગવતનો વિરહાનલ અંતરમાં ઉત્પન્ન થઇ અત્યંત દુર્લભ પ્રભુને મળવા યોગ્ય હું કયાં? એવું દૈન્ય પ્રાપ્ત થઇ પ્રભુમિલનાર્થે અત્યંત ઉમંગ ક્ષણ ક્ષણ પતિ વધે જાય છે.

પ્રેમ મહલ નિશ્ચય કરૈ, લભય સુસંગ સુદેશ;
ભક્તિ નગર કે અંગકો, રૂપ લહત કછુ લેશ. ૯
કરૈ સેવ પરબ્રહ્મકી, પ્રેમ પોરમધિ જાઇ,
અનન્ય દૃઢ આશ્રય કરૈ, તબ રતિકો માત ધાઇ. ૧૦
ભક્તિ રૂપ શ્રીસ્વામિની, ભક્તરૂપ સબ સંત;
સદ્ગુરુ ભક્તાચાર્ય સબે, તિનકો મૂલ ભગવંત. ૧૧

---

૯. કડી બીજીમાં લખ્યા પ્રમાણે જે સર્વથી શિખરની જ્ઞાનોત્તરની પરાભક્તિરૂપી પ્રેમ મહેલમાં જવાનો દૃઢ નિશ્ચય કરે તેનેજ ભગવત્કૃપાપાત્ર સત્પુરુષનો સુસંગ નામરૂપી સુદેશ જડે છે. ત્યારે તે એ ભક્તિરૂપી નગરના રૂપને કાંઈક જાણે છે. અર્થાત્ સત્સંગરૂપી દેશમાં ભક્તિરૂપી નગર છે, અને તે નગરમાં પ્રેમરૂપી પોળ છે અને તે પોળની ઉપર વિરહતાપરૂપી ભગવત્પાર્ષદો (દ્વારપાળ) હોય છે. તેને મળવાથી એ પ્રેમ મહેલમાં જવાય છે. ત્યારે શ્રીભગવાનની ભેટ (મુલાકાત) થાય છે.

૧૦. એ પ્રેમરૂપી પોળમાં પેસીને સ્નેહપૂર્વક શ્રીકૃષ્ણની સેવા એ પરબ્રહ્મનો દૃઢ અનન્ય આશ્રય રાખી કરે ત્યારે ખરેખર પ્રેમલક્ષણા ભક્તિ વિશે સ્નેહાત્મક બુદ્ધિ દોડે છે કડી ૭ થી તે કડી ૧૦ સુધી મળતા આશયનું પદ ગ્રંથકાર ભક્ત કવિવર્ય રચિત પ્રસિદ્ધ છે જેની ધ્રુવ પદ ટેકવાળી શરૂ કડી આ પ્રમાણે છે–"નિશ્ચેના મહેલમાં વસે મ્હારો વાહલમો, વસે નજ-લાડીલો, જેરે જાય તે ઝાંખી પામે હો જીરે."

૧૧. ભક્તિ મહારાણીનું મૂળ આધિદૈવિક સ્વરૂપ શ્રી સ્વામિનીજી છે. એમ શ્રીકૃષ્ણોપનિષદ વર્ણન છે. વળી તેમનાંજ રૂપ સર્વ ભક્તમાત્ર છે. એટલે ભગવદ્ભક્તિમાર્ગના સર્વ આચાર્યો તે ભક્તરૂપ છે અને એ સર્વનું મૂળ ભગવાન કૃષ્ણ છે.

કથન માત્ર હે નામસો, વસ્તુ તત્ત્વ સબ એક;
ઐસેં ભગવદ્રૂપકોં, નમન કરોં હોં અનેક. ૧૨
તિનકે ચરણુ કમલ સદા, અક્ષય હૈં સુખખાની;
તાસું વંદન પ્રભુ રૂપ લહી, દૃઢ નિશ્ચય મતિ આનિ. ૧૩
શ્રીબલ્લભકુલકે બંસમેં, સબહી બલ્લભરૂપ,
સ્વવંશ શેષ અશેષ સએં, સ્વમાહાત્મ્ય શ્રીબ્રજભૂપ. ૧૪.
શ્રીવિઠ્ઠલેશાચાર્યને, શ્રીસર્વોત્તમ મધ ભાખી;
સો ગિરા બડ પ્યારતેં, સુરુચિ યત્ન કરી રાખી. ૧૫

---

૧૨. ભક્તિ, ભક્ત, ભગવાન, અને ગુરુ એ ૪ ચાર નામ તો કહેવા પુરતાં જૂદાં છે–બાકી વસ્તુતઃ કરીને તો એ સર્વ એકજ (બ્રહ્મરૂપ) છે. એવાં બ્રહ્મનાં અનેક સ્વરૂપમાત્રને હું વારંવાર અનેક પ્રણામ કરૂં છું.

૧૩. એવા શ્રીભગવાનના ચરણકમળ હમેશાં અક્ષય સંપૂર્ણ સુખની ખાણ (ભંડાર) રૂપ જાણીને તેમને વંદન કરૂં છું. આવી ગ્રંથકારે દૃઢ નિશ્ચયાત્મક બુદ્ધિ રાખી છે.

૧૪. સ્વ સંપ્રદાયના મૂળરૂપ શ્રીમદ્વલ્લભાચાર્યજીના વંશમાં સર્વ શ્રીવલ્લભકુળનાં બાળકમાત્રમાં તે શ્રીમદાચાર્યજીનું શેષ અને અશેષ ઉભય પ્રકારનું સર્વ માહાત્મ્ય સ્થાપન કરેલું છે, માટે તે શ્રીકૃષ્ણરૂપ છે, એ પ્રમાણે શ્રીસદ્ગુરુ પરત્વે બ્રહ્મની એકાત્મબુદ્ધિ દર્શાવે છે.

૧૫. આ નિશ્ચય શ્રીમદ્વિઠ્ઠલેશાચાર્યજીએ શ્રીસર્વોત્તમ સ્તોત્ર ગ્રંથે નિરૂપણ કરેલો છે. તે શ્રીવિઠ્ઠલનાથજીના સ્વમુખની વાણી સારી રીતે રુચિ (પ્રીતી) પૂર્વક યત્ન કરીને પોતાના અંતઃકરણમાં દૃઢ કરી રાખી છે.

જાકી રંચ કૃપાહિતેં ટરહિ વિઘ્ન અનેક,
દુર્લભપદ સુલભ લહ્યો, ધરી દૃઢ ચાતક ટેક. ૧૬

શ્રીવલ્લભપેં બડ રુચિ, નહિ સમાન કો આન;
સબરી કૃપા વ્રજરમનમેં, કીની કૃપાનિધાન. ૧૭

કામી હુ સાધુ કૃષ્ણ કહિ, લોભી તબ વામન જાનિ;
ક્રોધી તો નરસિંહહી, નહિ ભક્તિકી હાનિ. ૧૮

---

૧૬. જે શ્રીસદ્ગુરુની અંશરૂપ સ્વલ્પ કૃપા માત્રથી અનેક વિઘ્નો ટળી જાય છે જે બ્રહ્મપદ અત્યંત દુર્લભ છતાં શ્રીસદ્ગુરુની કૃપારૂપી પ્રસાદથી મને સુલભ્ય થયું છે, માટે તેમને વિષે અનન્ય પ્રીતિ જેવી રીતે ચાતકપક્ષીની સ્વાતિનક્ષત્રના મેઘબિંદુની વૃષ્ટિ વિષે છે તેવી મારી છે.

૧૭. અધિક પ્યાર શ્રીમદ્વલ્લભાચાર્યજી પરત્વે છે, કેમકે તેમની સમાન અન્ય કોઈ આવી શકે નહિ. માહાત્મ્ય જ્ઞાન સંયુક્ત સારી રીતે દૃઢ અને સર્વ કરતાં અધિકાધિક સ્નેહનો ભરરૂચિવાળી પ્રીતી હોવી દુર્લભ–એવી રીતે સર્વ પ્રકારની ઉત્તમોત્તમ રીતોથી સુશોભિત તો શ્રીમદ્વલ્લભાચાર્યજી જ છે.

૧૮. શ્રીસદ્ગુરુના દોષ ન જોવા વિષે ધર્મશાસ્ત્રનાં વચનોને અનુસરીને કહે છે કે સાધુ ( સત્પુરુષ ) માં કદાચ કામીપણું ભાસે તો શ્રીકૃષ્ણરૂપ જાણવા. લોભીપણું ભાસે તો ભગવદવતાર શ્રીવામનજી જેવા જાણવા, ક્રોધીપણું ભાસે તો શ્રીનૃસિંહાવતારરૂપ જાણવા. ઉપર લખ્યા પ્રકારની રીત હોવાથી કાંઇ ભક્તિમાં હાનિ (ક્ષીણતા) કરવાની નથી.

મહાપુરુષનને જો કહ્યો, શીખ દૃઢ હિય હિત કારી;
સો લહ્યો હિય દૃગનતે, ભ્રાંત સમૂલ બિડારી. ૧૯
તા દિનતે લગી પ્રેમકી, ચોટ સુ અજહુ આહિ;
તાસુ આન મન નહિ રુચૈ, ધ્રુવ પુતરી દિસ જાહિ. ૨૦
દાન તેં બડ દાની લહૈ, તસ હેં સદ્ગુરુ પાય;
બલિહારી ગુરુદેવકી, શિષ્ટ પુરુષ સબ ગાય. ૨૧

---

૧૯. ગ્રંથકાર પોતાના અનુભવનું વચન લખે છે કે, મ્હોટા પુરુષોએ જે જે કહેલું છે તે સર્વ શિખામણ રૂપ અને હિતકારી માનીને મેં હૃદયમાં દૃઢ કરી ગડાવી રાખેલાં તે હવે મેં આ પ્રાકૃત નેત્રથી નહીં પણ હૈયાનાં અંતર્ચક્ષુથી મેં પ્રગટ અનુભવ્યાં છે. તેણે કરીને મ્હારા મનની સર્વ ભ્રાન્તિ (સંદેહ) મૂળ જડસહિત નિવૃત્ત થઇ.

૨૦. જ્ઞાનચક્ષુ જયારથી ઉઘડયાં ત્યારથી મને તે પ્રેમ રસની ચોટ લાગેલી છે તે અદ્યાપિ પર્યન્ત ચાલુ કાયમ રહેલી છે તેથી કરીને એથી અન્ય બીજું કાંઇ પણ મને રુચતું (સારૂ લાગતું) નથી. જેવી રીતે સમુદ્રમાં મુસાફરી કરનારાને હોકાયંત્રરૂપ, ઉત્તર ધ્રુવની પુતળી તરફજ સદાકાળ દૃષ્ટિ રહે છે કેમકે સમુદ્રની સર્વ દિશા તરફ નજર નાખીએ તો જળ જળ ને જળ સિવાય અન્ય પણ કાંઇ નજરે ન આવતાં એક જળ જ નજરે પડે છે, જેથી દિશાઓ સમજવાને માટે ઉત્તર ધ્રુવની પુતળી જ માત્ર કામ આવે છે, તેમ મ્હારો પણ એજ રીતે નિશ્ચય થયો છે.

૨૧. યદ્યપિ દાનરૂપ બ્રહ્મ એ સર્વથી શ્રેષ્ઠ છે, તથાપિ એવા બ્રહ્મનો સંબંધ કરાવવાનું અપૂર્વ દાન શ્રીસદ્ગુરુએ કર્યાથી દાનવાળી વસ્તુ બ્રહ્મ કરતાં, તેનું દાન દેનારા દાનીરૂપ શ્રી સદ્ગુરુનાં ચરણકમળ એ અધિકાધિક છે. અને એજ પ્રમાણે શ્રી સદ્ગુરુ દેવની વિશેષતા સર્વ શિષ્ટ પુરુષોએ પણ કથન કરેલી છે.

સબે લહત પ્રિય ઇષ્ટકો, કાની મૂલ ગુરુરાય;
ગોવિંદ તે ગુરુ આધિક લહે, ગોવિંદ દીયે બતાય, ૨૧

જગત સબેં હરિરૂપ હે, અસ માત તબતેં હોઇ;
બ્રહ્મ પૃથક ભાસત નહિ, કાર્ય કારણ સબ સોઇ. ૨૨

શુદ્ધાદ્વૈત પર બ્રહ્મકી, લીલા સકલ વિસ્તાર;
દ્વિધા રૂપ બહુ આપકે, સિદ્ધાંત બ્રહ્મ નિરધાર. ૨૩

---

૨૧. સર્વ કોઇએ વિદિત (જાણી) છે કે, સર્વ કરતાં શ્રેષ્ઠ પરબ્રહ્મ ઇષ્ટ દેવ છે. તથાપિ તે ઇષ્ટની પ્રાપ્તિ કરાવી આપનાર શ્રી ગુરુદેવ છે માટે એ શ્રીસદ્ગુરુની કહાની (સિફારસ) બળથી પ્રભુ અંગીકાર કરે છે તેટલા માટે ગોવિંદ (શ્રીકૃષ્ણ) પરમાત્મા કરતાં પણ અધિક શ્રેષ્ઠ શ્રી સદ્ગુરુ છે.

૨૨. શ્રી સદ્ગુરુએ મને બ્રહ્મોપદેશ કર્યો ત્યારથી મેં જાણ્યું કે, શ્રુતિવચનાનુસાર સર્વ આ જગત ભગવદ્રૂપ છે, એવી મ્હારી બુદ્ધિ થઈ છે અને એ કારણે ત્યારથી મને બ્રહ્મથી જુદું અન્ય કાંઇ પણ ભાસતું જ નથી-કાર્યરૂપ તથા કારણરૂપમાં પણ સર્વત્ર બ્રહ્મ ભાવના થઇ ચૂકી છે.

૨૩. શ્રીમદ્વલ્લભાચાર્યજી પ્રતિપાદિત પરબ્રહ્મ શુદ્ધ અદ્વિતીય (એકજ બ્રહ્મ) છે ને તેમનુંજ ક્રીડાભાંડ સમગ્ર જગત છે; તેમાં તેજ શુદ્ધ અદ્વિતીય બ્રહ્મ નાના પ્રકારની વિવિધ અનંત લીલા કરી રહેલા છે. યદ્યપિ કહેવા માત્ર પુરતા દ્વિધા (જૂદાં) નામ રૂપ છે. વસ્તુતઃ તત્ત્વે કરીને એક બ્રહ્મનાંજ સમગ્ર નામ રૂપાત્મક જગત છે. એવો એકજ બ્રહ્મનો નિર્ધાર થયો છે.

એકહિ રૂપ અનંત વ્હે, સગુન રમન ઈક બ્રહ્મ;
ત્રિગુનાતીત રસમય સદા, પૂર્ણાનંદ પર બ્રહ્મ. ૨૪
રસનિધિ શ્રીગોપાલજી, ક્રીડાભાંડ તહિ આપ;
સુખકર હિતકર મૂલ સ્વયં, મિટવત સબ સંતાપ. ૨૫
બહુત પ્રસંસા કરિ કહો, હોં પ્રભુ અતિ અજ્ઞાન;
પૂજા બિધિ જાનુ નહિ, શરન રાખિ ભગવાન. ૨૬
શ્રીપુરુષોત્તમ ભજન વિધિ કહિ સબસોં સમુઝાય;
આપ આપકો સેવહિ દાસન કે હિત પાય. ૨૭

---

૨૪. એકજ મૂળ ત્રિગુણાતીત નિર્ગુણ બ્રહ્મ તેજ અનંતરૂપે સગુણ બ્રહ્મ થઈ લીલા રમણાદિ દિવ્ય નિર્દોષ અપ્રાકૃત ચેષ્ટા કરે છે. સગુણ બ્રહ્મરૂપે લીલા કરનાર પણ તેજ ત્રિગુણાતીત બ્રહ્મ છે તે અનાદિસ્વયંબ્રહ્મ સદાએકરસરૂપ, તેજ પૂર્ણાનંદ પરબ્રહ્મ છે.

૨૫. તે રસાત્મક બ્રહ્મ અગણિત રસની ખાંણ (ભંડાર) રૂપ છે અને ક્રીડાભાંડરૂપ જગત પણ તે બ્રહ્મરૂપ છે તે પ્રભુ અક્ષય અપ્રાકૃત સુખનું દાન કરનાર અને હિતકારી અસ્તાં તે સર્વ પ્રકારના ત્રિતાપ (આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક સર્વ સંતાપ) ને મટાડવાવાળા છે.

૨૬. હું વધારે વખાણ કરીને શું કહી શકું ? કારણકે હે પ્રભુ હું અત્યંત અજ્ઞાની છું: સર્વ પ્રકારનું જેટલું છે તેટલું વર્ણન કરવાને હું અશક્ત છું. વળી આપની પૂજાની રીત પણ હું જાણતો નથી. માટે હે પ્રભુ, મને અલ્પજ્ઞ જાણીને આપને શરણે રાખો.

૨૭. મહાપ્રભુજીએ ભજન (સેવા)ની વિધિ કહેલી છે વળી સ્વયં શ્રીગિરિરાજધરણ (શ્રીકૃષ્ણરૂપ પોતે) પ્રગટ થઈને શ્રીના-

યા બિધિ મેરો દાસજે, તે સેવત ગોપાલ;
બિના પ્રીતિ બિન ભાવહુ, હરિ માનિહેં તત્કાલ ૨૮
બિષ્ણુસ્વામીસોં બર દિયો, જો તુવ મારગમાંહિ;
તાકી સેવ તવ ભાગવત, માનો નિ:સંદેહિ. ૨૯
તનય શ્રીબિઠ્ઠલનાથકે, પ્રગટે બર સુ સાત;
માન હુ આપહિ સાત વ્હેં, સેવાસુખ ન અઘાત. ૩૦

---

થજીની સેવા શ્રીમહાપ્રભુજીએ પોતે પોતાના સ્વરૂપની કરી બતાવી સમજાવી છે. એમ કરવામાં આપનો અભિપ્રાય જે કે પોતે પૂર્ણબ્રહ્મ છતાં સેવકપદ ધારણ કરી શ્રીગિરિરાજધરણ શ્રીગોપીજનવલ્લભ પ્રભુને સ્વાધીન ગણીને સેવા કરી દેખાડી તે એટલાજ હેતુથી કે મારા દાસો એ સેવામાર્ગને અનુસરે. એમ સ્વકીય દાસના હિતને સારૂ સ્વત: આચાર્યરૂપ થઈને કરી બતાવી છે.

૨૮. તે પ્રાચીન વૈષ્ણવાચાર્યને શ્રીભગવાને આજ્ઞા કરી છે કે તમારા સંપ્રદાયમાંના કોઇ પણ સેવકમાં કદાચ તમારા જેટલો અપૂર્વ સ્નેહ ભક્તિરસ સહિત આરત નહિ હોય તોપણ હું તમારા ભાવની માફક તેનું માની લઇશ.

૨૯. આ નિ:સંદેહ ભગવદ્‌વચનાનુસાર શ્રીમદ્વલ્લભાચાર્યજીએ અંગીકૃત કરેલા સંપ્રદાયનો હું પ્રભુનો ભક્ત છું માટે આપ તે પ્રમાણે માનશોજ.

૩૦. એ પુષ્ટિસંપ્રદાયપ્રવર્તક શ્રીમદ્વલ્લભાચાર્યજીના તનય ( લાલ=પુત્ર ) શ્રીવિઠ્ઠલનાથજી છે. જેનું પ્રથમ નિરૂપણ કર્યા પ્રમાણે પોતાના નામ પ્રમાણે ગુણ પ્રભાવવાળા શ્રીવિઠ્ઠલનાથજી પ્રગટ થયા તેમને ૭ સાત લાલ (પુત્ર) પ્રગટ ગયા. તે સર્વે જાણે પોતે ફરી શ્રીવિઠ્ઠલનાથજી-અથવા શ્રીવલ્લભાચાર્યજી હોય

શ્રીગિરિધરજી સબતેં બડે, નવનીતપ્રિયસેં હેત;
અતિપંડિત અરુ ચતુર બડ ભક્તનકું સુખ દેત. ૩૧
વિજ્ઞાની બડે વેદવિત, તિન અનુજ શ્રીગોબિંદરાય;
સેવત શ્રીબિઠ્ઠલરાયકુ, દિનપ્રતિ અતિચિત લ્યાય. ૩૨
શ્રીબાલકૃષ્ણ તાતેં અનુજ, સેવત શ્રી રનછોર,
અતિ સુંદરવર શ્રીકૃષ્ણચંદ, નિરખત દાસ્ય ચકોર. ૩૩

---

તે પ્રમાણે પ્રગટ થયા, જે કે સર્વે ભગવત્‌સેવાના રસિયા એટલા બધા હતા કે, અષ્ટપ્રહર ભગવત્‌સેવા કરતા હતા, છતાં કદિ પણ સેવાની તૃપ્તિ ન થઇ. એવા સેવારસમાં તલ્લીન હતા.

૩૧. એ ૭ સાત લાલમાં સર્વથી જયેષ્ઠ (મ્હોટા) લાલ તિલકાયત (ટીકાયત) શ્રીગિરિધરજી પ્રગટ થયા તેમની ગાઢ પ્રીતિ શ્રીયશોદોત્સંગબાલલીલા સ્વરૂપ શ્રીનવનીતપ્રિયાજીની હિતવાત્સલ્ય સેવામાં હતી. એ શ્રીગિરિધરજી બહુ પંડિત અને અત્યંત ચતુર હતા તથા ભક્તજનોને સુખદાયી હતા.

૩૨. એમનાથી નાહાનાભાઇ (દ્વિતીયલાલ) શ્રીગોવિંદરાયજી પણ પ્રૌઢ પંડિત વિજ્ઞાની પ્રગટ સાક્ષાત્કાર બ્રહ્મનો અનુભવ કરી નિશ્ચય કરનારા હતા તે પણ બહુ વિદ્વાન, વેદને જાણવાવાળા હતા. તે શ્રીવિઠ્ઠલેશરાયજીની સેવા કરવામાં દિનદિન પ્રત્યે અધિકાધિક કાળજી રાખતા હતા.

૩૩. તેમનાથી નાહાના શ્રીબાલકૃષ્ણલાલ તે શ્રીરણછોડરાયની (શ્રીદ્વારિકાનાથજીની) સેવા કરતા હતા. તે અતિશય સુંદર શ્રીકૃષ્ણ સ્વરૂપમાં, ચકોર પક્ષીની જેટલી બધી પ્રીતી ચંદ્રમાનાં દર્શનને સારૂ હોય છે તે પ્રમાણે પ્રભુનું શ્રીમુખારવિંદ નિરખવામાં અત્યંત આસક્ત હતા.

તાકે અનુજ ઉદાર અતિ, શ્રીગોકુલનાથ વિખ્યાત;
સેવારતિ ગિરધરનકી, શ્રીગોકુલ તજી નહિં જાત. ૩૪
તાકે અનુજ પ્રબીન અતિ, કરુનાનિધિ રઘુનાથ;
સેવા ગોકુલનાથ રત, પરમ સુખદ પ્રભુ હાથ. ૩૫
મહારાજ શ્રી યદુનાથજી, બૈરાગ્યવંત સ્વરૂપ;
શ્રીગિરિધરજી ઐશ્વર્ય ખડ જીન બિરહાત્મ કહે અનૂપ. ૩૬
શ્રીગોબિંદરાયજુ બીર્ય ધર્મ, યશ રૂપ બાલકૃષ્ણ;
શ્રીરઘુનાથ જ્ઞાનમર્યાદયુત, નિર્ગુણ શુદ્ધ અતૃષ્ણ. ૩૭

---

૩૪. તેમનાથી શ્રીગોકુલનાથજી જેમની વિખ્યાતતા વિશ્વમાં પ્રસિદ્ધ છે તે અતિશય ઉદાર વૃત્તિથી શ્રીગિરિરાજ ધરણ(શ્રીનાથજી)ની સેવા કરતા હતા. એ સ્વરૂપમાં પોતાની અત્યંત આસક્તિ વધી પડયાથી નજીક સ્થાન શ્રીગોકુલને છોડીને અન્ય સ્થળે જવાનું ભાન પણ રહેતું નહિ.

૩૫. તેમનાથી નાહાના ભાઇ શ્રીરઘુનાથલાલજી તે સર્વ બાબતમાં બહુજ પ્રવીણ હતા. તેમની પ્રીતી શ્રીગોકુલનાથજી પરત્વે હતી. પ્રભુને સુખકારી થાય એવી રીતે સ્વહસ્તે સર્વ સેવા કરતા હતા.

૩૬. તેમના ભ્રાત શ્રીયદુનાથજી મહારાજ ધર્મ વૈરાગ્યની મૂર્તિ હતા. શ્રીગિરિધરજીમાં પરમ ઐશ્વર્ય હતું. અને તે પ્રભુની વિરહાત્મક ભક્તિમાં એટલે સુધી હતા કે જેની ઉપમા આપવા યોગ્ય અન્ય કોઇ પણ નથી.

૩૭. શ્રીગોવિંદરાયજીમાં શ્રીભગવાનનો વીર્યરૂપ ધર્મ (પરાક્રમ ધર્મ) હતો. અને શ્રીબાળકૃષ્ણજીમાં યશધર્મ વિશેષ પ્રકાશતો હતો. શ્રીરઘુનાથજીમાં જ્ઞાન અને મર્યાદા ઉભય છતાં આપ્તકામ શુદ્ધ નિર્ગુણ સ્થિતિ હતી. કોઇ પણ વાતની જેહેને તૃષ્ણા નહતી.

ષડ ગુણૈશ્વર્ય શ્રીનાથ કે, સબ ધરે લહિ નિજ આત્મા;
શ્રી, યશ, જ્ઞાન વિરાગ અરૂ, ઐશ્વર્ય બીર્ય પરમાત્મ. ૩૮
શ્રીગિરિધર ગોબિંદશ્રી, શ્રીબાલકૃષ્ણ સુખધામ;
શ્રીગોકુલપતિ રઘુપતિ, યદુપતિ શ્રીઘનશ્યામ. ૩૯
સપ્ત ગાદીપતિ કહે ઇન સેવ્ય સાત સ્વરૂપ;
સબે નિધિ શ્રીનાથકી આનંદમય રસરૂપ. ૪૦
શ્રી મથુરાધીશ શ્રીબિઠ્ઠલેશ, તૃતીય દ્વારકાનાથ,
શ્રીગોકુલેશ, ગોકુલચંદ્રમા, ભયે પંચ સુરનાથ. ૪૧

---

૩૮. એ પ્રમાણે શ્રીભગવાનના ૬ ગુણ ઐશ્વર્યાદિ ધર્મ શ્રીવિઠ્ઠલનાથજીએ પોતાના આત્મજ ( લાલ=પુત્ર ) માં ધર્યા હતા. શ્રીવિષ્ણુપુરાણે શ્રીભગવાનમાં ૬ ષટ્ધર્મ-ઐશ્વર્ય, વીર્ય, શ્રી, યશ, જ્ઞાન, વૈરાગ્ય, હોવાનું લખેલું છે તે પ્રમાણે ષટ્ગુણ ૭ બાળકોમાં હતા.

૩૯. એ પ્રમાણે શ્રીમત્ વિઠ્ઠલેશાચાર્યજીને ૭ સાત લાલ અનુક્રમે નીચે પ્રમાણે હતા. શ્રીગિરિધરજી, શ્રીગોવિંદરાયજી, શ્રીબાલકૃષ્ણજી, શ્રીગોકુલનાથજી, શ્રીરઘુનાથજી, શ્રીયદુનાથજી અને શ્રીઘનશ્યામલાલજી એ સર્વે સુખમાત્રના ભંડારરૂપ હતા.

૪૦. એ સાતે ગાદીપતિ કહેવાય છે અને એમનાં ૭ સાત સેવનીય પુરુષોત્તમસ્વરૂપ નીચે પ્રમાણે છે અને તે સર્વે નિધિનાં સ્વરૂપો શ્રીનાથજીનાં આનંદમય રસરૂપ બ્રહ્મનાં છે.

૪૧. શ્રીમથુરાંનાથજી, શ્રીવિઠ્ઠલનાથજી, શ્રીદ્વારિકાનાથજી શ્રીગોકુલનાથજી અને શ્રીગોકુલચંદ્રમા એ પ્રમાણે ૫ પાંચ સ્વરૂપનો સાથ વર્ણવ્યો તે ક્રમે કરીને ૫ બાળકોને માથે સેવા બીરાજતી હતી.

શ્રી મદનમોહન બાલકૃષ્ણ, ક્રમ સેવ્ય ઠાકુર જાને;
શ્રીગિરિધરાદિ સપ્ત બાલક નિજ સેવ્યરૂપ બખાંને. ૪૨
શ્રી મથુરાનાથકી ગોદકે શ્રી નટબર ગોં જાંનિ;
શ્રી નવનીત પ્રિય નિકટ નિપટ, શ્રીજી ઉત્સંગે માંનિ. ૪૩
શ્રી બિઠ્ઠલનાથજુ યહ લાલકોં, દીની સેવા સાર;
શ્રી ગિરિધરજી મંગલા સમે, જલપાત્ર ઉભય નિરધાર. ૪૪
શ્રી ગોબિંદજી શૃંગાર સમે અરૂ ઉત્થાપન પય સેવ;
ગ્વાલ સમેં શ્રી બાલકૃષ્ણ, પાન સેવ કરહિ તતખેવ. ૪૫

---

૪૨. શ્રીમદનમોહનજી અને શ્રીબાળકૃષ્ણજીની સેવા લાલના અનુક્રમે બાકીના ૨ બાળકોના સેવ્ય સ્વરૂપો હતાં. એ ૭ સાતે બાળકો પોતપોતાના સેવ્ય પ્રભુને વખાણતા હતા.

૪૩. શ્રીમથુરાનાથજીની ગોદના શ્રીનટવરલાલજી જાણવા, અને શ્રીનવનીતપ્રિયલાલજી તે શ્રીનાથજીની અતિશય સમીપની ગોદના શ્રીનાથજીના સ્વરૂપની ગોદમાં (ખોળામાં) બિરાજતા હતા.

૪૪. એ પ્રમાણે શ્રીવિઠ્ઠલનાથજીએ પોતાના ૭ સાતે લાલને પ્રભુની સેવા પધરાવી આપી હતી. વળી એ ૭ સાતે સ્વરૂપના મૂળભૂત શ્રીનાથજીની સેવામાં પણ એ સાતે બાળકના વિભાગ (વેંહેંચણી) ઠરેલા. શ્રીગિરિધરજીએ મંગળા સમયની સેવા સારૂ પાત્ર માંજી જળની સેવા કરવી.

૪૫. શ્રીગોવિંદરાયજીએ શૃંગાર સમયે સેવા કરવી તથા ઉત્થાપન સેવામાં દુધની સેવા કરવી. ( દુધની સામગ્રી સિદ્ધ કરી રાખવી) ગ્વાલ સમયે શ્રીબાલકૃષ્ણજીએ સેવા કરવી, તથા પાનની સેવા ( બીડાં વિગેરેની ) સિદ્ધ કરવી.

મજ્જનાર્થે જલ ગાગરિ, લાવહિ ગોકુલનાથ;
શ્રી જમુના જલ ફૂલઘર, દુહુ કરે જુ હાથો હાથ. ૪૬
રાજભોગજુ કરહિ ખવાસીય, અબ કહુ શ્રી રઘુનાથ,
ઉત્થાપન મેવા ટોકરી, કર હી પ્રીતિ સાથ. ૪૭
મંદિર માર્જની સોહુની જે સેવા શ્રી જદુનાથ,
સંધ્યા ભોગ સેવાનુકૂલ, હરિ કી કરહિ જાય. ૪૮
શયન સમય મેં તત્પર શ્રી ઘનશ્યામ સહાય;
સાતોં લાલ સેવા રતિ, જોડે બિઠ્ઠલરાય. ૪૯

---

૪૬. શ્રીપુરુષોત્તમને સ્નાન કરાવવા સારૂ જળની ગાગરો ભરી લાવવાની શ્રીયમુનાજળની, તથા ફુલઘરની આ બન્ને સેવા શ્રીગોકુલનાથજીએ સ્વતઃ હાથોહાથ કરવા ઠરાવેલું તે પ્રમાણે તે કરતા હતા.

૪૭. શ્રીરઘુનાથલાલજી રાજભોગની સેવામાં ખવાસગીરી કરતા હતા. વળી ઉત્થાપન ભોગ સમયે ટોકરી ( મેવા શાક વિગેરેની સામગ્રી ) પ્રીતિપૂર્વક સિદ્ધ કરી રાખતા હતા.

૪૮. મંદિર ને માર્જની કરી સ્વચ્છ શુદ્ધ કરવાની સેવા તથા સન્ધ્યાભોગની સેવામાં અનુકૂલ રહી સદા શ્રીહરિની સેવામાં જાયુને માટે જોડાયલા એવી રીતે શ્રીયદુનાથજી સેવા કરતા હતા.

૪૯. શયનભોગની સેવામાં તત્પર શ્રીઘનશ્યામજી રહેતા અને સર્વ પ્રકારની સેવામાં જયાં જયાં જરૂર પડે ત્યાં ત્યાં સહાયતારૂપ મદદગારપણાની સેવા પણ કરતા હતા. એ પ્રમાણે ૭ સાતે લાલ-પુત્રોને શ્રીવિઠ્ઠલનાથજીએ શ્રીનાથજીની સેવામાં પણ જોડયા હતા.

શ્રી બિઠ્ઠલનાથકે બસ્ત્રાભૂખન. કરહિ જ્હેં સાવધાન;
માગે સોહિ દેવે તત્પર ઘનશ્યામ મન નહિં આન. ૫૦

શ્રી નવનીતપ્રિય લાલ શુભ, ગૌર રૂપ ગુન ધામ,
ઉભય ભાવ આનંદ કૃત, ગુપ્ત પ્રકટ બ્રજબામ. ૫૧

શ્રી મથુરેશ ચતુર્ભુજ, વીર્ય ચતુર્દશ સદ્મ;
સજલ જલદ બપુ કંબુધર, ચક્ર ગદાધર પદ્મ. ૫૨

શ્રી બિઠ્ઠલેશરાયજુ, શુભ બરન જુગ પાનિ;
બાંહે ઔર બલ્લભ પ્રિયા, રાજત હેં મહારાંની. ૫૩

---

૫૦. વળી શ્રીઘનશ્યામજી શ્રીવિઠ્ઠલનાથજીનાં વસ્ત્ર આભૂષણની સેવા કરતા હતા. તે બહુ જ સાવધાની રાખીને કરતા હતા. જે સમયે જે ઋતુમાં જેની જેની જરૂર તે તે માગ્યા બરોબર આપવામાં તૈયારી રાખતા હતા.

૫૧. શ્રીનવનીતપ્રિયલાલજીનું સ્વરૂપ શુદ્ધ ગૌરવર્ણનું અને અનંત પ્રકારના ગુણથી ભરપૂર છે. એ બાલ સ્વરૂપ છતાં તેમાં બન્ને પ્રકારના ભાવ આનંદકર ગુપ્ત રીતે અને પ્રગટમાં વ્રજ ભક્ત ( શ્રીગોપીજનો )ને પરમ આનંદ દાન કરે છે.

૫૨. શ્રીમથુરેશજીનું ચતુર્ભુજ સ્વરૂપ ચૌદ રત્નોની ખાણ-રૂપ અદ્ભુત પરાક્રમવાળુ ૧. શંખ, ૨. ચક્ર, ૩. ગદા અને ૪. પદ્મનાં આયુધવાળું મેઘશ્યામ શ્રી અંગ છે.

૫૩. શ્રીવિઠ્ઠલેશરાયજીનું સ્વરૂપ શુભ વર્ણનું ને દ્વિભુજ છે. ( બે હસ્તવાળું છે ). એમના વામ ( ડાબા ) ભાગે પરમ પ્રિયા શ્રીસ્વામિની ( શ્રીરાધિકાજી ) બિરાજે છે.

શ્રી દ્વારિકેશ નિગમભુજ, અતસી સુમન આકાર;
અંગ અંગ પ્રતિ માધુરી, અતિ સુંદર રતનાર. ૫૪
શ્રી ગોકુલપતિ ગોત્રધાર, સકલ પદારથ હસ્ત;
બામદક્ષન દ્વે સ્વામિની, અમલ અંગ રસ મસ્ત. ૫૫
શ્રી ગોકુલ બિધુ સુધા શ્રવિત, આત માધુરી પ્રાત અંગ.
ત્રિભંગલલિત સ્વરૂપ પર, વારૂં અનંત અનંગ. ૫૬
જય શ્રીમદનમોહનજુ, મન્મથ મદહર રૂપ;
યુગલ હસ્ત મુરલી અધર, સ્વામિની ઉભય અનૂપ. ૫૭

---

૫૪. શ્રીદ્વારિકેશજી ચતુર્ભુજ સ્વરૂપ અતસીનામના ફુલના જેવી આકૃતિના છે. વળી એમનાં પ્રત્યેક અંગ અંગમાં અતિશય મધુરતા રહેલી, જેની રતનાળી રસભરી આંખ છે.

૫૫. શ્રીગોકુલનાથજી તો ગોત્ર ( શ્રીગિરિરાજજી ) જેમના શ્રીહસ્તમાં છે એવા છે. એમના ડાબા અને જમણા બન્ને પડખે (પાસે) શ્રીસ્વામિનીજી બિરાજે છે. તેમનું શ્રીઅંગ અત્યંત શુદ્ધ અને સંપૂર્ણ રસમય છે.

૫૬. શ્રીગોકુળવિધુ ( ચંદ્રમા ) ના સ્વરૂપમાંથી અમૃત શ્રવતું અતિશય માધુર્ય પ્રત્યેક અંગ અંગમાં ભરી રહેલું છે. અને લલિતત્રિભંગી સ્વરૂપ તો એટલું બધું મન મોહિનીવાળું છે કે જેના ઉપર કોટાનકોટિ કામદેવને વારી નાખવામાં આવે એવું કોટિમન્મથમન્મથ કામદેવને પણ લજ્જા પમાડે તેવું છે.

૫૭. શ્રીમદનમોહનજીનું સ્વરૂપ મન્મથ ( કામદેવ ) ના મદને ઉતારવારૂપનું છે. એમણે બન્ને શ્રીહસ્તમાં મુરલી ધારણ કરી, તે મુરલી ( બંસી ) પોતાના મુખારવિંદના અધર આગળ ધરેલી છે, એમને પણ યુગલ સ્વામિનીજી સંગમાં છે.

શ્રી બાલકૃષ્ણ સરસ છબ, અદ્‌ભુત અર્ભક અંગ;
સદાનંદ નિત્ય વિલસત, શ્રી દ્વારકેશ ઉત્સંગ. ૫૮

શ્રી નટબર નાગર રસિક, નૃત્યત ભાવ દિખાય;
શ્રીમથુરાધિપ ગોદમેં, રાજત અતિ સુખદાય. ૫૯

શ્રી ગિરિધર ભામિનીપતિ, ધર્મી રૂપ શ્રુતિસાર;
સદા સેવ્ય શ્રી મધુપુરી, નાયક નંદ કુમાર. ૬૦

શ્રી ગોવિંદાનંદમય, રૂપૈશ્વર્ય અપાર;
શ્રી બિઠ્ઠલ પિતુ સેવના, શ્રી રાની ભરતાર. ૬૧

---

૫૮. શ્રીબાલકૃષ્ણજીની રસસહિત છબી અદ્‌ભુત બાલક જેવા શ્રીઅંગવાળી છે તે સદા આનંદરૂપ નિત્ય વિલાસ કરવા વાળા શ્રીદ્વારિકેશજીની ગોદમાં ( ખોળામાં ) બિરાજે છે.

૫૯. શ્રીનટવરલાલજીનું સ્વરૂપ ચતુરરસવિહારી રસિક જનને નૃત્યભાવ દેખાડવાવાળું છે, તે શ્રીમથુરાનાથજીના ઉત્સંગમાં વિરાજે છે. અતિશય સુખદાતા એ સ્વરૂપ છે.

૬૦. શ્રીગિરિધરજી શ્રીભામિનીજીના પતિ જે શ્રુતિ ( વેદ ) ના સારરૂપ ધર્મી સ્વરૂપ છે, તે સદા શ્રીમથુરાનાથજીને મથુરામાં રહીને સેવે છે, જે કે શ્રીનંદકુમાર (શ્રીકૃષ્ણ) છે.

૬૧. શ્રીગોવિંદરાયજી આનંદમય છે જેમનું રૂપ અને ઐશ્વર્ય અપાર પ્રતાપવાળું છે. તે પિતા શ્રીવિઠ્ઠલનાથજીની સેવા કરતા કે જે શ્રીરાણીજીના ભરતાર હતા.

શ્રી કમલેશ કલાનિધિ, વીર્ય રૂપ વશ ભક્ત;
શ્રી બાલકૃષ્ણલાલજી, શ્રી દ્વારિકેશ આસક્ત. ૬૨
શ્રી બલ્લભ યશરૂપ જગત, માયક રક્ષિત દામ;
પાર્વતીપતિ લસત સિર, શ્રી ગોકુલપાત શ્યામ. ૬૩
શ્રી રઘુપતિ શ્રી રૂપ શ્રી, જાનકી પ્રભુ સુખકંદ;
છબી સુંદર પિતુ યશ રતિ, સેવ્ય શ્રી ગોકુલચંદ. ૬૪
શ્રી જદુપતિ મહારાજ જી, પુષ્ટિ જ્ઞાનકો રૂપ;
શ્રી મહારાની કે રમન, પરમાનંદ સ્વરૂપ. ૬૫

---

૬૨. શ્રીકમળાપતિ ને કળાના ભંડારરૂપ વીર્યગુણ ધર્મના હોવાથી જે તે સર્વ ભક્તા આધીન થઇ રહે છે, એવા શ્રીબાળકૃષ્ણલાલજી તે શ્રીદ્વારિકેશજીના, સ્વરૂપમાં આસકત છે.

૬૩. શ્રીવલ્લભ તથા શ્રીગોકુલનાથજી એવાં ઉભય નામ ધારણ કરનાર શ્રીપુરુષોત્તમનુ યશઃ સ્વરૂપ છે, જેમણે માયાવાદીને જીતી ભગવત્પ્રસાદી તુલસીકાષ્ઠમાળા ધર્મનું રક્ષણ કર્યું તે શ્રીપાર્વતીજીના પતિ જેમને માથે શ્રીગોકુલનાથજીની સુંદર સ્વરૂપ સેવા બિરાજે છે

૬૪. શ્રીરઘુપતિરૂપ શ્રીરઘુનાથલાલજી અને શ્રીસીતાજી મહારાણીરૂપ શ્રીજાનકીજીરૂપે યુગલ ( દંપતી ) સ્વરૂપ સુખ નિધાન સ્વરૂપે છે. શ્રીરઘુનાથલાલજી પિતાશ્રી વિઠ્ઠલનાથજીના યશ (ગુણ)માં પ્રીતિવાળા હોઇ શ્રીગોકુલચંદ્રમાજીની સેવા કરતા હતા.

૬૫. શ્રીયદુનાથજી મહારાજની છબી બહુ સુંદર સ્વરૂપવાળી અને પોતે તો પુષ્ટિના જ્ઞાન ગુણરૂપ શ્રીમહારાણીજીના પતિ પરમાનંદ સ્વરૂપ હતા.

શ્રીકૃષ્ણાવતી પતિ ઘનશ્યામ રૂપ બૈરાગ;
પ્રભુ શ્રી મદનમોહન કે, બિયોગ સોં સબ ત્યાગ. ૬૬

શોભા યમુના દેવકા, કમલા બેટી જાન;
સત્યભામાઅજ લક્ષ્મી, મંગલ રૂપ નિધાન. ૬૭

શ્રી ઘનશ્યામજુ કે સુત, પ્રગટે ગૃહમેં આય;
શ્રી બ્રજપાલ ગોપીપતિજી, સબ સેવા સુખદાય ૬૭

દાનમેં શ્રી રઘુનાથકે, સુત પ્રગટે જો ચાર;
ચતુર્વ્યૂહ માનો અવતરે, કીનો તાપ મુરાર. ૬૯

---

૬૬. શ્રીકૃષ્ણાવતીજી પટરાણીના પતિ શ્રીઘનશ્યામજીમાં શ્રીભગવાનના વૈરાગ્ય ગુણરૂપી ધર્મ ઝળહળી રહી પ્રકાશિત હતો. અને શ્રીમદનમોહનજીના વિયોગસમયે જેમણે સર્વનો ત્યાગ કર્યો હતો.

૬૭–૬૮. શ્રીવિઠ્ઠલનાથજીને ૪ બેટીજી હતાં તેમનાં નામ શોભા, યમુના, દેવકા, અને કમળા એ પ્રમાણે હતાં, પ્રથમ શ્રી સત્યભામાજી અને પછી લક્ષ્મીજી એ માંગલ્યમાત્રના ભંડાર રૂપ છે. શ્રી ઘનશ્યામજીને ત્યાં પુત્રરૂપે પ્રભુનું પ્રાગટ્ય થયું. જેમનું નામ શ્રીવ્રજપાલજી ગોપીપતિ એ પણ સર્વ સેવા પ્રભુને સુખદાયક થાય તેવી કરતા હતા.

૬૯. શ્રીરઘુનાથલાલજીને ત્યાં ૪ લાલનું પ્રાકટ્ય થયું તે જાણે ચતુર્વ્યૂહ સ્વરૂપ (સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ, અને વાસુદેવરૂપે પ્રગટ થયેલ) તેમણે મુરારિ (મુર દૈત્યના અરિ શ્રીકૃષ્ણ) પરત્વે ઉત્કટ વિરહાનલ દર્શાવ્યો હતો.

પરમ ઉદાર સિદ્ધ શ્રી દેવકીનંદન શ્રી ગોપાલ;
શ્રી જગદેવ શ્રી દ્વારિકા, શ્રી નાથ સબનતેં વહાલ. ૭૦
ઇનમેં બડે શ્રી દેવકીનંદન, હેં જો અતિ ઉદાર;
શીલવંત સબ ગુન ભયેં, શ્રી રઘુનાથ કુમાર. ૭૧
રત્નગર્ભા શ્રી જાનકી કે પ્રગટે અતિ સુખકંદ;
દાસકું મોદ આનંદ હિત, દેવકીનંદન સુચંદ. ૭૨
અતિ સુંદર આજાનુ ભુજ, ઉર બિશાલ કમનીય,
નયન બિશાલ છબિ હુ હરે, શ્રી ગોકુલ કે જીય. ૭૩

---

૭૦. અતિ ઉદારરૂપ શ્રીદેવકીનંદનજી તથા શ્રીગોપાલજી નામે પ્રગટ થયા તેમની આસક્તિ શ્રીદ્વારિકેશજી સ્વરૂપમાં તથા શ્રીનાથજીના સ્વરૂપમાં અત્યંત વ્હાલ (સ્નેહ) ભરેલી હતી.

૭૧. એ બે પૈકીમાંના મ્હોટા શ્રીદેવકીનંદન કે જે અત્યંત ઉદાર દૃષ્ટિએ દાન કરવાવાળા હતા–અને શીલાદિ સર્વ સદ્ગુણ ભરેલા તે શ્રીરઘુનાથલાલજીના કુમાર હતા.

૭૨. શ્રીજાનકીમહારાણીના ગર્ભરત્ન પ્રગટયા તે અત્યંત સુખના મૂળરૂપ દાસોને ઉલ્લાસ અને આનંદદાયક હિતકારી દેવકીનંદન ચંદ્ર જેવા શીતળ અને પ્રકાશક અજ્ઞાનરૂપ તિમિર ( રાત્રિ ) મટાડી ઉજ્જવળ સ્ફુટ પ્રકાશવાવાળા હતા.

૭૩. તેમનું હૃદય વિશાળ અને લાવણ્યમય સર્વાંગ સુંદર અસ્તાં એમની દીર્ઘ ભુજા આજાનબાહુ ( ઘુંટણ પર્યંત શ્રીહસ્ત પોંહોચી શકે તેવા લાંબા શ્રીહસ્તવાળા) હતા, વળી તેમનાં નેત્રો પણ વિશાળ. કમળ સદૃશ હતાં જેમની છબી સમગ્ર ગોકુલવાસી જીવોને મોહિત કરે તેવી હતી.

ગુરુ પદ પંકજ સેવહિ, હરિ કીર્તન ગુન ગાન;
વે પુનીત મો હિય કિયો, અનુભવ પ્રગટ પ્રમાન. ૭૪
બેદ ભાગવત શાસ્ત્ર ષટ્, અલંકાર બ્યાકરન;
આગમ કાબ્ય પ્રાકૃત અરૂ, નાટય સંશય હરન. ૭૫
બિદ્યા પારંગત સબ, અવર મહાકુલ રાજ;
લીલા શ્રીગોકુલનાથકી, બિના ન જાસું કાજ. ૭૬
સેવા ગોકુલનાથ રતિ, નિસદિન ઔર ન કામ;
ભયે અનોસર પ્રભુગુનહિ, કહત કીર્તન નિજધામ. ૭૭

---

૭૪. એ સ્વસંપ્રદાયપ્રવર્તક મૂળ શ્રીસદ્‌ગુરુ શ્રીમાન્ વલ્લભાચાર્યજીના ચરણકમળ (પાદુકા) ની સેવા કરતા તથા શ્રીહરિના યશથી અંકિત એવા પ્રભુના ગુણાનુવાદનું ગાન કરતા હતા. તેમના સંગે કરીને મ્હારૂં હૃદય શુદ્ધ થયું અને પ્રકટપણે પ્રભુનો પ્રાદુર્ભાવરૂપ અનુભવ પણ મને થવા લાગ્યો.

૭૫. વેદ, ભાગવત, અને છ શાસ્ત્ર તથા અલંકાર અને વ્યાકરણ તથા શાસ્ત્ર ને કાવ્ય તથા પ્રાકૃત (ભાષાના) તથા નાટકના ગ્રંથો જે વાંચવાથી સર્વ સંદેહ નિવારણ થાય છે.

૭૬. ચૌદ પ્રકારની સર્વ વિદ્યાએ નિપુણ અને શ્રેષ્ઠકુલના પણ રાજા જેવા અને પ્રભુ શ્રીગોકુલનાથ (શ્રીકૃષ્ણ)નાં લીલાચરિત્ર ગુણોમાં ચિત્ત પરોવવું અને એ વગરના બીજા કોઈ પણ કાર્યને વિષે પ્રયોજન નહિ રાખનારા

૭૭. શ્રીગોકુલનાથ (શ્રીકૃષ્ણ)ની સેવામાં સ્નેહ રાખનારા ભગવત્‌સેવાથી વ્યતિરિક્ત (અન્ય) કોઇ પણ કાર્ય ન કરનારા અને સેવાનો સમય વીતે એટલે અનોસરના વખતમાં પ્રભુના ગુણગાન સ્મરણ કીર્તન પોતાને ઘેર બેસીને કરનારા.

જાકે ચર્ચા આન નહિં, સદા બિના ગોપાળ;
નેમ પ્રગટ હરિ કી કૃપા, પૈયત નયનનિ ભાલ. ૭૮
સબબિધ લક્ષ્મી ઘર ભર્યો, તાકો આશ્ચર્ય કોન;
શ્રી લક્ષ્મી જાકે ચરન ગ્રહે, સો પ્રભુ જ્યાકે ભોંન. ૭૯
સદ્ગુરુ બલ્લભલાલપદ, રેણુ સિરપર ધાર;
ભક્તિબિધાન યા ગ્રંથકો, લિખું નિજ મતિ અનુસાર. ૮૦
સબ ગિરિ મેં માનક નહીં, સબ ગજ મુક્તા નાહીં;
ચંદન તરુ સબ બન નહીં, સંત ન સબ પુરમાંહીં. ૮૧

---

૭૮. જે ભગવત્સંબંધ વિના અન્ય ગ્રામ્ય વાર્તાલાપને શ્રવણ ન કરે, એક શ્રીકૃષ્ણચરિત્ર વિષેજ ચર્ચાનુવાદ કરે, જેને શ્રીહરિની કૃપાથી પ્રેમલક્ષણા ભક્તિ પ્રગટ થાય તેના નેત્રમાંથી સ્નેહાશ્રુ ઝરતાં પ્રભુ પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થાય.

૭૯. જેહેને ત્યાં સર્વ પ્રકારની લક્ષ્મી ભરપૂર ભરેલી હોય તેને બીજું શું અધિકરૂપનું આશ્ચર્ય હોય ? અર્થાત્ કોઈ પણ નહિં, તેમ જેને ત્યાં પ્રભુ બિરાજતા હોય કે શ્રીલક્ષ્મીજી સરખાં જે પ્રભુનાં ચરણ સેવે છે.

૮૦. એવા શ્રીમદ્ગોસ્વામિશ્રીસદ્ગુરુ શ્રીજોધપુરની ગાદી-વાળા શ્રીવલ્લભલાલજી મહારાજના ચરણકમળની રજને મ્હારા મસ્તક ઉપર ધારણ કરીને તેમની કૃપાથી તેમણે મુકેલી બુદ્ધિ અનુસાર આ ભક્તિવિધાન ગ્રંથ રચું છું.

૮૧. કાંઇ પ્રત્યેક પર્વતમાં માણેક હોતાં નથી, વળી તેજ પ્રમાણે દરેક હાથીના કુંભસ્થળમાં મોતી હોતાં નથી અને સર્વ વનમાં કાંઇ ચંદનના કાષ્ઠ વૃક્ષ હોતાં નથી. અને સર્વ ગામોમાં કાંઈ સાધુપુરુષ હોતા નથી.

કોટિ બિઘન જાસું ટરે, તસ દુષ્ટન કો સાથ;
અહિત કછુ કબહુ ન હુઇ, જો સહાય બ્રજનાથ. ૮૨
ત્રિવર્ગ કામના મોક્ષ અરુ, જો ચાહે તેહી દેહુ,
મેરી તો યહ બિનતિ, મન અપનોં કરી લેહુ. ૮૩
હરિલીલારસ મગ્ન ચિત્ત, જાન્યો હરિ રસ ભેદ;
સબ બિધિ રસ પ્રકાટત કિયે, નેતિ કહત જાહિ બેદ. ૮૪
દેવકીનંદન દેવકી નંદન હિયો આહી;
શ્રુતિ શિખકે સુપંડિત ઉપમા અન્ય નહિં જાહિ. ૮૫

---

૮૨. જેને શ્રીવ્રજના નાથ શ્રીકૃષ્ણ પરમાત્મા અનુકૂળરૂપ સહાય છે તેને તમામ પ્રકારની દુષ્ટ સંગતિઓ નષ્ટ થાય છે. વળી તેનું કદિએ કોઇ પણ સ્થળે લગાર પણ અહિત નહીંજ થાય.

૮૩. ગ્રંથકાર પોતાની વિનતિ જણાવે છે કે, યદ્યપિ એ પ્રભુ ત્રણે પ્રકારની કામના (ધર્મ, અર્થ ને કામ) ને સિદ્ધ કરો, તે ઉપરાંત ચોથું મોક્ષસુખ જેવું જે કાંઇ ઇચ્છે તે સર્વને પ્રભુ તેના મનોરથ પ્રમાણે આપે છે, પરંતુ મ્હારી વિનતિ તો એટલીજ છે કે, મ્હારૂં મન આપનામાંજ અખંડ રહે, એટલું કરો.

૮૪. શ્રીહરિની વિવિધ પ્રકારની લીલારસમાં મ્હારૂં ચિત્ત તલ્લીન (મગ્ન) રહે તો તેથી શ્રીહરિના રસના ભેદ સમજાય. સર્વ પ્રકારના રસોનું નિરૂપણ સંપૂર્ણપણે કરવાને વેદ પણ નેતિ નેતિ કહી અટકયા છે.

૮૫. શ્રીદેવકીજીના પુત્ર, શ્રીદેવકીજીને અંતરમાં આનંદદાન કરવાવાળા તે નામધારક શ્રીમત્ ગોસ્વામિશ્રીદેવકીનંદનજી કે જે વેદ શ્રુતિની શિખામણ (બોધ) આપવામાં પૂર્ણ છે તેમની સમાન ઉપમા આપવા યોગ્ય અન્ય કોઈ નથી.

પતિત પાવન કે લીયે કરિ દરસનકો બ્યાજ,
ગમન કરત પરદેશકો બિરદ બહેકી લાજ.　　　૮૬

દરસ અપૂર્વ જીનનકું, પાપ સબ પૂરન જાય;
દરસ દિયો મોહિ પતિતકું, અપને બિરદ સુભાય.　૮૭

કૃપાવંત ભયે નામ દે, કિયો આપનો દાસ,
બાલ ભાવ બુઝયો ના તબે હુતો નાંહિ પ્રકાસ.　૮૮

તબ પ્રભુ ફીરી ગોકુલ ગયે, સેવહિ ગોકુલનાથ;
મેં નામ લહ્યો પર જ્ઞાન નહિં મિલે દુષ્ટ બહુ સાથ.　૮૯

---

૮૬. પતિત જનોને પાવન કરવા સારૂ દેવદર્શનરૂપ નિમિત્તથી પરદેશમાં પધારે છે. એ કેવળ દૈવી જીવોનો ઉદ્ધાર કરવાનું પોતાની પરંપરાનું જે બિરદ છે તે બાંહ્ય ગ્રહ્યાની લાજરૂપ, નિમિત્ત ધારણ કરીને દેશદેશાંતરમાં વિચરે છે.

૮૭. જેને એ સ્વરૂપનાં અપૂર્વ દર્શનનો લાભ મળે છે તેનાં સર્વ પાપો નિવૃત્ત થાય છે એવા શ્રીદેવકીનંદનજીએ મને પતિત જાણીને પતિત-પાવનનું બિરદ રાખવા સારૂ મને પોતે દર્શન આપ્યાં.

૮૮. મને તે ઉપરાંત અષ્ટાક્ષરાદિ ભગવત્ નામનો મંત્રોપદેશ કરીને પોતાનો દાસ કર્યો છે. પરંતુ શરણમંત્ર ગ્રહણ કરતી વખતે હું બાળભાવ ( અનાથ દશા )માં હતો તેથી તે વેળાએ મ્હારામાં તે મંત્રનો પ્રકાશ થાય એવો હું નહતો.

૮૯. પછી તે પ્રભુ શ્રીગોકુલ પધાર્યા જે કે શ્રીગોકુળનાથજીની સેવા કરતા હતા, તે એજ મહારાજ હતા, મને

તાતેં હોં વ્હાં જાયકે પ્રથમ કીયો સત્સંગ;
શુદ્ધ હોઈ કે જા મિલ્યોં, વ્હાંકો કહત પ્રસંગ. ૮૯

બહુ પંડિત ઇકઠે ભયે, વે પંડિત તો નાંહે;
શ્રી હરિરસ જાને નહિં, નિત પઢત હિ મૂરખ આહે. ૯૦

કોઉ કહે હરિ, કો કહે હર, કો કહે સુર ગનેસ;
કો બ્રહ્મા કો શક્તિ કહિ, કોઉ પંચાયતન શેષ. ૯૧

---

તેમના દ્વારા નામમંત્રનું દાન થયું, પણ મ્હારામાં જ્ઞાન ન હતું. અને મને અસત્ પુરુષોનો સંગ હતો.

૮૯. તેથી ત્યાં (શ્રીગોકુલ) જવાને સારૂ પ્રથમ મેં સત્પુરુષનો સંગ કર્યો ને ત્યાં શુદ્ધ થઇને શ્રીમદ્ગોસ્વામિ શ્રીદેવકીનંદનજી મહારાજને જઇને મળ્યો ત્યારે ત્યાં જે વૃત્તાંત ચાલતો હતો તે પ્રસંગ કહું છું.

૯૦. ત્યાં અનેક કહેવાતા પંડિતો ભેગા થયા હતા. પરંતુ વાસ્તવિક રીતે તે કાંઇ પંડિતો નહતા, એમ મને લાગ્યું. કેમકે તેઓ નિત્ય ભણતા છતાં મૂર્ખ રહેલા જણાયા, એમ કહેવાનું કારણ એ કે તે શ્રીહરિ સંબંધી કાંઇ પણ રસને જાણતા નહતા.

૯૧. કોઈ કહેતા કે શ્રીહરિ મ્હોટા છે તો કોઇ કહેતા કે, ના, શ્રીમહાદેવજી મ્હોટા. ત્યારે કોઇ કહેતા કે દેવતા, તે કોઇ કહે કે ગણપતિ, ને કોઇ કહેતા કે બ્રહ્મા મ્હોટા, તો કોઇ કહે કે શક્તિ મ્હોટી, તો કોઈ કહેતા કે પંચાયતન દેવ મુખ્ય છે. એમ વિવિધ કથન કરતા હતા. પણ શુદ્ધ અદ્વિતીય બ્રહ્મ વાસ્તવિક સ્વરૂપને તે જાણતા નહતા.

હરિ કી સેવા હૂં કહુ તેઉ ઓરે ભાંત;
નામરૂપ ગુન ભેદ બહુ, તાતેં ચિત્ત નહિં શાંત. ૯૨
નાના બિધિ મત કું સુનં, નાના બિધિ મતિ હોય;
મેરે ચિત્ત એ ઇનકો, નામ પ્રતાપ હિ જોય. ૯૩
તાતેં મન સંદેહ સોં સુખ પાવત હોં નાંહે;
શ્રી હરિ જબે કીની કૃપા, તબ આયો બ્રજ માંહિ. ૯૪
પરસે ચરન શ્રીદેવકીનંદન કે સુખરાશ;
યોં સબ બલ્લભકુલ ચરન, ગયે સબે દુઃખ નાશ. ૯૫

---

૯૨. વળી ભગવત્સેવા વિષયમાં તેઓ જે કાંઇ કહેતા તે પણ કાંઇ જૂદા પ્રકારનુંજ નિરૂપણ કરતા હતા. તેઓ શુદ્ધ અદ્વિતીય બ્રહ્મનો યથાર્થ મર્મ જાણતા નહતા. જેથી જૂદાજૂદા પ્રકારના નામરૂપ ગુણોને લઈ તે દ્વૈત સિદ્ધાંતનુ કથન કરતા હતા. તેથી મારૂં ચિત્ત શાંત થતું નહિ.

૯૩. વિવિધ પ્રકારના અનેક મતમતાંતરને સાંભળીને તેમની બુદ્ધિ શુદ્ધ અદ્વિતીય બ્રહ્મના સિદ્ધાંતને જાણવામાં નિપુણ નહતી. મને તે વખતે લાગ્યું કે એક બ્રહ્મના નામનો અપાર પ્રતાપ છે તે મૂળ બ્રહ્મને તત્ત્વે કરીને ન જાણ્યાથી તેમની બુદ્ધિ મને ભ્રાંતપણાની લાગી.

૯૪-૯૫. જ્યારે શ્રીહરિએ મ્હારા ઉપર કૃપા કરી ત્યારે હું વ્રજમાં આવ્યો ને ત્યાં શ્રીદેવકીનંદનજી મહારાજનાં દર્શન સહિત ચરણસ્પર્શ કર્યા. વળી વ્રજમાં વિરાજતાં શ્રીવલ્લભકુલનાં સમસ્ત બાળકોના મેં ચરણસ્પર્શ કર્યા. જેથી ઉપર લખેલા વિવિધ મતવાદીનાં ભ્રાંતિજનક વચનો સાંભળવાથી થયેલું ઉદ્વગરૂપી દુઃખ નાશ પામ્યું.

એક સમે શ્રી દેવકી નંદનજી પેં જાય,
બ્રહ્મરૂપ જુ કોન હે? સો દાસન સમુઝાય. ૯૬

જગમેં મિલન અનૂપ હેં, ભગવદીયનતે સંગ,
જીન કે સંગ પ્રતાપ સોં, હોત શ્યામ સોં રંગ. ૯૭

નિર્લોભી જો સંત હે, ફિરત રહે જગ માંય;
ઇક હરિ બિન ઇચ્છા નહી, મન ભાવત કછુ નાંય. ૯૮
નહિ કાહુસેં બેર હેં, નહિં કછુહિ પરવાહ,
ઐસેં હરિકે સંતજુ, કહા રંક પદ શાહ. ૯૯

---

૯૬. એક સમયે શ્રીદેવકીનંદનજી પાસે હું ગયો, ને વિનતિ કરી કે, બ્રહ્મરૂપ કોણ છે? તે પોતાનો દાસ જાણીને મને સમજાવો.

૯૭. જગતમાં દુર્લભ પદાર્થ, ભગવદીયજનનો મિલાપ છે. એટલે તેમનાં દર્શન થવાં દુર્લભ છે. અને તે કરતાં પણ વધુ દુર્લભ એ છે કે, તેવા સત્પુરુષની સંગતિ મળે તે, કેમકે જેના સંગપ્રભાવથી શ્રીભગવત્-સંબંધી રંગ લાગે છે.

૯૮. જે સત્પુરુષ નિર્લોભી હોય છે, છતાં બીજા ઉપર અનુગ્રહ કરવાને સારૂ જગતમાં ફરે છે, જેને એક શ્રીહરિ વગર અન્ય કાંઇ પણ ઇચ્છા હોતી નથી. એટલે ભગવત્સંબંધી પદાર્થ વગર કંઇ પણ જેને સોહાતું નથી.

૯૯. જેને કોઇ સાથે કદી વૈર હોતું નથી, તેમ જેને પ્રભુ સિવાય કાંઇ પણ પરવા હોતી નથી એવા સંત પુરુષની રાંક કે રાજા સર્વ ઉપર સમાન દૃષ્ટિ હોય છે.

અષ્ટ સિદ્ધિ નવ નિધિહુ, કરત ક્હિ તિરસ્કાર;
ત્રિગુણાતીત બિન નાં રુચે, સ્નેહ કરત કીર્ત્તાર. ૧૦૦

હરિ આજ્ઞાતેં ફિરતે સબેં, જાત હેં દેશ બિદેશ;
નહિં ક્ષોભ કાહું કદા, નહિં પરવા કછુ લેશ. ૧૦૧

તનુ રસના અંતર અનલ, હિય હરિજન સંસાર;
ભોગી તહુ યોગી ખરે, દોષ ન ધરિ કરિ પ્યાર. ૧૦૨

નિજાનંદમેં મગ્ન વ્હેં, કદા ન વ્હે દિલગીર;
નહિં આશ કે ત્રાસ કછુ, નિશ્ચલ બૃત્તિ સ્થિર. ૧૦૩

---

૧૦૦. તેઓને આઠ પ્રકારની સિદ્ધિને કે નવપ્રકારની નિધિ મળે તોપણ તે કોઇને કદિ પણ ગ્રહણ કરતા નથી. ત્રિગુણાતીત પરબ્રહ્મ સિવાય અન્ય કાંઇ પણ રુચતું નથી. તેઓનો સ્નેહ એક જગત્કર્તા ઉપરજ હોય છે.

૧૦૧. તેઓ શ્રીહરિની આજ્ઞાથી દેશપરદેશ સર્વત્ર ફરતા હોય છે. જેને કોઇ વાતે કોઇ પણ સ્થળે ક્ષોભ કે કોઇ પણ પ્રકારની લેશમાત્ર પણ પરવા હોતી નથી.

૧૦૨. એવા સત્પુરુષ ગૃહસ્થાશ્રમમાં હોય તોપણ તેઓ સદા નિર્લેપ રહે છે. જેમકે રસના(જીભ્હા)ની અંદર પ્રભુએ પ્રબળ અગ્નિનો પ્રભાવ મુકયો છે કે, રસમય પદાર્થો ઘૃત તૈલાદિ ચિકણા પદાર્થને તે ભોગવે છે, છતાં પણ તે જીભ કદિ પણ લગારવાર પણ ચીકટાતી નથી; એજ પ્રકારે એવા સંતપુરુષ ભોગી છતાં પણ સાચા યોગી જેવા હોય છે. માટે તેવા સત્પુરુષના કદિ પણ દોષ ન જોતાં તેમના ઉપર પ્યાર રાખવો.

૧૦૩. તે પોતાના (બ્રહ્મના) આનંદરસમાં સદા ડુબેલા હોય છે જેથી તેઓને કોઇ પણ વાતે કદિ પણ દિલગીરી થતી નથી. જેમને કોઇની આશા કે કોઇનો કદિ પણ ત્રાસ હોતો નથી. અને તેઓ સ્થિર નિશ્ચલ બુદ્ધિના હોય છે.

ચતુર્દશ લોક કૈલાસ અરુ, બિષ્ણુ લોક નહિં આસ;
ઉચિત પ્રબલ ઇચ્છા યહેં ખાસાકે જુ ખવાસ. ૧૦૪

વેદવિત્ રત બ્રહ્મમેં, અનન્ય ભક્તિ ભાવ;
ઐસે સંત કો હોત હેં, પરબ્રહ્મ દસાવ. ૧૦૫

જોં લોં આન રંચહુ રુચે, ત્યોં લ્યોં રહત જુ દ્વૈત,
સર્વ બ્રહ્મમય લહત તબેં, હોત જુ શુદ્ધાદ્વૈત. ૧૦૬

શ્રીબલ્લભ ચરન પ્રતાપ બલ, શ્રીબિઠ્ઠલ હોઇ કૃપાલ,
તો શ્રીગિરિધર મન બસે, ગોવિંદ અરુ ગોપાલ. ૧૦૭

શ્રીબાલકૃષ્ણ ગોકુલપતિ, રઘુપતિ શ્રીજદુનાથ;
દેખી કૃપા ઘનશ્યામકી, બીજ રાખ્યો નિજ હાથ. ૧૦૮

---

૧૦૪. તેઓને ૧૪ ચૌદ લોકના સુખની કે કૈલાસની કે વિષ્ણુના લોકની પ્રાપ્તિની પણ ઇચ્છા હોતી નથી. એક ઇચ્છા શ્રીહરિની સેવારૂપી ખવાસી કરવા પુરતીજ હોય છે.

૧૦૫. વેદને જાણનાર ( વિદ્વાન )ની રતિ ( સ્નેહ ) એક બ્રહ્મનેજ વિષે, અનન્ય ભક્તિભાવની હોય છે. એવા સંતપુરુષને તે પરબ્રહ્મનાં દર્શન થાય છે.

૧૦૬. જયાં લગી અન્ય કાંઇ પણ રુચે છે, ત્યાં લગી તેને દ્વૈતપણું જોડાયલું રહે છે. જયારે સર્વત્ર બ્રહ્મરૂપ જાણે ત્યારેજ શુદ્ધાદ્વૈત બ્રહ્મસિદ્ધાંત સમગ્ર જગત્ ભગવદ્રૂપ છે એમ કહેવાય.

૧૦૭. શ્રીમદ્‌વલ્લભદેવના ચરણકમળનો પ્રતાપબળ વિચારી જેના ઉપર શ્રીવિઠ્ઠલનાથજી કૃપા ( અનુગ્રહ ) કરે તેના મનમાં શ્રીગિરિરાજધરણ ગોવિંદ ગોપાળ (શ્રીકૃષ્ણ) સર્વત્ર છે એમ ઠસે છે.

૧૦૮. એ પ્રમાણે ઘનશ્યામશ્રીકૃષ્ણકૃપાનું બીજ શ્રીબાળકૃષ્ણજી, શ્રીગોકુલનાથજી, શ્રીરઘુનાથજી, શ્રીજદુનાથજી, ઇત્યાદિએ મેળવ્યું. એ પ્રમાણે અનુગ્રહાત્મક કૃપા બીજ એ શ્રીપુષ્ટિપરિકરના શ્રીહસ્તમાં રહેલું છે.

શ્રીદ્વારિકેશ વપુ હરિ ધર્યો, વ્રજ લોભ કે કાજ;
હરે દુઃખ ત્રે ભાંતિકે, સુખકી બાંધી પાજ. ૧૦૯
શ્રીદ્વારિકેશ પદપદ્મકુ પ્રથમ કરૂં દંડોત;
જાતેં મેરે મન બસે, લીલા શ્રી ભાગોત. ૧૧૦

(એક પત્ર ફાટી જવાથી અહીંથી આગળનો કેટલોક ભાગ ઉતારી શકાયો નથી.)

ચોપાઈ.

સૂર કૃષ્ણ ઓર પરમાનંદ, છીતસ્વામી અરુ ગોબિંદ. ૧૧૧
દાસ ચતુર્ભુજ અરુ નંદદાસ, કુમન સુઅષ્ટ સખ્ય પ્રકાસ. ૧૧૨
બડે ભગવદીય હેં નિર્ધાર, કીજે કૃપા જાન ઇહબાર. ૧૧૩

(અહીંથી પણ ૧ પત્ર ફાટી જવાથી ત્રુટિત છે.)

---

૧૦૯. શ્રીહરિએ શ્રીદ્રારિકેશજીનું સ્વરૂપ ધારણ કર્યું, તે કેવળ વ્રજભક્તજનના સ્નેહનેજ લીધે, જેમણે સર્વ પ્રકારનાં (ત્રણે પ્રકારના) દુઃખોને ટાળીને સુખરૂપ સમુદ્રની પાળ બાંધી.

૧૧૦. તે શ્રીદ્વારિકેશજીના ચરણકમળને હું દંડવત્ પ્રણામ કરૂં છું કે જેણે કરીને માહારા મનમાં એ શ્રીભાગવતની લીલા હૃદયારૂઢ થઇ વાસ કરી રહે.

૧૧૧ થી ૧૧૩. એવી કૃપા મેળવનારા અષ્ટસખા સૂરદાસ, કૃષ્ણદાસ, પરમાનંદદાસ, છીતસ્વામી, ગોવિંદદાસ, ચતુર્ભુજદાસ, નંદદાસ અને કુમનદાસ એ ૮ સખ્ય ભક્તિવંતના હૃદયમાં પ્રકાશિત બિરાજી, આ કલિયુગમાં એ મ્હોટા ભગવદીય થયા એ નક્કી છે. તે પ્રમાણે હે પ્રભુ, મ્હારા ઉપર કૃપા કરો.

## અથ પ્રશ્ન દોહા.

કલા અંસ વિભૂતિ સબેં, તા કે રૂપ હેં કોન;
સો મોસું કહો બિલછકે, ઉત્તમ મધ્યમ ગોન. ૧૧૪
અબિદ્યા મોંમેં બહુત હેં, લપટી હેં નખશીસ;
સો મિટત હેં આપ તેં-કૃપા કરહુ જગદીશ. ૧૧૫

## અથ પ્રતિ-ઉત્તર.

બ્રહ્મા બિષ્નુ મહેશ જે, એ તીનો ગુન રૂપ;
રજઉત્તમ સત્ત્વોત્તમ, પ્રકૃત કારન સૃષ્ટિ અનૂપ, ૧૧૬
રજોગુન બ્રહ્મા સૃષ્ટિ કરી, સત્ત્વ બિષ્ણુ પ્રતિપાલ;
તમો હોત સબ સૃષ્ટિ કો, કાલ હોત શશિભાલ. ૧૧૭

---

૧૧૪. કલા, અંશ, વિભૂતિ વિગેરે જે રૂપો છે તે કોણ છે? તેમને લક્ષણરૂપ દ્રષ્ટાંતે કરીને સમજાવીને કહો અને એમાં ઉત્તમ મધ્યમ કે ગૌણનું જે કાંઇ તારતમ્ય હોય તે પણ કહો.

૧૧૫. મ્હારામાં અવિદ્યા ઘણી છે અને તે નખથી તે શિખા (કેશ) પર્યંત લપટાયલી છે તે આપ કૃપા કરીને મટાડો.

૧૧૬. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ એ ત્રણે બ્રહ્મનાં ત્રિગુણ સ્વરૂપ છે. અને તે સૃષ્ટિમાં પ્રકૃતિના કારણથી ત્રણ પ્રકારના ( સત્વ, રજ, તમ ) થયેલ છે.

૧૧૭. રજોગુણથી બ્રહ્માએ સૃષ્ટિ સ્રજી અને સત્વગુણરૂપ વિષ્ણુએ તેનું પ્રતિપાલન કર્યું અને જેમના કપાળમાં ચંદ્ર બીરાજે છે એવા તમોગુણના અધિષ્ઠાતા મહેશ ( મહાદેવજી ) એમણે સંહારકપણું સ્વીકાર્યું છે.

નરહર વામન મચ્છ કચ્છ હેં એ અંસાવતાર;
અંસાવતાર શ્રી, પરશુરામ મુનિ તાર. ૧૧૮
મચ્છ કચ્છ વારાહ હરિ, ધર્યો કલા અવતાર;
યોં યોં યહ અવતાર ભયે, કલા પાય હરિ સાર. ૧૧૯
વે મર્યાદાકેલી યે અરુ, ભક્તન કોં સુખ દેત;
અંસ કલા પ્રગટ ભયે, નામરૂપ ચિત્ત ચેત. ૧૨૦
ભેદ કહ્યો તારીત ચિતે, અનંત રૂપ અરુ નામ;
તબ તબ રૂપ ધર્યો હરિ જબ જબ ભક્તિકી ગ્લાન. ૧૨૧

---

૧૧૮. નરહરિ, વામનજી, મત્સ્ય અને કચ્છપ એ અંશાવતાર છે. વળી પરશુરામજી પણ અંશાવતાર છે.

૧૧૯. મત્સ્ય, કચ્છપ અને વારાહજીરૂપે શ્રીહરિએ કલારૂપે અવતાર ધારણ કર્યો છે, એ પ્રમાણે ભગવદવતારો શ્રીહરિના કલાવતારરૂપે થયા છે તથાપિ તે સર્વ શ્રીહરિનાંજ સ્વરૂપ છે.

૧૨૦. ભગવદવતાર થવાનું કારણ વેદધર્મની મર્યાદા રાખવા સારૂ તથા ભક્તજનોને સુખ આપવા સારૂ અંશ કલાદિ અવતાર પ્રગટ થયા છે માત્ર કહેવા પૂરતોજ નામરૂપનો ભેદ છે. એમ મનમાં ધારણ કર.

૧૨૧. જે પ્રમાણે વેદે કહ્યું છે તે રીતે એક આપ હરિ સદા સ્વયંભૂ પરબ્રહ્મ છે. તેનાં અપાર નામ ગુણરૂપ સ્વરૂપો જે જે વખતે ભક્તિધર્મની ગ્લાનિ થાય છે તે તે વખતે તે બ્રહ્મ ધારણ કરે છે.

શ્રીરામચંદ્ર પુરુષોત્તમ, અંસ કહે સો મૂઢ;
લીલા કારન ભેદ હે વે તો પુરુષોત્તમ હે ગૂઢ. ૧૨૧
રામ કૃષ્ણ કછુ ભેદ નાહું ઇક સ્વરૂપ હે હરિ આપ;
ભક્તિ આપુની સ્થાપકે, નામ લેત ગયે સબ પાપ. ૧૨૨
આધિભૌતિક આધ્યાત્મિક, આધિદૈવિક તે રૂપ,
શ્રીહરિ કે નિત્ય હે, ગીતા કહે અનૂપ, ૧૨૩
સકલ ભૂત ક્ષર રૂપ હે, અક્ષર વ્યાપક પાય;
અક્ષરહૂ તે ચો અધિક, સો પુરુષોત્તમ રાય, ૧૨૪

---

૧૨૧. શ્રીરામચંદ્રજીનો અવતાર પુરુષોત્તમનો છે. છતાં તેને જે કોઈ અંશ કહે છે તે મૂઢ (અજ્ઞાની) છે. માત્ર મર્યાદારૂપી લીલાકારણ પુરતું તારતમ્ય છે. બાકી તેમાં પણ તેજ સ્વયંબ્રહ્મ પુરુષોત્તમ બિરાજી રહેલા છે.

૧૨૨. તેજ પ્રમાણે રામ (બલરામ) અને શ્રીકૃષ્ણમાં પણ કાંઇ ભેદ નથી. જે એક અનાદિ સ્વયંબ્રહ્મ છે તેજ પોતે શ્રીકૃષ્ણ સ્વયં ભગવાન છે, ને તે પોતાનું ભક્તિનું સ્થાપન કરે છે. તે બ્રહ્મનાં અનંત નામ છે, તેનો જપ કરવાથી સર્વ પાપથી મુક્ત થવાય છે.

૧૨૩. ભગવદ્‌ગીતામાં શ્રીહરિને તથા તેનાં વિવિધ સ્વરૂપ આધિભૌતિક આધ્યાત્મિક અને આધિદૈવિકપણાનાં નિત્ય હોવાનું અનુપમ વર્ણન છે.

૧૨૪. અધિભૌતિક સ્વરૂપ સર્વ પ્રાણીમાત્ર ક્ષર રૂપે છે, ને તેમાં અક્ષર બ્રહ્મ વ્યાપકપણે છે, આધ્યાત્મિક સ્વરૂપ અક્ષરબ્રહ્મ ધામ છે, એ અક્ષરથી પર આધિદૈવિક સ્વરૂપ પુરુષોત્તમ તે સર્વથી શ્રેષ્ઠ (ઉત્તમોત્તમ) છે.

દ્વે પુરુષ સો નિત્ય હેં, બંધ મુક્ત કહે જીવ.
ક્ષર જીવતેં બડ અક્ષર, એહ કહત સો ઈવ. ૧૨૫
કૂટસ્થ રૂપ ક્ષર ઉચ્ચરે, અક્ષર દિવ્ય હિ ભવ્ય;
તાહિતેં પુરુષોત્તમ અધિક, જીન જન્મ કર્મ હેં દિવ્ય ૧૨૬
સત્ ઓર ચારોં વ્યૂહ સહ, અરુ આનંદ નિધાન;
જ્યાંહાં તૃતીય વ્યાપક કહે, શ્રીપુરુષોત્તમ ભગવાન. ૧૨૭
અક્ષર લોં ગનિતાનંદ હેં, તાસું લહત હેં ગાૈન;
પુરુષોત્તમ પરતેં પરેં, તાકી સમ નહિં કાૈન. ૧૨૮

---

૧૨૫. બે પ્રકારના પુરુષ નિત્ય છે. (૧) બદ્ધ, (૨) મુક્ત, આ બન્નેને જીવ સંજ્ઞા કહે છે. ક્ષરરૂપ જીવથી અક્ષરબ્રહ્મ શ્રેષ્ઠ છે. વેદમાં એ પ્રમાણે વર્ણન છે.

૧૨૬. કૂટસ્થ રૂપને ક્ષર કહે છે, અને અક્ષર ને દિવ્ય ( અપ્રાકૃત ) ભવ્ય કહે છે. એ બન્નેથી ( ક્ષર અને અક્ષરથી ) અધિક ( શ્રેષ્ઠ ) પુરુષોત્તમ છે, ને તેમના અવતારરૂપના સર્વ જન્મો અને કર્મો ( ચરિત્રો ) દિવ્ય ( અપ્રાકૃત ) હોય છે.

૧૨૭. તે બ્રહ્મ સત્ છે અને તે ચારે વ્યૂહ ( સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ, અને વાસુદેવ ) સહ આનંદના ભંડારરૂપ છે. તેથી આનંદમય બ્રહ્મ કહેવાય છે. જ્યાં ત્રીજા વ્યાપક બ્રહ્મ કહ્યા છે તે શ્રીપુરુષોત્તમ ભગવાનનાં રૂપ છે.

૧૨૮. ઉપનિષદમાં કહ્યા પ્રમાણે અક્ષરબ્રહ્મપર્યંતનો આનંદ ગણિત ( ગણનામાં આવી શકે તેટલો માપવાળો ) છે તેથી તેને ગાૈણ જાણે છે. અને જે પરાપરે પુરુષોત્તમ છે તે અગણિતાનંદ ( પૂર્ણ પરમાનંદ ) છે. માટે તેની સમાન અન્ય કોઈ પણ કહી શકાય નહીં.

ક્ષરમેં સત પ્રગટ હૈ, અક્ષર સત ચૈતન્ય,
પુરુષોત્તમમેં સબ પ્રગટ, વ્હે ભજન અતિ ધન ધન્ય. ૧૨૯
ચૈતન્ય સો જીવાત્મા, બંધ મુક્ત તોહે જીવ;
જીવ માયા દોઉ અનાદિ હૈ, અક્ષર ચૈતન્ય દિવ. ૧૩૦
માયાદિ સબ બ્રહ્મ કે, ભીતર રહત જુ આદિ,
તાતેં દુહુ નિત્ય જસ, મૂલ બ્રહ્મ અનાદિ. ૧૩૧
આત્મા જાને કાહા ભયો ? જો ન જાન્યો સર્વાત્મ સ્વરૂપ;
સર્વાત્મા સર્વત્ર તહુ પરસ્વરૂપ બ્રજભૂપ. ૧૩૨

---

૧૨૯. સત્, ચિત, આનંદ, ત્રણ મળીને સદાનંદ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ છે. તે પૈકી ક્ષરરૂપ જગતમાં સત્ પ્રગટ છે. અને અક્ષર સત ચૈતન્ય છે અને પુરુષોત્તમમાં સત્ ચિત અને આનંદ ત્રણે પ્રગટ છે તેનું ભજન કરે તે અત્યંત ધન્ય ધન્ય છે.

૧૩૦. ચૈતન્ય તે જીવાત્મા અને બંધનને મુક્ત થનારો તે જીવ છે. જીવ અને માયા બન્ને અનાદિ છે. અને અક્ષર ચૈતન્ય-રૂપ દિવ્ય ( અપ્રાકૃત ) છે.

૧૩૧. જીવ અને માયા વગેરે સર્વ બ્રહ્મમાં અનાદિ કાળથી રહેલ છે. તેટલા સંબંધના કારણને લઇને એ જીવ અને માયા એ બન્નેને મૂળ અનાદિ બ્રહ્મની માફક નિત્ય કહે છે.

૧૩૨. કેટલાક આત્મા પર્યંતનું જ્ઞાન મેળવે છે. પરંતુ તેટલે સુધીનું જ્ઞાન સંપૂર્ણ ન કહેવાય. કેમકે જયાં સુધી તે આત્મા સર્વમાં હોવાથી સર્વાત્મસ્વરૂપ ( ભગવદ્રૂપ ) જગત છે એમ ન જાણે ત્યાં લગી પૂર્ણ જ્ઞાની ન કહેવાય. વળી એ પરમાત્મા સર્વત્ર છે તથાપિ તેથી પર ( શ્રેષ્ઠ ) પરમાત્મા સ્વરૂપ વ્રજાધિપતિ શ્રીકૃષ્ણ છે.

સબકે સુખદ હૈ હરિ, તાહે ભજે ક્યોં ન ભૂર,
પૂજ્ય પૂજ્ય હેં સબન કોં, ઇશ કોટિ મુનિ સુર. ૧૩૩
સબતેં અધિક સો પુરુષોત્તમ, આત્મ પરમાત્મ અભેદ;
શ્રીપુરુષોત્તમકી ભક્તિ કિયે, મીટે જન્મ મરનકો છેદ. ૧૩૪
રૂપરાશિ આનંદ ઘન, શ્યામાશ્યામ કિશોર;
વેહિ ભક્ત કે હૃદયમેં, બસહિ સદા ચિત્ત ચોર. ૧૩૫

---

૧૩૩. યદ્યપિ સર્વમાં તેજ બ્રહ્મ હોવાથી જગત્ બ્રહ્મરૂપ છતાં તે વિશ્વને કોઇ કેમ પૂજતું નથી ? ને પરમાત્માનુંજ કેમ યજન થાય છે ? આ વાતને પ્રચલિત જગ વ્યવહાર તપાસી જોઇશું તો જણાશે કે, તે પર પરમાત્મા ( શ્રીહરિ ) તેજ સમગ્રને સુખ આપવાવાળા છે. યદ્યપિ જગત્માં વિશેષ વિભૂતિવાળાનું પૂજન તથા દેવાદિકનું પૂજન થાય થાય છે, તથાપિ તે પૂજ્યને પણ પૂજા કરવા યોગ્ય તે પરબ્રહ્મ છે. માટે તે સર્વના પૂજ્ય છે અને એમ જાણીનેજ તે સર્વેશ્વર પ્રભુને ઇશ્વર કોટિનાં ગુણ બ્રહ્મસ્વરૂપ, તથા દેવો અને ઋષિમુનિઓ પણ તેને પૂજે છે.

૧૩૪. માટે સર્વથી વિશેષ પરબ્રહ્મ પુરુષોત્તમ છે. અને સમગ્રમાં બિરાજતા આત્મા તે પરમાત્મા સાથે વાસ્તવિક રીતે અભેદ છે. ( અગ્નિ વિસ્ફુલિંગ ન્યાયે અગ્નિમાંથી ઉત્પન્ન થતા તણખાઓ પણ અગ્નિસ્વરૂપજ કહેવાય ) તથાપિ વિભૂતિરૂપ આત્માથી પર જે પરાત્પર પુરુષોતમ છે તેની ભક્તિ કર્યાથીજ જન્મમરણની સંસૃતિ ટળે છે.

૧૩૫. તે પુરુષોત્તમ સૌંદર્યમાં રૂપના ભંડારરૂપ અને અગણિત આનંદરૂપ છે તે કિશોરાકૃતિ વયના શ્રીરાધાપુરુષોત્તમ છે. તેજ સ્વકીય ભક્તજનના હ્રુદયમાં વિરાજે છે અને તે વિશ્વ મોહિની સ્વરૂપ દરેકના ચિત્તને આકર્ષણ કરે છે.

તારતમ્ય અંસ અસીનકાં સ્વામિસેવક ભાવ;
જાહિ કાં જસ ભાવ હૈં તાહિ તસ દરસાવ. ૧૩૬
સો પુરુષોત્તમ ભક્ત હિત, શ્રી સ્વામિની અનુરાગ;
બ્રજમેં પ્રગટે પ્રગટ પ્રભુ, નંદ યશોદા ધામ. ૧૩૭
ઓર સકલ બિભૂતિ કલા, અંસાદિ ગુન પાય;
પૂરન પુરુષોત્તમ પ્રગટ, પ્રગટે સો બ્રજ આય. ૧૩૮
શ્રીકૃષ્નચંદ્ર કો રૂપ ગુન જબ જાન્યો નિશ્ચે જીવ;
ભાગવત કથા શુકદેવજી કહી પારીક્ષત સેવ. ૧૩૯

---

૧૩૬. કડી ૧૩૪ માં કહ્યા પ્રમાણે આત્મા અને પરમાત્મને વિષે અભેદપણું છે, તથાપિ અંશરૂપ આત્મા છે અને અંશીરૂપ પરમાત્મા છે. માટે અંશરૂપ જીવે અંશી પરમાત્માનું સેવન પોતે સેવક અને ઇશ્વર સ્વામિ એવા ભાવથી યજન કરવું જોઇએ. એવી શ્રુતિ પણ સ્પષ્ટ છે. જેનો જેવો ભાવ છે તે પ્રમાણે પ્રભુ તેના ભાવને અનુકૂળ થઇ દર્શન આપે છે. એમ ભગવદ્ગીતામાં પણ શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુનને કહેલું છે

૧૩૭. કડી ૧૩૫ માં કહ્યા પ્રમાણે એ યુગલ સ્વરૂપ (શ્રી રાધા પુરુષોત્તમ) ભક્તિરૂપ ભક્તજનના હિતને અર્થે પરમ પ્રીતિના કારણથી વ્રજમાં પ્રત્યક્ષ (સાક્ષાત્કાર) શ્રીનંદરાયજી અને શ્રીયશોદાજીને ત્યાં પ્રગટ થયા.

૧૩૮. એ પરાત્પર પુરુષોત્તમ વ્રજમાં પ્રગટ થયા છે તે પૂર્ણ પરબ્રહ્મ છે અને બાકીનું સર્વ વિભૂતિ કલા અંશાદિ ગુણ રૂપ છે.

૧૩૯. પરબ્રહ્મ શ્રીકૃષ્ણચંદ્ર અનંત નાનારૂપ ગુણના ભંડાર છે અને જીવ તે પરમાત્માનું આત્મસ્વરૂપ છે, અંશરૂપ છે, એમ નિશ્ચય કરીને જાણ્યું ત્યારે શ્રીશુકદેવજીએ પરીક્ષિત રાજાને શ્રીમદ્ભાગવતની કથા કહી બતાવી છે.

વહુ બાત ગીતા ભિશે, પાર્થ સોં કહિ આપ;
વિશ્વરૂપ દેખાય કે, મિટયો સકલ સંતાપ. ૧૪૦

વહુ બાત જયદેવજી કહિ, ગીતગોબિંદમેં ગાય;
દશાકૃતિકૃત કૃષ્ણ કો, પ્રેમ પ્રણામ કરાય. ૧૪૧
તાતેં સબ પ્રકાર કરિ, સબકે પ્રભુ ગોપાલ;
ઉનહીકી સેવા સુખદ, ઔર સબેં જંજાલ ૧૪૨

બડો લાભ હરિ ભક્તિ મેં, અતિ દુર્લભ સો આહે;
જાકોં હોવેં હરિ કૃપા, હરિ જન પાવે તાહે. ૧૪૩

ચાર ચિન્હ હરિભક્તિકે, પ્રગટહી કહી દેત;
ભાવ ભક્તિ ઔર દીનતા પર દુઃખકોં હરી લેત. ૧૪૪

---

૧૪૦. વળી એજ વાત શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં પારથ (અર્જુન) પ્રત્યે પોતે શ્રીકૃષ્ણચંદ્રે કહીને પોતાનું સ્વરૂપ સમગ્ર વિશ્વરૂપ હોવાનું દેખાડયું ત્યારે અર્જુનના સર્વ સંતાપ નિવૃત્ત થયા.

૧૪૧. એજ વાત અષ્ટપદીમાં ગીતગોવિંદ કાવ્યે ભગવદ્ભક્તરાજ શ્રી જયદેવજીએ દશે અવતારોના અવતારી શ્રીકૃષ્ણને વર્ણી તેમને પ્રેમપૂર્વક પ્રણામ કરેલા છે.

૧૪૨. તેથી સર્વ પ્રકારથી નિશ્ચય એ થાય છે કે, સર્વના પ્રભુ (સ્વામી) ગોપાળ (શ્રીકૃષ્ણ) છે. માટે તેમની સેવા કરવી એજ સર્વ પ્રકારના ઉત્તમ સુખને આપવાવાળી છે, અને એ ભગવતથી વ્યતિરિક્ત સર્વ જંજાલરૂપ છે.

૧૪૩. શ્રીહરિની ભક્તિમાં અત્યંત લાભ છે અને તે અતિશય દુર્લભ છે, જેના ઉપર શ્રીહરિ અનુગ્રહ (કૃપા) કરે ત્યારે હરિજનને પ્રાપ્ત થાય છે.

૧૪૪. એ હરિભક્તિનાં ૪ ચાર ચિન્હ (લક્ષણો) ખુલ્લાં કરીને કહે છે કે, ભક્તિ, ભાવ અને દૈન્ય, તથા બીજાને થતું દુઃખ મટાડવું.

જહાં જાય તહાં મતિ ડર, કહું ના છોડે કાલ;
નિશ્ચે નરક નર જાનિયો, બિના શરણ ગોપાલ. ૧૪૫
સુખ નાંહિ ત્રૈલોકમેં સબે કાલબસ જાહે,
બિના ગિરિધરન દુઃખ હરન, ઓર ના દૂજે આહે. ૧૪૬
નિગમાગમ ઇતિહાસ સ્મૃતિ, સોધે સબે પુરાન;
શ્રીપુરુષોત્તમ ભજન બિન, જીય સુખ નાંહિ નિદાન. ૧૪૭
કોઇ કહત બ્રહ્મા બડો, કોઉ કહત સુર મહેશ;
કોઉ ગનેશ દેવી કહત, તીનકું ગ્યાન નહિં લેશ. ૧૪૮

---

૧૪૫. આ પ્રમાણે જાણનારો જયાંહાં જાય ત્યાં નિડર (નિર્ભય) રહે છે. વળી કાળરૂપ બ્રહ્મની સત્તા સર્વત્ર છે, મૃત્યુ કોઇને છોડતું નથી, એમ જાણી શ્રીહરિને શરણે રહેવાથી નિર્ભય થવાય છે. શ્રીહરિને શરણે ગયા વગર અધોગતિને પમાય છે. અથવા શ્રીહરિના સંબંધ વગરનું માયિક સર્વ સુખ વિષ્ટાતુલ્ય છે.

૧૪૬. ત્રિલોકનું સર્વ સુખ અનિત્ય છે, કારણ કે તે કાળે કરીને નષ્ટ થાય છે. સુખમાત્ર બ્રહ્મના કાલ સ્વરૂપને આધીન છે. શ્રીગિરિરાજધરણ (શ્રીકૃષ્ણ ભગવાન) વગર સર્વત્ર દુઃખ દુઃખ ને દુઃખજ છે, અને સર્વ દુઃખને નિવૃત્ત કરનાર એ પ્રભુ સિવાય અન્ય કોઇ નથી.

૧૪૭. વેદ અને શાસ્ત્ર સ્મૃતિ ઇતિહાસ (મહાભારત રામાયણાદિ) અને પુરાણો એ સર્વને તપાસી જોયાં તો તેમાંએ છેલ્લો સાર જણાયો કે શ્રીપુરુષોત્તમનાં ભજન (સેવન) વગર જીવને કોઈ પણ સુખદાયક નથી.

૧૪૮. છતાં કોઇ કહે છે કે, બ્રહ્મા મોટા, તો કોઇ કહે છે કે દેવો મ્હોટા, તો કોઇ કહે છે, કે મહાદેવજી મ્હોટા

યા બિધિ કહત સો નારકી, શ્રુતિ મારગ મૃગ બાધક,
હરિ સમ કોઉ નાંહિન બડો; ના કોઉ ઉનસેં અધિક. ૧૪૯
પ્રણુતપાલ બિરદાવલી, જીન ચરનનકી બાન;
શોક હરન સંશય દલન, કરન સુમંગલ ખાન. ૧૫૦

---

ત્યારે કોઇ કહે છે કે, ગણપતિ મ્હોટા, તો કોઇ કહે છે કે દેવી ( શક્તિ ) મ્હોટી. એ પ્રમાણે કહે છે પણ તેમને એક શુદ્ધ અદ્વિતીય બ્રહ્મનું જ્ઞાન નહીં હોવાથી તેમને કાંઇ પણ બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત થયું નથી એમ જાણવું.

૧૪૯ શુદ્ધ, અદ્વિતીય બ્રહ્મને ન જાણતાં જૂદા જૂદા (બ્રહ્મથી વ્યતિરિક્ત) અનેક બ્રહ્મ વા એક એક ગુણાભિમાની દેવતાને બ્રહ્મ કહે છે તેવા જીવ નારકી ( જન્મમરણની સંસ્કૃતિ વાળા) છે. એવા એવા શ્રવણે પડતા વિવિધ માર્ગો જેમ મૃગને રાગે કરીને શ્રવણેન્દ્રિય રસે કરીને મારે છે તેવા છે. તે મોહ જાળમાં ફસાયલો છે. શુદ્ધ બ્રહ્મનો મર્મ ન જાણનારાનાં વચનો મિથ્યા જેવાં કહી પોતાને તથા બીજાને ભ્રમ ( સંદેહ )માં નાખવાવાળાં છે એમ કહી સિદ્ધાંત કહે છે કે-શ્રીહરિની સમાન કોઇ પણ થઇ શકે નહીં, ત્યારે તે પરબ્રહ્મથી અધિક તો કોઇ પણ કયાંથીજ થઇ શકે ?

૧૫૦ ભગવદ્ગીતામાં અર્જુનને શ્રીકૃષ્ણ પરમાત્માએ આવુંજ કહેલું છે. એ પરબ્રહ્મનું પ્રણુતપાલ ( શરણાગત જનનું પ્રતિપાલન કરવું એવું શરણાગત વત્સલ ) પણાનું બીરદ છે. વળી પ્રભુનો સહજ સ્વભાવ કહેલ છે કે શરણે આવેલા જનના શોક અને સંશયને હરણ કરીને દરેક પ્રકારનું શુભ મંગળરૂપ આનંદની ખાણનું દાન કરે છે.

શિવ તાકું સેવત ભજે, સેવે હરિકે ચરન;
બ્રહ્મા હૂ ભ્રમે નાલમેં, સુખ પાયે ભયે શરન. ૧૫૦

પંચવદન પાંચો મુખે, કરતહેં જાનત નાંહે,
સો હરિ દૂર ન પ્રગટ હે, રહત સદા બ્રજમાંહે. ૧૫૧

ચતુરાનન ચો બેદ કરિ ફિરિ ફિરિ કહેત હેં નેતિ નેત.
સો હરિ પ્રગટે ભક્ત હિતુ, અંક યશોદા લેત. ૧૫૨

---

૧૫૦. શ્રીમહાદેવજી જેને સેવવાથી શિવ ( કલ્યાણ ) રૂપ પણાને પ્રાપ્ત થયા છે અને અદ્યાપિ પર્યંત તે પરબ્રહ્મના ચરણ-કમળને સેવે છે. વળી બ્રહ્માજી શ્રીનારાયણની નાભિકમળમાંથી પ્રગટ થયા પછી તે બ્રહ્મ કમળની નાળમાં ઘણા કાળ પર્યંત ભમ્યા હતા પછી તેમણે જ્યારે શ્રીહરિની શરણાગતિરૂપ આશ્રય કર્યો ત્યારેજ સુખ શાંતિને પામ્યા હતા.

૧૫૧. વળી પંચવદન ( પાંચે મુખારવિંદથી ) જે પરબ્રહ્મની સ્તુતિ અર્ચનાદિ કરે છે, તથાપિ તેના પારને તે પણ પામી શકતા નથી. તે શ્રીહરિ કાંઇ વેગળા નથી, પણ નજીક અને પ્રગટ છે, તે પરબ્રહ્મ સદા વ્રજમાં વિરાજે છે.

૧૫૨. વળી બ્રહ્માજી ( ચાર મુખારવિંદવાળા ) ચારે મુખેથી ચારે વેદથી જેનું ગાન કરે છે. તે વેદ ( શબ્દ બ્રહ્મ ) પણ ફરી કરીને કહે છે કે ન ઇતિ-ન ઇતિ ( ન સમાપ્ત-ન સમાપ્ત ) અર્થાત્ જે કાંઇ વેદે બ્રહ્મ સ્વરૂપનું વર્ણન કરેલું છે તથાપિ તે પરબ્રહ્મનું જેવું ને જેટલું જેટલું અપાર સ્વરૂપ મહિમા આદિ છે તેટલું સંપૂર્ણ વર્ણન સ્વયંપ્રમાણરૂપ વેદથી પણ થઇ શકતું નથી એ સમજાવવાને સારૂ એમ કહી તે બ્રહ્મને અપાર

બ્યાસ કહા જાને ગુન. શેષ કહત અનંત;
સહસ્ર જીહ્વા નિત નયે ગુન, તીનહુ ન પાવે અંત, ૧૫૩
બેદ બેદાંત હુ કરી નાંહિ પાઇયે, નહિ યજ્ઞ નાંહ દાન;
શુષ્ક જ્ઞાન તેં પૈયે નહિં, પૈયે ભક્તિ વિધાન. ૧૫૪
ભક્ત હેત બિષ પાન કિયો, ભક્તહિત સંકટ ટારિ;
ભક્ત હેત તૃણાવર્ત હન્યો; ટાર્યો ભૂમિકો સબ ભાર. ૧૫૫

---

કહે છે. તે પરબ્રહ્મે ભક્તજનોનું હિત કરવાને સારૂ શ્રીકૃષ્ણાવતાર ધારણ કર્યો ત્યારે તેમને શ્રીયશોદામાતૃચરણે ઉત્સંગમાં લેઇ રમાડયા છે.

૧૫૩. તે પરબ્રહ્મનું ભગવજ્જ્ઞાનાવતાર શ્રીવેદવ્યાસજી પણ શું વર્ણન કરી શકે? વળી શેષજી કે જેહને અનંત કહે છે તે સદા સર્વદા અનંત કાળથી હજાર જીહવાએ કરીને નિત્ય નવનવા ગુણો ગાયાજ કરે છે તથાપિ તે પણ પાર પામી શકયા નથી.

૧૫૪. એ પરબ્રહ્મની પ્રાપ્તિ કેવળ વેદ કે વેદાંતરૂપ ઉપનિષદો પોતાની મેળે ગુરુગમ વગર ભણે તો તેણે કરીને, કે યજ્ઞો કરવાથી કે દાનાદિ કે કરીને કે સુકા જ્ઞાને કરીને ( ભક્તિભાવ રહિતના શુષ્ક જ્ઞાને કરીને ) થઇ શકે નહિ. પરંતુ ભક્તિના વિધાને કરીનેજ પ્રાપ્ત થઈ શકે છે.

૧૫૫. જુઓ કે ભક્તના હિતને સારૂ પ્રભુ વિષ ( ઝેર )નું પાન કરે છે. ભક્તના હિતને સારૂ તેનાં સર્વ સંકટોને દૂર કરે છે. ભક્તના હિતને સારૂ તૃણાવર્ત ( અસુર )ને માર્યો. અને પૃથ્વી ઉપર અધર્મનો ભાર વધી પડયો હતો તે બોજો ઉતાર્યો.

તરૂ તારે ઓર બર દીયો, ભકત હેત જીય જાન;
ભકત હેત ગોકુલ હુતે, વૃંદાવન લીયો માન. ૧૫૬
બછરા ચરાયે ભકતહિત, અસુર હુને ભૂ ભાર;
બાલક લીલા બાલકન સંગ, ખેલે સબ બન મોઝાર, ૧૫૭
ભકત હેતુ કરિ બ્રજબધુન, પ્રભુ ઉપજાયો અનુરાગ;
ચીર હરન કરી બર દીયો, તબેં હોઉ મનોરથ ભાગ. ૧૫૮
ભકત હેત ધનુક બધ્યો, ભકત હેત અઘ ખ્યાલ;
ભકત હેત બ્રહ્મા ભ્રમે, મોહ ભયો તતકાલ. ૧૫૯

---

૧૫૬. નલકૂબર અને મણિગ્રીવને ભગવદ્રૂપ દેવર્ષિ નારદજીદ્વારા શાપાનુંગ્રહપ્રસંગે આવેલું વરદાન ઉલૂખલ બંધન પ્રસંગે તે બન્ને વૃક્ષોને શ્રીકૃષ્ણે સ્પર્શ કરી તેમનો ઉદ્ધાર કર્યો ભકતના હેતને સારૂ પ્રભુ ગોકુળમાં વિરાજ્યા. અને વૃંદાવનમાં માનાદિક લીલા ભકત જનના હિતને સારૂ કરી.

૧૫૭. ભક્તના હિતને સારૂ જેમણે ગાયોનાં વાછરડાં ચાર્યાં. અસુરોનો સંહાર કર્યો, બાળલીલા ગોપ સખા સાથે કરી, વૃંદાવનમાં ખેલ કર્યો.

૧૫૮. ભક્તના હિતને સારૂ વ્રજભક્ત ( ગોપીજન ) ને પ્રભુએ પોતા પરત્વે સ્નેહ ઉપજાવ્યો, ચીર હરણ લીલા કરી તેમને વરદાન આપ્યું. અને તેમણે કરેલા મનોરથોને સિદ્ધ કર્યા.

૧૫૯. ભક્તના હિતને સારૂ ધેનુકાસુરનો વધ કર્યો, વળી શ્રીનંદરાયજી ભગવદ્ભકતના હેતુ સારૂ અઘ ( પાપ–દુઃખ ) રૂપ સુદર્શન સર્પ ( અજગર ) તેણે શ્રીનંદરાયજીને ગળેલા તેમાંથી છોડાવી તે સુદર્શન અજગરને ચરણ સ્પર્શ કરાવી, મુક્તિ આપી.

ભક્ત હેત રાગ આપહી, ભયે બચ્છ અરુ બાલ;
તબ બ્રહ્મા કો ભ્રમ ગયો, સ્તુતિ કરી રસાલ. ૧૬૦

ભક્ત હેત કાલી દમ્યો, ભક્ત હિત કિય દુઃખ દૂર;
અગ્નિ પાન કાર બ્રજજનનકોં, નિર્ભય સજીવન મૂર. ૧૬૧

ભક્ત હેત બલ ઇંદ્રકો, મેટયો આપને પાન,
ભક્ત હેત ગિરિ કર ધર્યો, કૌગ અધિક જીયજાંન. ૧૬૨

---

ભક્તના હિતને માટે પ્રભુએ લીલા કરેલી તેમાં બ્રહ્માજીને મોહ થવાથી બુદ્ધિ ભ્રમિત થઇ તે વત્સગોપગાયોને ૧ વર્ષ પર્યંત હરી ગયા ત્યારે પ્રભુએ તેવીજ નવીન સૃષ્ટિ કરી આખરે બ્રહ્માજીએ શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે એમ જાણ્યું.

૧૬૦. ભક્તને માટે પ્રભુએ વત્સ ગોપબાલાદિ નવીન રચ્યાં ત્યારે બ્રહ્માજી મોહથી રહિત થયા અને બ્રહ્માજીએ શ્રીકૃષ્ણને ભગવાન જાણી પછી સ્તુતિ કરી.

૧૬૧. ભક્તના સુખને સારૂ કાલિનાગને નાથ્યો. ભક્તના હિતને માટે દુઃખ દૂર કર્યું. વળી વ્રજભક્તની રક્ષા કરવાને માટે દાવાનલનું પાન કર્યું ને તેમની અનેકવાર રક્ષા કરી નિર્ભય કર્યા.

૧૬૨. ભક્તના હિતને સારૂ ઇંદ્રનો બલિ ( યાગ ) બંધ કર્યો ગિરિરાજમાં પોતાનું સ્વરૂપ પ્રગટ કરી અન્નકૂટની સામગ્રી ભોગમાં આણી ભક્તના હિતને વાસ્તે ગિરિરાજ પર્વતને પોતાના શ્રીહસ્ત ઉપર ૭ સાત દિવસ પર્યંત ધારણ કર્યો. ઇંદ્રને સાભિમાનતાના કારણથી કોપ થયો તેણે કરેલી મેઘવૃષ્ટિથી ભક્તનું રક્ષણ કર્યું.

ભક્ત હેત મુરલી બજે; ગોપી લઈ બુલાય;
રાસ કિયો શ્રી જમુના પુલિન, સબસું પ્રીતિ મિલાય. ૧૬૩
તીન સબમેં શ્રી સ્વામિની, અસ પ્રિય નહીં કો આંન;
જાકે ગુન કરિ બધી રહે, નિર્ગુન બેદ પ્રમાન. ૧૬૪
શ્રી સ્વામિની કે હેત કરિ, અજ પ્રગટે બ્રજ આય;
શ્રી પ્યારી કે હેતતેં, શ્રીબ્રજ તજી અનત ન જાય. ૧૬૫
શ્રીસ્વામિનીકે રૂપગુન, બરની સકે નહિ કોય;
શ્રી જાકે ઉરમેં બસે, સેવક હોય રહે સોય. ૧૬૬

---

૧૬૩. ભક્તજનના ઉપર અનુગ્રહ કરવાને સારૂ બંસીનો નાદ કર્યો અને શ્રીગોપીજનને અર્ધ રાત્રિએ વનમાં બોલાવ્યાં, ત્યાં રાસારંભ શ્રીયમુનાજીના કાંઠે કરી સવ સાથે પોતાની પ્રીતિ પ્રગટ કરી.

૧૬૪. યદ્યપિ વ્રજભક્ત ( ગોપીજન ) માત્ર પોતાને (પ્રભુને) પ્રિય છે તથાપિ તેમાં પણ સર્વોપરી પ્રીતિ શ્રીસ્વામિનીજીની ઉપર દર્શાવી. જે પ્રભુ નિર્ગુણ ( ત્રિગુણથી પર ) છે છતાં તે પ્રભુ તે ભક્તજનોના સ્નેહરૂપી ગુણો કરીને બંધાઇ રહ્યા. વેદમાં જે બ્રહ્મને અજીત સ્વતંત્ર નિર્ગુણ કહે છે, તે પ્રભુ સ્વતંત્ર નિર્ગુણ છતાં પરાધીન અને સગુણ બ્રહ્મ થયા.

૧૬૫. શ્રીસ્વામિનીજીરૂપ ભક્તના હિતસારૂ અજન્મા પ્રભુએ વ્રજમાં જન્મરૂપ ( પ્રાકટય ) લઇ શ્રીરાધિકાજીના હિતાર્થ વ્રજ વૃંદાવન છોડીને જરાપણ દૂર જઇ શકતા નથી.

૧૬૬. એ શ્રીરાધિકાજીમાં પ્રભુના જેવા અપાર રૂપગુણ હોવાથી તેનું સંપૂર્ણ વર્ણન થઈ શકતું નથી. જેહના હૃદયમાં તે શ્રી મહારાણીજી બિરાજે તે પ્રભુસ્વરૂપ ભક્તિને યથાર્થ જાણીને તેના સેવક થઈ રહે છે.

એસે પ્રભુ ઇહ ભાંત કરી, અહો વહ ભક્તાધીન;
તાતેં હરિસમ નાંહીન કોઉ, અધિક હોય કોઉ લીન. ૧૬૭
યહ સમુઝી શુક સનકાદિ મુનિ, રહત સદા હરિ ધ્યાન,
નારદ નિત્ય અત પ્રેમસોં કર્યો કરત ગુન ધ્યાન. ૧૬૮
શ્રીશુક ઉપજત હિત ઉર પ્રીત રસમેં ભયે લીન;
કહ્યો ભાગવત ભક્તસોં કરે કૃતાર્થ દીન. ૧૬૯

---

૧૬૭. એવા પ્રભુ એવી રીતે ભક્તોને સારૂ અપાર હિતકારી કાર્યો કરે છે કે જે સ્વતંત્ર પ્રભુ તે પ્રેમભક્તિને વશ થઇ જાય છે. એ બહુ નવાઇનો અદ્ભુત બનાવ છે. તેથી એ શ્રીહરિની સમાન કોઇ પણ થઇ શકતા નથી ત્યારે તેથી અધિક તો અન્ય ક્યાંથીજ હોઇ શકે? કારણ કે સર્વનો લય અક્ષરમાં છે અને તે અક્ષરથી પણ પુરુષોત્તમ પર છે.

૧૬૮. એમ જાણીને શુકદેવજી અને સનકાદિક ઋષિઓ મુનિઓ એ પરબ્રહ્મ શ્રીકૃષ્ણનું સદા ધ્યાન કરે છે અને નારદજી સદાસર્વદા અતિશય પ્રેમપૂર્વક એ પ્રભુના ગુણાનુવાદનું ગાન કીર્ત્તન કરે છે. શ્રીશુકદેવજીની સ્થિતિ પિતા શ્રીમત્ વેદવ્યાસ કરતાં પણ ઉત્તમ હતી (એમ મહાભારતે શાન્તિપર્વ ઉત્તરાર્ધ ભાગ અધ્યાય ૧૫) માં ભીષ્મપિતામહનું વચન છે.

૧૬૯. શ્રીશુકાચાર્યજીને હૃદયમાં પ્રભુ ઉપર અત્યંત હેત (વ્હાલ) આવ્યાથી એ પ્રેમરસમાં નિમગ્ન (લીન) થઇને ભક્તિનું ભરેલું શ્રીમદ્‌ભાગવતપુરાણ પરીક્ષિત ભક્ત પ્રત્યે કહ્યું કે જે દીન જનોને પણ કૃતાર્થ કરનાર છે. એ શ્રીમદ્‌ભાગવતનું માહાત્મ્ય સ્કંદપુરાણ તથા પદ્મપુરાણના ઉત્તરખંડમાં સવિસ્તર વર્ણન કરેલું છે

તાતેં ભક્તિ સમાન કછુ, તીનહી લોકમેં નાંહિ;
જ્યા બિધિતેં ગિરિધરન રેહેત સદા મનમાંહે. ૧૭૦
સબેં આધીન ગિરિધરન કે, શ્રીગિરિધરહુ ભક્તાધીન;
યાહિતેં દુલ્લ્ર્ભ ભક્તિ હેં કહત દુઃખ વ્હે છિન્ન. ૧૭૧
યહ બિધ કહી હરિ ભક્તિકી, હરિહુ દીને હોય,
કે ભક્તનકી કૃપાકરિ અન્યોપાય નહિં કોય. ૧૭૨
તાહિતેં હરિભક્તિ જુ, દુર્લભ હેં ત્રૈલોક;
ભક્તિ સામ્ય કે ત્રાજુવે સબ સાધનહેં ફોક. ૧૭૩

---

૧૭૦. તેથી ભક્તિની સમાન અન્ય કોઇ પણ ત્રિલોકમાં નથી. જે રીતે ગિરિરાજ પર્વત ધારણ કર્યો તે પ્રભુને વિષે સદા મનવૃત્તિ જોડાઇ રહે તેમ કરવું.

૧૭૧-૧૭૨. જે ગિરિરાજધરણ પ્રભુ શ્રીકૃષ્ણને સર્વ કોઇ આધીન છે તે પરબ્રહ્મ ભક્તિને લીધે ભક્તજનને આધીન થઇ જાય છે. આ કારણથી સર્વોપરિ દુર્લભ ભગવદભક્તિની ઉત્કર્ષતા વર્ણન કરવાથી નિશ્ચય દુઃખ માત્ર દૂર થઇ જાય છે. એ પ્રમાણે શ્રીહરિભક્તિની રીત કહી. તે ભક્તિનું જયારે પ્રભુદાન કરે છે ત્યારે તેને પ્રાપ્ત થાય છે.

૧૭૩. એ પ્રમાણે શ્રીહરિની ભક્તિ સ્વર્ગ મૃત્યુ અને પાતાળ ત્રણે લોકમાં દુર્લભ છે. હવે એ ભક્તિની પરાકાષ્ઠારૂપ ઉત્કર્ષતા વર્ણવે છે કે, ભક્તિ સાથે સામ્ય કરવા સારૂ કાંટામાં સામે પાસે સર્વ સાધન માત્રને મુકીયે તોપણ તે સર્વે હલકાં જણાય છે એમ શ્રીમદભાગવતમાહાત્મ્યે પદ્મપુરાણે કહેલું છે. જુઓ અધ્યાય ૧ ના શ્લોકો ૧૨ થી ૧૫ સુધી.

ધર્મ અર્થ અરુ કામના, સબ મુક્તિ હેત કરે યોગ;
હરિભક્તિ જીન પ્રાપ્ત વ્હે અરુચિ હોઈ સબ ભોગ. ૧૭૪
ભક્તિ ન પૈયત યોગતેં નાહિ યજ્ઞ નાહિ દાન;
નાંહિ તપ નાંહિ તીર્થ ભ્રમે, નપૈયત શૂન્ય કરિ ધ્યાન. ૧૭૫
પ્રીત વહાં પરદા કહા ? પરદા વહાં કહાં પ્રીત ?
પ્રીત વહાં પરદા ભયા, તો પ્રીત નાહિં બિપરીત. ૧૭૬
હરિ પ્રીતિ પ્રાગટ્ય કોં, યહ હેં બડ ઇક ઉપાય;
સદાગુરુ કે સરન રહી ભક્તનસોં જત્ન મિલિ ધાય. ૧૭૭

---

૧૭૪. ધર્મ અર્થ કામ અને મોક્ષને સારૂ ત્રિવર્ગ કામના મુક્તિ થવા સારૂ કરે છે. પરંતુ જેને શ્રીહરિની ભક્તિ પ્રાપ્ત થાય તેને એ ત્રિવર્ગ કામના આદિ કોઇપણ ભોગ ભોગવવા રૂપી (ઇચ્છા)જ થતી નથી.

૧૭૫. એ ભક્તિયોગ યજ્ઞ કે દાન કે તપ કે તીર્થાટને કે શૂન્યવત નિરાકાર બ્રહ્મના ધ્યાને કરીને પણ પ્રાપ્ત થતો નથી.

૧૭૬. જેહને એ પ્રેમલક્ષણા ભક્તિ પ્રાપ્ત થાય છે તેને પ્રભુ સાથે કાંઇપણ પડદારૂપ આવરણ રહેતું નથી. અર્થાત્ પ્રત્યક્ષ સાક્ષાત્કાર બ્રહ્મનો સંયોગ થાય છે. જયારે કાંઇપણ આવરણ (પડદો) રહે ત્યારે તે પ્રીતિજ કેમ કહેવાય ? જયારે જે પ્રીતિમાં પડદો રહેતો હોય તો તેનું નામ પ્રીતિ નહીં પણ તેથી વિપરીત-પણું જાણવું.

૧૭૭. એ શ્રીહરિપરત્વે પ્રીતિ ઉપજાવવા રૂપ શ્રેષ્ઠ ઉપાય છે કે સદાશ્રીસદ્ગુરુને શરણે રહી એવી પ્રીતિવાળા ભગવદ્ભક્તોને ત્યાં દોડી જઇને તેમનો સંગ કરવો.

પાંડિત્ય બેદ પરિચય, તસક્રિય સત આચાર;
લીલા રસ રતિ મગ્નહેં, આચાર્યન અવતાર. ૧૭૮

કલ્પ સારસ્વતમધિ, રસમય લીલા કૃષ્ણ;
બ્રહ્મા માસહેં દ્વાદસો કલ્પ ચરિત હિય ત્રષ્ન. ૧૭૯

શ્રીગુરુકી સેવા કિયે, ઉપજૈ ભક્તિ અંકુર;
સર્વાત્મ નિવેદન કૃષ્ણકોં, શરન ગ્રહે દૃઢ ઉર. ૧૮૦

ભક્તનકિ સંગતિ કરે, સુદૃઢ હોય તબ મૂલ;
અજ્ઞાન નિકાસી જડનતેં તબેં મીટેં સબ સૂલ. ૧૮૧

---

૧૭૮. જે પંડિત હોય વેદ પારંગત હોય અને તે પ્રમાણે ક્રિયા અને સદાચારસંપન્ન હોય અને શ્રીભગવાનના પરમ રહસ્ય લીલારસમાં નિમગ્ન હોય તેવા ભગવદભક્તાચાર્ય હોય છે તેવાનો સંગ કરવો એમ કહેવાનો ભાવાર્થ જણાય છે.

૧૭૯. જે શ્રીકૃષ્ણ પરબ્રહ્મ પુરુષોત્તમ સ્વયં સારસ્વતકલ્પમાં એટલે બ્રહ્માના ૧૨ બારમા માસમાં પ્રગટ થયા તે સારસ્વત કલ્પાનુસારની શ્રીકૃષ્ણચરિત્રલીલા વિષે અંતરમાં ( હૃદયમાં ) તૃષ્ણા છે. સારસ્વત કલ્પ ૧૨ બારમો છે એમ મત્સ્યપુરાણે કલ્પાનુકીર્ત્તને શ્લોક ૩ માં લખેલું છે.

૧૮૦. શ્રીમત્સદ્‌ગુરુની સેવા કરવાથી ભક્તિરૂપી મનોરથની અંકુરી ઉદય થાય છે. માટે શ્રીગુરુદ્વારાએ દૃઢ શરણાગતિપણું હૃદયમાં ધારણ કરી શ્રીકૃષ્ણને સર્વાત્માનવેદન કરવું.

૧૮૧. ભગવદભક્તજનનો સુસંગ કરે ત્યારે એ ભક્તિરૂપી બીજનાં મૂળ સારી રીતે પોષણ થઇ દૃઢ થાય છે. અને તેણે કરીને અજ્ઞાનને જડમૂળથી ઉખેડી નાખે છે ત્યારે ભક્તિમાં પ્રતિબંધ થતો નથી. શ્રીમદ્‌વલ્લભાચાર્યજીએ ભક્તિવર્દ્ધિની ગ્રંથમાં એનું સ્પષ્ટ રીતે નિરૂપણ કરી એ ભક્તિ વધવા વિગેરેનું સ્પષ્ટ રીતે

ભક્તિબર્ધની ગ્રંથમેં, કીનોં સ્ફુટ દરસાવ;
સિદ્ધાંતરહસ્ય મુક્તાવલિ દુહુનમેં પ્રગટ પ્રભાવ.　૧૮૨
શ્રીયમુનાષ્ટક કૃષ્નાશ્રય ચતુઃશ્લોકી જ્હોં ગ્રંથ,
વૈષ્ણવ સિદ્ધાંત યહ મુખ્ય હે ભગવદભક્તિસુ પંથ ૧૮૩
હરિહુતે ગુરુ અધિકહૈં, તાકે સાક્ષી જુ બેદ પુરાન;
હરિ રૂઠે તબ ગુરુ ઉદ્ધરે, ગુરુ રૂઠે નાંહિ આંન.　૧૮૪
જબ હરિ ગુરુમેં એકસી, સાધિક બુદ્ધિ હોય,
તબ હરિ બંધાયે પ્રેમસેં, નિશ્ચલ ભક્તિ પાવે સોય. ૧૮૫

---

વિસ્તારે વર્ણન કરેલું છે. તેજ પ્રમાણે વળી સિદ્ધાંતરહસ્યગ્રંથ અને સિદ્ધાંતમુક્તાવલી એ બન્ને ગ્રંથોમાં એનો ખુલ્લો પ્રભાવ છે.

૧૮૩. એવીજ રીતે શ્રીયમુનાષ્ટક અને શ્રીકૃષ્ણાશ્રય તથા ચતુઃશ્લોકી આદિ પુષ્કળ ગ્રંથોમાં વૈષ્ણવ સંપ્રદાયનાં મુખ્ય સિદ્ધાંત છે એમાં ભગવાનની ભક્તિના રસ્તા છે.

૧૮૪. શ્રીહરિ કરતાં પણ શ્રીસદ્ગુરુને અધિક માનવા વેદ પુરાણાદિકમાં કહ્યું છે. કદાચ શ્રીહરિની અપ્રસન્નતા થઇ હોય તો પણ શ્રીસદ્ગુરુ પક્ષરૂપ સહાયકાર થાય પરંતુ શ્રીસદ્ગુરુ જ્યારે રૂષ્ટાયમાન થાય ત્યારે તેમને તુષ્ટમાન કરવાનો બીજો (અન્ય) ઉપાય નથી. માટે જે તે કરીને શ્રીસદ્ગુરુની કૃપા મેળવવી એમ હારીતસ્મૃતિમાં કહ્યું છે.

૧૮૫. જયારે શ્રીહરિ પ્રમાણે શ્રીસદ્ગુરુને વિષે એકસરખી પ્રીતિવાળી ભક્તિ અથવા શ્રીહરિ કરતાં પણ વિશેષ રૂપની અધિક પ્રેમવાળી મતિ હોય ત્યારે શ્રીહરિ તેના સ્નેહથી બંધાઇ જાય છે ને તેને દઢ નિશ્ચલ ભક્તિ પ્રાપ્ત થાય છે. મહાત્મા તુલસીદાસજીનો મત પણ એજ છે.

યહિ બિધિ ભક્તિવંત રહે, ભક્તિવંત સબ વૃંદ;
હરિ આજ્ઞા અનુસારતે, લહત જુ નંદાનંદ. ૧૮૬

## અથ પ્રશ્ન.

તુમયોં કહત શ્રીગોપાલકી, ભક્તિ હે નવરીત;
લક્ષ લક્ષનાસો કહો; જ્યાસોં ઉપજે પરમ પ્રીત. ૧૮૭

## અથ ઉત્તર.

શ્રવન કીર્તન ધ્યાન પદ અર્ચન સેવ પ્રનાંમ;
દાસભાવ પ્રીતિ સખ્ય, સ્મરન અર્પન ઘનશ્યામ. ૧૮૮

---

૧૮૬. એ પ્રમાણની રીતથી ભક્તિવંત રહેલા હોય તેવા ભક્તિજનના વૃંદમાં રહે ને શ્રીહરિની આજ્ઞાનુસાર વર્તતો રહે તે નંદનંદનને યથાર્થ પણે જાણે.

૧૮૭. આ કડીમાં પ્રશ્ન છે કે, તમે એમ કહો છો કે, શ્રીગોપાળ ભગવાનની ભક્તિના ૯ નવ પ્રકારના ભેદ છે માટે તેનું લક્ષ ખરેખર રહે તે સારૂ તેનાં નામો અને લક્ષણો કહો કે જેણે કરીને મને પ્રીતિ ( પ્રેમલક્ષણા ભક્તિ ) ઉત્પન્ન થાય. હવે ઉત્તરરૂપની કડીઓમાં જવાબ કહે છે.

૧૮૮. શ્રવણ, કીર્તન પ્રભુના ચરણકમળનું ધ્યાન કરીને, અર્ચન, પાદસેવન પ્રણામ, ( વંદન ) દાસભાવ પ્રીતી, અને સખ્યતા ( મિત્રતા ) અને સ્મરણ તથા અર્પણ ( સર્વાત્મ નિવેદન ) એ પ્રમાણે ભક્તિનાં નામો શ્રીમદ્‌ભાગવતે ૭ સ્કંધે ભગવદ્‌ભક્ત પ્રહ્લાદજીએ કહેલાં છે.

અનન્ય લચ્છિન જો ભક્તિકે, કહે શાસ્ત્ર બિસ્તાર;
એક એકકો ભેદ કરિ કહતહોં બુદ્ધિ બિચાર. ૧૮૯
પ્રથમ શ્રવન યાતેં કહ્યોં શ્રવણ બિના નહિં હોય;
દૃઢ મતિ પ્રીતિ ગોપાલકિ, હરિસમ પ્રભુ નહિં કોય. ૧૯૦
કહ્યો શ્રવન કરિ શ્રવનપુટ, હરિલીલા રસપાંન;
ભક્ત મુખનકે શ્રવનતેં યહ સુધાસુ ધ્યાન. ૧૯૧
મુખ્ય શ્રવન શ્રીભાગવત, ગીતા ઓર બિષ્ણુપુરાન;
બૃહત્ નારદી નારદી, ઉતકલખંડ પ્રધાન. ૧૯૨

---

૧૮૯. ભક્તિ અનન્યપણાની કરવા શાસ્ત્રમાં વિસ્તારથી (અનેક ઠેકાણે) લક્ષણુસહિત કહેલું છે. વળી એ એકએક અંગની ભક્તિના પણ વિવિધ ભેદો છે. તે યથામતિ કહું છું.

૧૯૦. પ્રથમ શ્રવણ ભક્તિ પ્રારંભરૂપની આદ્ય કહી તેનું કારણ એવું છે કે કોઇપણ પદાર્થનો મહિમા સાંભળવા વગર અન્ય ઠેકાણે લાગેલી મતિ છુટી એક ભક્તિરસમાં ન જોડાય માટે દૃઢ બુદ્ધિથી પ્રભુને વિષે પ્રીતિરાખીએ શ્રીગોપાળની સમાન કોઇ પણ નથી એમ શ્રવણ કર્યાથી નિશ્ચય થાય છે.

૧૯૧. શ્રવણ (કાન) રૂપ પડીયા કરી જે કાંઇ ભગવત્ સંબંધી લીલારસ સાંભળવામાં આવે તે કર્ણદ્વારે પીવો. આ શ્રવણ પણ ભગવદ્ભક્તના મુખારવિંદદ્વારાએ નીકળતા અમૃતરસનું પાન ખરેખર ધ્યાન (લક્ષ) લાવીને કરવું.

૧૯૨. શ્રવણ કરવા યોગ્ય અનેક ગ્રંથો છે પરંતુ તેમાં મુખ્ય શ્રીમદ્ ભાગવત, ભગવદ્ગીતા અને વિષ્ણુપુરાણ, તથા નારદપુરાણ અને બૃહત્નારદીયપુરાણોક્ત ઉતકલખંડ એને પ્રાધાન્યપણે સાંભળવા.

હરિરસ કવિત પુરાન જે, તે સુનીયો ચિત્ત લ્યાય;
ઓર બહૂ હરિરસ બિના, તાસૂં ચિત્ત ન લગાય. ૧૯૩
શ્રીબલ્લભકુલકૃત ગ્રંથ સૂની, જામેં દૃઢ હોય જ્ઞાન,
શ્રીપુરુષોત્તમકી સ્તુતિ ઓર જાંને પ્રેમ પ્રધાન. ૧૯૪
હરિસાંગ ભક્તિ સતસંગ યુત, ધરિ નેમહિ અતિહિ પ્રેમ;
દૃઢ હરિ આશ્રય દીનતા, હરિપ્રસાદ સબક્ષેમ. ૧૯૫
ગીત ગોવિંદકો નિત્ય સુનૈ, જામે ઉપજે પ્રેમઃ
અવશ્ય નાટક કાવ્ય સુંને હરિરસ પામે ખેમ. ૧૯૬

૧૯૩. વળી શ્રીહરિના પણ ચરિત્રથી અંકિત થયેલી વાણીના કવિત પુરાણો તે પણ ચિત્ત રાખીને સાંભળવાં. અને બાકીનાં ઘણાં પુસ્તકો જેમાં શ્રીહરિસંબંધી રસ નહોય તેમાં ચિત્ત લગાડવું નહીં.

૧૯૪. શ્રીમદ્વલ્લભકુળ બાળક વિરચિત ગ્રંથો સાંભળવા કે જેણે કરીને પરિપક્વ (દૃઢ) જ્ઞાન થાય. તથા શ્રી પુરુષોત્તમની સ્તુતિ અને પ્રેમ (સ્નેહ) ભકિતને પ્રાધાન્ય (મુખ્ય) જાણે.

૧૯૫. ભગવદ્ભક્તિ તેનાં અંગો ( ધર્મ જ્ઞાન વૈરાગ્ય ધ્યાન તપાદિ) સહિત કરવી. સત્સંગતિ પણ દરરોજ નિત્ય નિયમપૂર્વક પ્રેમ સહિત કરવી શ્રીહરિનો દૃઢ આશ્રય રાખવો. અહંતા મમતારૂપ સાભિમાનતાનો ત્યાગ કરી દીનતા રાખવી. શ્રીહરિનો અનુગ્રહ (કૃપા) મેળવવાથી સર્વ પ્રકારે શ્રેમ (કલ્યાણ) થાય છે.

૧૯૬. જયદેવજી ભગવદ્ભકતરાજ કૃત ગીત ગોવિંદ કાવ્ય વાળી અષ્ટપદી દરરોજ સાંભળવી કે જેણે કરીને પ્રેમ લક્ષણા ભક્તિ ઉત્પન્ન થાય. વળી કાવ્યો અને નાટકો પણ જરૂર જાણી સાંભળે. જેમાં શ્રીહરિસંબંધી રસ ભરેલો છે ને એ શ્રવણ કરવાથી શ્રીહરિનો રસ તથા ક્ષેમ (કલ્યાણ) પ્રાપ્ત થાય છે.

### સોરઠો.

દુહા ગાહાછંદ ગીત હરિપદ સુંનો,
જામેં ગુન નંદાનંદ વ્યાસનસોં નારદ કહ્યો. ૧

### દોહા૦

કથા સુંનો ગોપાલકી, ભાષા જાહુ તાહિ;
નિસિવાસર ચિત્ત લાયકૈં, શ્રવન સાર ઇહુઆહિ.　　૧૯૭
એંસે હરિગુન શ્રવન કરિ અર્ચનમેં રુચિ હોય;
રુચિ હોય કીર્તન વિષૈ ઉપજે શ્રદ્ધા સોય.　　૧૯૮

---

૧. આ સોરઠો છે એમાં કહે છે કે-દુહા છપ્પા સવૈયા છંદ આદિથી કીર્ત્તનરૂપ પ્રાકૃત ભાષાનાં શ્રીહરિનાં પદ પણ સાંભળે. જેમાં નંદનંદન (શ્રીકૃષ્ણ) ના યશ (ગુણ) વર્ણવેલા હોય તે શ્રવણ કરવાં-શ્રીમદ્ ભાગવતમાં નારદજી દેવર્ષિએ વેદવ્યાસજી પ્રત્યે આ મર્મ કહેલો છે.

૧૯૭. શ્રીગોપાલ (કૃષ્ણ) ભગવાનની કથા વાર્તા જેમાં ભાખેલી (કહેલી) હોય તે હરકોઇ ભાષાની સાંભળવી. જેને જે ભાષા આવડતી હોય તે ભાષાના ગ્રંથોમાં ભગવત્ચરિત્ર ગુણાનુવાદ હોય તે સાંભળવા. અહોરાત્ર ( રાત્રે અને દિવસે ) તે ચિત્ત સંલગ્ન કરીને સાંભળવા. એ પ્રમાણે શ્રીહરિનું શ્રવણ કીર્ત્તન કરવું. એ શ્રવણ ભકિતનો સાર છે.

૧૯૮. એ પ્રમાણે શ્રીહરિના ગુણોનું શ્રવણ કરવાથી અર્ચન ભક્તિમાં રુચિ થાય છે. જેહને શ્રદ્ધા ( ભાવ=આસ્થા= પ્રીતિ ) હોય તેની રુચિ ભગવત્કથાકીર્ત્તનવિષે થાય છે.

જો હરિરસ શ્રવનની ભર્યો, સો રસ પ્રેમસોં ગાય;
ઔર ઓહિ ગુંનવાય કરિ કાવતહુ કરિયે જાય. ૧૯૯
નામ કીર્તન કિજીયે ગુન લીલા કે ભાય,
ગોકુલચંદ નોનિત પ્રિયા, કેસો શ્રીબિઠ્ઠલરાય. ૨૦૦
શ્રીવ્રજનિધિ બ્રજરાજ સુત, બ્રજભૂષન બ્રજપાલ;
ગિરિધર ગોપીનાથ, શ્રીદામોદર નંદલાલ. ૨૦૧
બ્રજજીવન રાધારમન, મુરલીધર અઘકાલ;
શ્રીકૃષ્ણરામ ગોવિંદ હરિ, ગોકુલેશ ગોપાલ. ૨૦૨

---

૧૯૯. જેણે શ્રીહરિરસે કરીને પોતાના કર્ણરૂપી પડીયા ભરી લીધા હોય તે રસને સ્નેહ સંયુક્ત ગાય અને તે ભગવાનના ગુણોને સમઝીને કવિત પણ કરી શકાય છે.

૨૦૦-૨૦૧. શ્રીહરિનું નામ સંકીર્ત્તન કરવાથી તેમાં જણાતા ભગવતલીલારૂપ ગુણોથી મનમાં આનંદ આવે છે. શ્રીગોકુળના ચંદ્રમા, નવનીતપ્રિય, કેશવ, શ્રીવિઠ્ઠલનાથ શ્રીવ્રજની નિધિ. વ્રજના રાજા, વ્રજરાય શ્રીનંદકુમાર, વ્રજના ભૂષણ, વ્રજનું પાલન કરવાવાળા, ગિરિરાજને ધારણ કરનાર, શ્રીગોપીજનોના નાથ (સ્વામી) શ્રીયશોદા માતાએ પ્રભુને દામણાંથી બાંધ્યા ત્યારે ભક્તની ભક્તિથી વશ થઇ બંધાયલા, શ્રીનંદરાયજીના લાલ ( બાળક=બાળલીલા કરનારા )

૨૦૨. વ્રજના જીવન, શ્રીરાધિકારમણ. મુરલી ( બંસી ) ધારણ કરી વેણુનાદ કરનાર, અઘાસુરાદિ અસુરોના કાળરૂપ. શ્રીકૃષ્ણ, શ્રીરામ, ( શ્રીરામચંદ્રજી=અથવા શ્રીબલરામજી ) ગોવિંદ ( ગાયોનું પાલણ કરનાર-અથવા ગો-એટલે ઇંદ્રિય, મન, પૃથ્વી, વાણી ઇત્યાદિના સ્વામી; ) હરિ ( સર્વ પ્રકારના પાપ તાપાદિને હરણ કરનારા ) શ્રીગોકુલેશ્વર, ગોપાળ.

હૃષીકેશ યદુનાથજી, શ્રીમથુરાનાથ મુરાર;
પદ્મનાભ વૈકુંઠપતિ, મધુસૂદન કંસાર. ૨૦૩

દેવકીનંદન ચક્રધર, સારંગધર ભગવાન,
ગોપીપાત શ્રીરણછોરજી, જય જગન્નાથ વ્રજપ્રાન ૨૦૪

ભક્ત બચ્છલ શ્રીભક્તપ્રિય, બનવારી પશુપાલ;
ભક્તાધીન જનાર્દન, જસોદાનંદ દયાલ. ૨૦૫

---

૨૦૩. હૃષીકેશ-યદુકુળના નાથ, શ્રીમથુરાનાથ, મુરારિ (મુર નામના દૈત્યના અરિ) પદ્મનાભ (જેમની નાભિ કમળ સદૃશ છે) વૈકુંઠ ધામના પતિ, મધુસૂદન (મદ અહંકારને હનન કરી ઉતારનાર) કંસના અરિ.

૨૦૪. દેવકીજીના પુત્ર, સુદર્શન ચક્રને ધારણ કરનાર. સારંગ નામના ધનુષ્યને ધારણ કરનાર ભગવાન ગોપિકાપતિ, શ્રીરણછોડરાય [ શ્રીદ્વારકાનાથજી ] શ્રીજગન્નાથજી વ્રજના પ્રાણ-જીવનરૂપ. તેમનો જય થાઓ એમ પ્રભુનું હિત ઇચ્છવું-યા એ શ્રીભગવાનના નામે કરીને પ્રભુની જય બોલાવવી.

૨૦૫. ભકતનું હિત વત્સલ કરનારા-ભગવદ્ભકત જનને પ્રિય છે તે,=અથવા જે પ્રભુને ભકતો પ્રિય છે એમ-બનવારી ગોપાળ (વનમાં ગાયો ઇત્યાદિને ચરાવી, તેમનું પાલન કરનારા) અજીત અને સ્વતંત્ર છતાં ભકતને આધીન થનારા જનાર્દન [ ભકતજનોને પીડિત વા દીન જાણી હૃદયમાં આર્દ્રતા ધારણ કરનારા કરુણાનિધિ ] શ્રીયશોદા માતાના નંદન [પુત્ર] અથવા શ્રીયશોદા માતાને આનંદ આપનાર=અથવા શ્રીનંદયશોદાને ત્યાં દયા કરીને પ્રકટ થનારા.

યહિ પુરૂષોત્તમ બર્તકો બિદિત કહ્યો જુ બૃત્તાંત:
આન અનિત્ય સબહિ લહી, ન કરૈ સંગ્રહ સન્ત ૨૦૬
આત્મધર્મ સબતેં પરે, સો બારંબાર બિચાર;
અહંતા મમતા ગ્રંથિ તજી, તરહિ ભવ જલપાર ૨૦૭
નિષ્કામી જન ભક્તકોં લગે ન કો બિધિ લોભ;
આન પદારથ કારને અંતર કછુ ન ક્ષોભ. ૨૦૮

---

૨૦૬. એ પ્રમાણે શ્રીપુરુષોત્તમનું બર્ત [સ્વભાવ=ટેક;] અથવા બર્દ (બિરદ=બરદવાળા) છે તેમનું વૃત્તાંત સ્વરૂપમાં જણાવ્યું. એ પરબ્રહ્મથી વ્યતિરિક્ત સર્વ કાંઇ અનિત્ય છે એમ જાણીને સંત પુરુષોએ ભગવત્સંબંધ વગરના સર્વ પદાર્થોને અનિત્ય અને અસારરૂપ ક્ષુદ્ર જાણી તેનો સંગ્રહ ન કરવો.

૨૦૭. યદ્યપિ સ્વધર્મરૂપ ગણાતા દેહના વર્ણ આશ્રમાદિના ધર્મો છે, તથાપિ તે દેહના ધર્મો કરતાં આત્મધર્મ ( ભગવદ્ ધર્મ ) તો સર્વથી શ્રેષ્ઠ છે માટે તે મુખ્ય બલિષ્ઠ ધર્મનો વારંવાર વિચાર કરવો, અને દેહ સંબંધાના સમગ્ર પદાર્થો ( કુટુંબ પરિવાર ધનધામાદિ ) પરત્વે અજ્ઞાને કરીને માની લીધેલી હું કર્તાપણાની અને મ્હારાપણાની જે અહંતામમતારૂપની ગાંઠો તેને તોડી નાખવી [ ત્યાગ કરવી ] જો એ પ્રમાણે કરી આત્મ ધર્મરૂપ સર્વાત્મનિવેદન પરબ્રહ્મને કરી દે તો તે સંસારરૂપી સમુદ્રના અગાધ જળથી તરે-( પાર ઉતરે )

૨૦૮. જે ભક્તજન નિષ્કામી હોય તેને પ્રભુ સંબંધ વગર અન્ય કોઇ પણ પદાર્થમાં તૃષ્ણારૂપનો કદિપણ લોભ ન હોય, અને તે અન્ય પદાર્થોને સારૂ મનમાં કદિ પણ ક્ષોભ ન આવે.

એસેં ભગવદ્દીજન જુ ફિરત રહૈ જગમાંય;
એક હરિ બિન કાહું પ્રાત, ચિત ચાહત કછુ નાંય. ૨૦૯
દબવેં પીસેં તહુ રસ શ્રવે, ગંડેરી રસ મિષ્ટ,
એંસે હરિકે ભક્ત હેં, સંગ ઇષ્ટવત મિષ્ટ. ૨૧૦
તપેંતાપ સહિ કષ્ટજુ હોઇ મધુર રસખાન;
મિસરી તબહિ વે બને પય સાંન્ગોં સંત સુજાન. ૨૧૧

---

૨૦૯. એવા ભગવદ્ભક્તજન જગતમાં ફરતા રહે છે, તેઓને એક શ્રીહરિ વગર ચિત્તમાં બીજી કોઇ પણ વસ્તુની ચાહના [ ઇચ્છા ] હોતી નથી.

૨૧૦. વળી એવા ભગવદ્ભક્તજનોનો સ્વભાવ ગંડેરી (શેરડી) જેવા મીઠા હોય છે. જુઓને શેરડીને [ યંત્ર ] માં ઘાલીને પીસે છે કે કોઇ મોંઢામાં ઘાલી દબાવીને ચૂસે છે તો પણ તે પોતાનો મીષ્ટ રસ શ્રવી તે દબાવનારને તેના પીસનારને દાન કરે છે, તેમ ભક્તજનોને કોઈ પ્રાણાપત્તિ રૂપ કષ્ટ આપે તો પણ તે સહન કરી એવા અહિત કરનાર જનનું પ્રભુ ભલું કરે એવું ઇચ્છે છે.

૨૧૧ વળી એ શેરડીનો રસ કાઢયા પછી તે રસને અગ્નિ ઉપરના પાત્રમાં રેડી તેને પુષ્કળ અગ્નિની આંચ લગાડી તાપે કરીને તપાવીને ઉકાળે છે તેમ તેમ તે અધિકાધિક માધુર્ય રસની ખાણરૂપ મિસરી ( સાકર=ખાંડ ) રૂપ ઉત્તમોત્તમ મિઠાશના ગુણ રૂપ સ્વાદિષ્ઠ બને છે. વળી તે સાકર દૂધ જેવા શુદ્ધ સાત્વિક મધુર સંત પુરુષોની સાથે સાકરરૂપ પોતે ભળી તે દુધનો જે મધુર ગુણ છે તેમાં મિઠાશરૂપ પોતાનો ગુણ સંમેલન કરી અધિક સ્વાદ મિષ્ઠ કરે છે. અર્થાત્ ભક્તજનનો બીજા ભકત સાથે મિલાપ તે દુધમાં સાકર ભેળવ્યા જેવો છે.

ચ્યાર મિલે ચોસઠ ખીલે રહે બીસ કરજોર,
ઉરમેં આનંદ અતિ બઢે, ખીલે સાત કરોર ૨૧૨
જગમેં મિલન અનૂપ હે, વે ભગવદીકો સતસંગ,
જિનકે સંગ પ્રતાપસોં, હોત સ્યામ સોં રંગ. ૨૧૩
પુરુષોત્તમ પરબ્રહ્મજો, જેહિ કર અક્ષર ધામ;
નિજ ઇચ્છા ભોંપર ભયે કરન સંત નિષ્કામ. ૨૧૪

---

૨૧૨. આવું જાણીને તે ભકતોનો પરસ્પર મિલાપ જે વખતે થાય તે વખતે અરસપરસ દર્શન થતા માત્રમાં એકમેકનાં ઉભય મળી ૪ ચારે નેત્રો અમૃત દૃષ્ટિવાળાં કરુણારસ સમુદ્ર ભરેલાં પ્રેમાનંદમાં મગ્ન થઇ પ્રેમ લક્ષણા ભક્તિનો અશ્રુ પ્રવાહરૂપ બિંદુ ઝરે છે. વળી દરેકના મુખમાં રહેલા ૩૨ દાંતો સામસામી મળવાથી ૬૪ થઇ તે હાસ્ય કરે છે. વળી દરેકને હાથે ૧૦–૧૦ આંગળીયો પ્રમાણે ૨૦ વીશ આંગળીયોવાળા ચારે હાથ પરસ્પર જોડી ભગવત્સ્મરણ કરે છે તે વખતે એ ઉભય પક્ષને હૃદયમાં અત્યંત આનંદ વધે છે, કે જેણે કરીને દરેકના અંગમાં રહેલાં ૩॥ સાડાત્રણ કરોડ રૂવાટાં–પ્રમાણે બન્નેનાં મળી ૭ સાત કરોડ રોમ રોમ રોમાંચ થાય છે.

૨૧૩. એવા ભગવદભકતના મિલાપરૂપ દર્શન તેને ઉપમા આપવાને અન્ય કોઇ પણ નથી એમ કહી એવા ભગવદીજનના સંગની અત્યંત દુર્લભતા વર્ણે છે કે જેમના સુસંગ પ્રભાવે કરીને શ્રીહરિમાં રંગ લાગે છે. [ એટલે ભગવાન ઉપર અપ્રતિમ સ્નેહ થાય છે ]

૨૧૪. જે પુરુષોત્તમ પરાત્પર બ્રહ્મ છે જેમણે અક્ષર ધામ [ નિજપદ સ્થાન ] રચ્યું છે, 'અથવા જેના હાથમાં સ્વાધીન અક્ષર ધામથી આરંભીને સર્વ કાંઈ છે એવા તે ત્રિગુણાતીત પરમાત્મા સ્વેચ્છાથી પૃથ્વી ઉપર પ્રકટ થઇ પોતાના સંતજનોને નિષ્કામ કરે છે.

નિજજન અપનોજાંનિકે-કરી આગ્યા ગુરુરાય;
બેદકાંડત્રત્ર સારકો રચિતહુ ગ્રંથ હિત લ્યાય. ૨૧૫

બૃંદાબનકે બ્રક્ષકો મરમ ન જાંને કોય;
એક પાત સુમિરન કરેં તો રૂપ ચતુરભુજ હોય. ૨૧૬

બૃંદાબનકો ચુહુરો, ઓર ગાંવકો ભૂપ;
તિનકી સરભર નાં કરૈ જો બેચ ખાતહૈ સૂપ. ૨૧૭

---

૨૧૫. એક સમયે શ્રીમત્ સદ્‌ગુરુ શ્રીવલ્લભલાલજી મહારાજ જોધપુરવાળી ગાદીના ટિકાયત (તિલકાયિત) શાખાના-(જેકે કાકા શ્રીવલ્લભજી નામથી વિશ્વમાં વિખ્યાત છે) તેમણે પોતાનો જન જાણીને મને (ગ્રંથકર્ત્તા કવિવર્ય ભક્તરાજ દયારામભાઇને) આજ્ઞા કરી કે-વેદના ત્રણેકાંડના સારરૂપનો એક ગ્રંથ સર્વના હિત સારુ બનાવો.

૨૧૬. વૃંદાવન સ્થળનું અપરિમિત માહાત્મ્ય અને વારાહ-પુરાણાદિમાં કથન કરેલું છે. વધારે તો શું પણ એ વૃંદાવનના વૃક્ષના એકાદ પાન (પાંદડા) માત્ર તું જો. ચિતન (સ્મરણ) થાય તો તેટલામાત્રે ભગવત્પાર્ષદરૂપ ચતુર્ભુજ થવાય છે.

૨૧૭. વૃંદાવનનિવાસી જનનું માહાત્મ્ય કહે છે કે-વૃંદાવનમાં વાસ કરી રહેનાર કદી અતિશૂદ્ર હોય કે જે સૂપડાં વેચીને પોતાનો નિર્વાહ કરતો હોય એવા જનની પણ સમાનતા કરવાને મ્હોટાં ગામોના રાજા પણ થઇ શકે નહીં, કારણ કે ભક્તિની તારુણ્યાવસ્થા પ્રફુલ્લિતપણાની વૃંદાવનમાંજ છે એમ પદ્મપુરાણે શ્રીમદ્‌ભાગવતમાહાત્મ્યે પ્રથમાધ્યાયે ભક્તિ અને નારદ-સમાગમ સંવાદના શ્લોક ૪૯-૫૦ માં કહ્યું છે.

સરિ સલિલ જડજર સહજ જખતબ સબ લે જાય;
કૂપ કોબિદ બન પનન ત્યોં વિન ગુનિત નહુ પાય. ૨૧૮
પ્રેમ ભક્તિ એકૌ પલક. કોટિ બરસ કો યોગ,
પરા ભક્તિ સબ યોગ હૈ યોગ પ્રેમ બિન રોગ. ૨૧૯

---

૨૧૮. ભક્તિમાં અપાર સામર્થ્ય પ્રભાવ છે તેને દૃષ્ટાંતે કરીને સમજાવે છે કે, જેવી રીતે ગમે તેટલો કચરો કસ્તર સરિતામાં પડયો હોય તોપણુ જયારે ત્યારે (એટલે ચોમાસામાં-અગર જયારે જયારે વરસાદની વૃષ્ટિ થાય ત્યારે) તે સર્વને જડમૂળ સુદ્ધાંત નદી ખેંચીને સમુદ્રમાં લેઇ જાય છે તેમ ગમે એવી મલિન સ્થિતિમાં હોય, અનાચારી કે અસદાચરણી ગમે તેટલા દોષોવાળો હોય તોપણુ ભક્તિરૂપી સરિતા (નદી) તે સર્વ મલિનતાને કાઢી નાખી સર્વજળના પર્યવસાન સ્થાન સમુદ્રમાં (સમુદ્રરૂપ શ્રીભગવાનમાં) લેઈ જવાને સમર્થ છે, પરંતુ કૂપ (કૂવા) જેવા અતિશય ઉંડાણુરૂપના જ્ઞાનને માટે કોવિદ (પંડિતો) અરણ્યમાં થયેલી વૃષ્ટિ જેમ નિષ્ફળવત્ જાય છે તેમ ભક્તિ-રહિતના શુષ્ક જ્ઞાનીજનોને ભગવત્ગુણગાનરૂપ ભક્તિ વગર પ્રભુની પ્રાપ્તિ થતી નથી-તત્ત્વજ્ઞાન બહુજ ઉંડુ રહેલું છે વળી તેમાં કષ્ટ વિશેષ હોય છે અને અનેક જન્મે જ્ઞાન કોઇ એક વિરલા જનને પ્રાપ્ત થાય છે અને તે પ્રમાણે જ્ઞાનવંત થઇને જયારે શ્રી ભગવાનના શરણાગતપણાની ભક્તિને સ્વીકારે છે ત્યારેજ તેને શ્રી ભગવાનના પદની મુક્તિ પ્રાપ્ત થાય છે એમ ભગવદ્ગીતા અને વેદાંતથી પણુ જણાય છે માટે જ્ઞાનોત્તરની પરાભક્તિ કરવી એ શિખર સિદ્ધાંત છે.

૨૧૯. એક પલકમાત્ર પ્રેમભક્તિ કરે તેની બરોબર કરોડ વર્ષના યોગાભ્યાસાદિ યોગો ન આવે. માટે પરાભક્તિરૂપી જે સર્વ પ્રકારનો યજ્ઞ છે તે પરાભક્તિ પુરુષોત્તમની કરવી. સ્નેહભક્તિ વગરના સર્વ પ્રકારના યોગો તે રોગ જેવા છે.

જ્ઞાન મુક્તિ ચાહોં નહિં, નહિં સંયમ નહિં નેમ;
મોંકું તો અબ દેઉ પ્રભુ, તવ પદપંકજ પ્રેમ. ૨૨૦
સર્વ સમાર્યો શ્રીનાથકોં, અનન્ય કૃષ્ણ સોં હેત;
નહિં સંગત હરિજનનકી, શરન તુમ્હારી લેત. ૨૨૧
કૃતિ મેરી ઓર નાં દેખીયે, શ્રીબિઠ્ઠલેશકિ કાનિ;
દિજે નવધા ભક્તિ મોહે અહો પ્રીત જીએ જાંને ૨૨૨
ભેદ ત્રિપથ કો સાર યહે નિશ્ચય તિન સમુઝાય;
હરિ કૃપા જીનપર કરે વે પ્રેમ ભક્તિપથ ચહાય. ૨૨૩

---

૨૨૦. આ કારણથી હું તેવા શુષ્કજ્ઞાનને, (ભક્તિરહિતના કોરા જ્ઞાનને) કે તેથી પ્રાપ્ત થનારી સાયુજયાદિ મુક્તિને કે સંયમાદિ વ્રત નિયમને ચહાતો (ઇચ્છતો) નથી. હે પ્રભુ મારી તો હવે એક આપનાજ ચરણકમળને વિશે પરમપ્રીતિ સદા રહે એટલીજ પ્રાર્થનાથી માગણી છે.

૨૨૧. મેં સર્વ શ્રીનાથજીને સમર્પણ કર્યું છે અને અનન્ય હેત (સ્નેહ) પણ એ પરબ્રહ્મ શ્રીકૃષ્ણને વિષે કર્યો છે પરંતુ હે નાથ, મને આપના કૃપાપાત્ર (હરિજન) ની સંગતિ પણ સદા મળતી નથી માટે હે પ્રભુ, મેં અનન્ય શરણ (સર્વ પ્રકારનો આશ્રય) એક આપનોજ ધારણ કર્યો છે.

૨૨૨. માટે હે પ્રભુ, મ્હારી કૃતિ સ્હાંમું ન જોતાં કેવળ શ્રીવિઠ્ઠલેશાચાયજીની કહાણી વિચારી અહોરાત્ર આપની સ્નેહે સહિત ૯ નવધાભક્તિ હૃદયમાં સદાગડી (જામી) રહે એવું દાન કરો.

૨૨૩. વેદના ત્રણેકાંડ ( ત્રણ પંથ=૩ માર્ગરૂપ-કર્મ-જ્ઞાન ને ઉપાસના કાંડ) નો સાર આ ભક્તિ છે એવો નિશ્ચય તેને સમજાવે છે કે, જેમના ઉપર શ્રીહરિ કૃપા કરે છે. તે જન એવા ભગવત્‌ના અનુગ્રહરૂપની પ્રેમભક્તિના માર્ગને ઇચ્છે છે.

અરુ જો યાહિ ગ્રંથકો પઢે સુ સદા ચિત્ત લ્યાય.
તાહિ કોં દેહિ ભક્તિ રતિ ભાક્ત બસે વહાં ધાય. ૨૨૪
ભૂલ ચૂક યા ગ્રંથમેં જો કછુ મેરી હોય,
સો ક્ષમાવો સબ ભક્તવર મૂઢ જાનકર મોય. ૨૨૫
મન ક્રમ બચન તાતે સદા, પઢીયો ભક્તિવિધાન,
બિના ભજન ગોપાલસોં, ઉપજે પ્રેમ પ્રમાન. ૨૨૬
નંદનંદનકી ભક્તિ બિનુ, બડો કહાવે સોઇ,
જૈસે દીપક બુઝનકોં, બરો રહે સબ કોઇ. ૨૨૭

---

૨૨૪. અને આ ભક્તિવિધાન નામના ગ્રંથને જે કોઇ સદા ચિત્ત રાખીને ભણે તો તેને પ્રભુ પોતાની સ્નેહભક્તિનું દાન કરે છે તેને ભક્તિ ઉપર પરમપ્રીતિ ઉપજે છે ને ભક્તિસ્વરૂપ મહારાણીજી તેના હૃદયમાં ધાઇને (દોડીને) વિરાજે છે.

૨૨૫. હું મૂઢ (અજ્ઞાન) છું માટે આ ગ્રંથમાં મ્હારી જે કાંઇ ભૂલચૂકના દોષ હોય તે હે સર્વ ભક્તજન મને અલ્પજ્ઞ જાણીને ક્ષમા કરજો.

૨૨૬. આ ભક્તિવિધાન ગ્રંથનું મને કર્મે અને વાણીએ કરીને પઠન પાઠન કરવું. જે શ્રીહરિના ભજન (સેવન) થી રહિત છે એવા જનોને પણ આ ગ્રંથનું અવલોકન કરવાથી પ્રેમભક્તિ મર્યાદા પ્રાપ્ત થશે.

૨૨૭. શ્રીનંદનંદન (શ્રીકૃષ્ણ પરમાત્મા) ની ભક્તિ વગરના જે જનો પોતાને મ્હોટા માનતા હોય તો તેમની મ્હોટાઇ કેવી રીતની સમજવી તે વિષે દીપકનું (દીવાનું) દૃષ્ટાંત આપે છે કે, જ્યારે દીવો રાણો થવાની (ઓલવાવાની) તૈયારીમાં હોય ત્યારે તે બહુ પ્રકાશથી પ્રકાશે છે (સામટો પ્રકાશ દીવાની જોતમાં થાય છે) તે પ્રમાણે હવે તેની મ્હોટાઇ અસ્ત થવાની શીઘ્ર તૈયારી થઇ એમ સમજવું.

જાકે પદ કી રેણુકી, આશ કરે સનકાદિ;
વે પ્રભુ ઇષ્ટ શ્રીકૃષ્ણ હેં, તીન કી નિજ પ્રસાદી. ૨૨૮
પુરાનાદિક બહુ ગ્રંથમેં, લિખ્યો જો ભક્તિ પ્રકાર;
તિનકો રહસ્ય જુ મેં લીયો, યા પુસ્તક મેં સાર. ૨૨૯
સબ પ્રકાર હરિ ભક્તિ દૃઢ, તિન ચરનન અનુરાગ;
જીન મહિમા ઉરમેં બસે, તાસુ પરમ બડભાગ. ૨૩૦
દયારામકી બિનતિ, સુનહુ મિત્ર ચિત્ત લ્યાય;
તનુ ધરિ જિહિ હરિભક્તિ નહિં, જન્મ બ્યર્થ જગ જાય. ૨૩૧

---

૨૨૮. જે બ્રહ્મનાં ચરણકમળની રજની સનકાદિ મ્હોટા મ્હોટા આશા (ઇચ્છા) રાખે છે તે પરબ્રહ્મ શ્રીકૃષ્ણચંદ્ર મ્હારા ઇષ્ટ છે તેમણે મ્હારી વાણીને અનુગ્રહરૂપ કૃપા કરીને પ્રસાર કરી છે.

૨૨૯. પુરાણાદિક અનેક ગ્રંથોમાં ભક્તિના પ્રકાર સવિસ્તર વર્ણવેલા છે તેમાંથી સારરૂપ રહસ્યનાં આ પુસ્તકમાં વચનો લીધાં છે.

૨૩૦. સર્વ પ્રકારે કરીને જેને શ્રીહરિને વિષે દૃઢ ભક્તિ (પ્રીતિ) હોય તે શ્રીપ્રભુના ચરણકમળમાં પરમપ્રીતિ કરે છે. જેના હૃદયમાં એવી પ્રેમભક્તિ નિવાસ કરી રહે છે તેનું અત્યંત સુભાગ્ય છે.

૨૩૧. ગ્રંથકર્તા (ભકતકવિ) દયારામભાઇ વિનતિરૂપે પોતાના મિત્રજનોને કહે છે કે તમે ચિત્ત રાખીને સાંભળો કે જે દુર્લભ મનુષ્ય દેહ પ્રાપ્ત કર્યા છતાં શ્રીહરિની ભક્તિ ન કરે તેનું જીવવું જગતમાં વ્યર્થ છે.

કૃષ્ણ જન કીની બિનતિ, પૂરન હુઇ સુજાન;
બુદ્ધિ પ્રેરક કોં ઘટે-કાવ્ય કૃતિ કોં માન. ૨૩૨

રાખિ લેહુ જલ તૈલ તેં મૂરખ હાથ ન દીન;
દૃઢ કરિ રાખે યત્ન તેં, પુસ્તક સદા નવીન. ૨૩૩

**ઈતિ શ્રીમત્કૃષ્ણજન કવિ દયારામ વિરચિત**
**ભક્તિવિધાન ગ્રંથ સપૂર્ણ.**

---

૨૩૨. હું શ્રીકૃષ્ણનો જન (દાસ અથવા ભક્ત) તેણે આ ગ્રંથ શ્રીકૃષ્ણરૂપ ભક્તિમાતા ( શ્રીરાધિકાજી ) ની વિનંતિરૂપ રચવાનો આરંભ કરેલો તેમની કૃપાથી પૂર્ણ થયો છે. ગ્રંથકાર પોતાની અહંકૃતિ ધારણ ન કરતાં બુદ્ધિપ્રેરક શ્રીકૃષ્ણ પરમાત્માને આ કાવ્યકૃતિનું સર્વ માન હોવાનું કહી પોતે તદ્દન અલગ રહે છે.

૨૩૩. આ કડી આ ગ્રંથનું રક્ષણ કરવા પરત્વે સૂચનાની છે કે-જળ (પાણી) તથા તેલથી પલળે નહીં કે ચીકટાય નહી અને મૂર્ખના હાથમાં આ ગ્રંથ આપવો નહીં. હંમેશા દૃઢપણે મજબુત સુરક્ષિતપણામાં રહે તેમ કરવું અથવા એની બીજી પ્રતો ઉતારીને હંમેશાં આ ગ્રંથ નવોને નવો (તાજો) રહે એમ કરવું.

# પુષ્ટિપથસારમણિદામ.

## દુહા.

શ્રીગુરુ વલ્લભલાલકોં, પ્રથમ કરૌં પ્રનામ;
સકલ પાપ સંતાપ હર, ઇપ્સિત પૂરનકામ. ૧

શ્રીમદાચાર્ય મહાપ્રભુ, મંગલરૂપ નિધાન;
શરનાગતકો કરત પ્રભુ, નિજાનંદકો દાન. ૨

અક્ષર બ્રહ્મ અનૂપ, શ્રીગોપીનાથ શેષધામ;
જયેષ્ઠાત્મજ શ્રીમહાપ્રભુ, અગ્રે શ્રીગોસ્વામ. ૩

---

# પુષ્ટિપથસારમણિદામટીકા.

૧. બધાં પાપો અને સંતાપોને હરનારા અને મનથી ઇચ્છેલી કામનાઓને પૂરનારા એવા ગુરુદેવ શ્રીવલ્લભલાલજી મહારાજને પહેલાં પ્રણામ કરૂં છું.

૨. પુષ્ટિમાર્ગના સ્થાપક શ્રીમદ્વલ્લભાચાર્યજી મહાપ્રભુજી; કે જેઓશ્રી મંગલ સ્વરૂપના ભંડાર છે અને શરણે આવેલા જીવને પોતાના આનંદનું દાન કરે છે, એઓશ્રીને પણ વંદન કરૂં છું.

૩. વળી શ્રીમદ્વલ્લભાચાર્યજીમહાપ્રભુજીના જયેષ્ઠાત્મજ–મોટા પુત્ર–શ્રીગોપીનાથજી કે જેઓ શ્રી અનુપમ અક્ષર બ્રહ્મરૂપ છે અને ગુણના સ્થાન છે, એમને પણ પ્રણામ છે. એમના નાનાભાઇ શ્રીગોસ્વામીજી છે.

શ્રીમદ્ ગોસ્વામી, શ્રીવિઠ્ઠલપ્રભુ પરમકૃપાલ;
માયાવાદનિરાસકૃત, દૈવીજન પ્રતિપાલ. ૪
શ્રીગોવર્ધનનાથ શ્રી, ગોપીજન પ્રિયપ્રાન;
ઊર્ધ્વ વામ દક્ષિન, કટિ કર કર ચહનિત ધ્યાન. ૫
શ્રીયમુને મહારાણીજુ, દંપતી રતિશ્રમવારિ;
અપર મૂર્તિ શ્રીકૃષ્ણકી, શરનાગત સુખકારી. ૬
શ્રીગોવર્ધન ગિરીશ, હરિદાસ વર્ય રસરૂપ;
મોદકારી નિજનાથકો, કેલી અયન અનૂપ. ૭

---

૪. શ્રીમદ્ ગોસ્વામી–શ્રીગુસાંઇજી શ્રીવિઠ્ઠલેશ્વર પ્રભુ પરમ દયાલુ છે અને વિદ્વન્મંડનાદિક ગ્રન્થો રચીને માયાવાદનો નાશ કરીને દૈવીજીવોનું પાલન કરનારા છે શ્રીવલ્લભાચાર્યજીના પોતે બીજા કુમાર છે.

૫. શ્રીગોવર્ધનનાથ એટલે હાલ મેવાડમાં શ્રીનાથદ્વારામાં બિરાજતા પ્રકટ પ્રભુ શ્રીનાથજી પોતે શ્રીગોપીજનનાં જીવન અને પ્રાણરૂપ છે, જેમનો ડાબો હાથ ઉચ્ચો છે અને તેમ કરીને ભક્તોને પોતાની પાસે બોલાવે છે અને જેમનો જમણો હાથ જમણી કેડપર છે એ સ્વરૂપનું હરહંમેશ ધ્યાન કરો.

૬. શ્રીયમુનાજી એ પ્રભુના ચોથાં પ્રિયાજી છે, વળી પ્રભુ અને શ્રીસ્વામિનીજીના રતિપરિશ્રમના જલરૂપ છે, જાણે બીજું પ્રભુ શ્રીકૃષ્ણનું શ્યામ સ્વરૂપજ હોયની ! તેમજ શરણે આવેલાને સુખકારી છે.

૭. શ્રીગોવર્ધન ગિરિરાજ પોતે પ્રભુના ખાસ દાસ છે, એટલુંજ નહિ, પણ હરિના દાસોમાં આપ ઉત્તમ દાસ હોઇ રસરૂપ છે. વળી શ્રીગિરિરાજજી પોતાના નાથને મોજ આપનારા છે શ્રીનાથજીના રમણ કરવાનું અનુપમ સ્થાન છે.

શ્રીનવનીતપ્રિય લાલ શુભ, ગૌર રૂપ ગુનધામ;
ઉભય ભાત્ર આનંદકૃત, ગુપ્ત પ્રકટ વ્રજવામ   ૮

શ્રીમથુરેશ ચતુર્ભુજ, વીર્ય ચતુર્દશ સદ્મ;
સજલ જલદ વપુ કંબુધર, ચક્રગદાધર પદ્મ.   ૯

શ્રીવિઠ્ઠલેશરાયજુ, શુભ્રબરન જુગ પાનિ,
બાંહે ઓર વલ્લભપ્રિયા, રાજત હેં મહારાની.   ૧૦

---

૮. શ્રીનવનીતપ્રિયલાલ–શ્રીનાથજીમાં બિરાજતું સ્વરૂપ–સુંદર ગૌર સ્વરૂપ છે અને ગુણોનું ધામ છે. ઉપરથી આ સ્વરૂપ માં બાલભાવ પ્રકટ છે અને ભીતર વ્રજવામ–શ્રીવ્રજસુંદરીના ભાવરૂપ સ્વરૂપ છે, એમ બન્ને ભાવો આનંદરૂપ છે. સાતમી તૂકવાળું શ્રીનાથજીનું સ્વરૂપ અને આ શ્રીનવનીતલાલનું સ્વરૂપ સર્વ ગો૦ બાલકોનાં છે.

૯. શ્રીમથુરાનાથજી–આ સ્વરૂપ હાલમાં કોટામાં બિરાજે છે. ચાર ભુજાવાળા છે, ચૌદલોકમાં જેમનું વીર્ય પરાક્રમ છે, જલથી ભરેલા મેઘસરખું જેમનું શ્રીઅંગ છે, શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરેલાં છે, આ સ્વરૂપ સંપ્રદાયના સાત મુખ્ય પીઠમાંના પહેલા પીઠનું છે.

૧૦. શ્રીવિઠ્ઠલનાથજી આ બીજા પીઠના–ગૃહના–શ્રીઠાકુરજી છે અને શ્રીનાથદ્વારમાં બિરાજે છે. સ્વરૂપના સફેદ વર્ણ છે, બે શ્રીહસ્ત છે. અને ડાબી બાજુ પ્રિય એવા પ્રિયાજી–શ્રીસ્વામિનીજી મહારાણી બિરાજે છે.

શ્રીદ્વારિકેશ નિગમ ભુજ, અતસીસુમન આકાર;
અંગ અંગ પ્રતિ માધુરી, અતિ સુંદર રતનાર. ૧૧

શ્રીગોકુલપતિ ગોત્રધર, સકલ પદાર્થ હસ્ત;
વામ દક્ષિન દ્વે સ્વામિની, અમલ અંગ રસમસ્ત. ૧૨

શ્રીગોકુલવિધુ સુધા સ્રવત, અતિ માધુરી પ્રતિ અંગ
ત્રિભંગલલિત સ્વરૂપપર, વારૌં અનંત અંગ. ૧૩

---

૧૧. ત્રીજા પીઠનું સ્વરૂપ શ્રીદ્વારિકાનાથજીનું છે, આ સ્વરૂપ શ્રીકાંકરોલીમાં બિરાજે છે. હાથનિગમ–ચાર છે. દરેક અંગ અંગમાં મધુરતા છે. સ્વરૂપ અત્યંત સુંદર છે અને ઝગઝગાટ કરી રહે છે.

૧૨. ચોથા ઘરના શ્રીઠાકુરજી શ્રીગોકુલનાથજી છે અને તે હાલ શ્રીગોકુલમાં બિરાજે છે. આ પ્રભુએ ગોત્ર–શ્રીગિરિરાજજીને ધારણ કરેલા છે. બધા પદાર્થો એના હાથમાં છે. ડાબી અને જમણી એમ બન્ને બાજુએ એક એક શ્રીસ્વામિનીજીનું સ્વરૂપ બિરાજે છે, એવી રીતે બે સ્વામિનીજીથી યુક્ત આ સ્વરૂપનું શ્રીઅંગ નિર્મલ છે અને રસમાં મસ્ત દેખાય છે.

૧૩. શ્રીગોકુલવિધુ–શ્રીગોકુલચંદ્રમાજી પાંચમા ઘરના શ્રીઠાકુરજી છે. આપના દરેક અંગમાંથી અત્યંત મધુરતા અને સુધા-અમૃત ઝરી રહ્યાં છે. ત્રિભંગલલિત–ત્રણ સ્થલેથી વાંકા–ચરણ, કેડ અને કંઠથી વાંકા અને સુંદર સ્વરૂપ છે, આ સ્વરૂપપર અસંખ્ય કામદેવને વારી નાંખું! આ સ્વરૂપ કામવનમાં બિરાજે છે.

જય શ્રીમદનમોહન જુ, મન્મથમદ હરરૂપ;
યુગલ હસ્ત મુરલી અધર, સ્વામિની ઉભય અનૂપ. ૧૪
શ્રીબાલકૃષ્ણ સરસ છબી, અદ્ભુત અર્ભક અંગ;
સદાનંદ નિત્યે લસત, શ્રીદ્વારિકેશ–ઉત્સંગ. ૧૫
શ્રીનટવરનાગર રસિક, નૃત્યત ભાવ દિખાય;

---

૧૪. છઠ્ઠા ઘરના શ્રીઠાકુરજી શ્રીકલ્યાણરાયજી હાલ વડોદરામાં બિરાજે છે. આ ઉલ્લેખ કવિશ્રીએ કર્યો નથી, કારણકે જ્યારે શ્રીઠાકુરજી વાંટી લીધા ત્યારે છઠ્ઠા લાલજી શ્રીયદુનાથજીએ પોતે કોઇ પણ સ્વરૂપનો સ્વીકાર કર્યો ન હતો. તેથી હજીએ છઠ્ઠા ઘરના સ્વરૂપ માટે સંપ્રદાયમાં મતભેદ છે. પણ વાસ્તવિક રીતે શ્રીયદુનાથજીના છઠ્ઠા ઘરમાં તો હાલ શ્રીકલ્યાણરાયજીજ બિરાજે છે એટલે એમને છઠ્ઠા ઘરના શ્રીઠાકુરજી માનવા એજ અતિ યોગ્ય છે. આ કડીમાં કવિશ્રી આ વાંધાપડતી બાબતને છોડીને સાતમા ઘરના શ્રીઠાકુરજી શ્રીમદનમોહનજી હાલ કામવનમાં બિરાજે છે એમનુંજ વર્ણન આપે છે. આ સ્વરૂપ કામદેવના મદને પણ હરે તેવું છે. બે હાથ છે. મુરલી ધારણ કરે છે. બન્ને બાજુએ શ્રીસ્વામિનીજીનાં બે અનુપમ સ્વરૂપો બિરાજે છે.

૧૫. હવે સાત સ્વરૂપ ઉપરાંતના ગોદનાં સ્વરૂપોનું વર્ણન કવિવર કરે છે. શ્રીબાલકૃષ્ણલાલનું સ્વરૂપ હાલમાં સુરતમાં બિરાજે છે. અદ્ભુત બાલકનું આ સ્વરૂપ છે. ત્રીજા ઘરના શ્રીઠાકુરજી શ્રીદ્વારિકાનાથજીની ગોદમાં આ સ્વરૂપ બિરાજતું.

૧૬. શ્રીનટવરલાલ હાલમાં અમદાવાદમાં બિરાજે છે.

શ્રીમથુરાધિપ ગોદમેં, રાજત અતિ સુખદાય. ૧૬
શ્રીગિરિધર ભામિનીપતિ, ધર્મિરૂપ શ્રુતિસાર;
સદા સેવ્ય શ્રીમધુપુરી—નામક નંદકુમાર. ૧૭
શ્રીગોવિંદ—આનંદમય, રૂપૈશ્વર્ય અપાર;
શ્રીબિઠ્ઠલ પદ સેવના, શ્રીરાની ભર્તાર. ૧૮
શ્રીકમલેશ કલાનિધિ, વીર્ય રૂપ વશભક્ત;
શ્રીબાલકૃષ્ણલાલજી, શ્રીદ્વારિકેશ—આસક્ત. ૧૯

---

રસિયા અને ચતુર છે. ભાવ દેખાડીને નાચી રહ્યા છે. આ અતિ સુખદાયક સ્વરૂપ કોટાવાળા શ્રીમથુરાનાથજીની ગોદમાં બિરાજતું હતું.

૧૭. ઉપર મુજબ સાત ઘરના શ્રીઠાકુરજીના સ્વરૂપોનું સ્મરણ કરીને કવિશ્રી હવે શ્રીમદાચાર્યચરણના બીજા પુત્ર શ્રીવિઠ્ઠલેશ્વર પ્રભુના સાત લાલજીનું સ્મરણ કરે છે. પહેલા પુત્ર શ્રીગિરિધરજી છે. એમનાં વહૂજીનું નામ શ્રીભામિનીજી છે. પોતે છ ધર્મવાળા ધર્મિસ્વરૂપ છે. શ્રુતિના—વેદના સાર છે. મધુપુરી-નાયક—શ્રીમથુરાનાથજીની સદા સેવા કરે છે.

૧૮. બીજા પુત્ર શ્રીગોવિંદરાયજી છે. પોતે આનંદમય અને અપાર રૂપવાળા છે. ભગવાનના છ ધર્મોમાંનો ઐશ્વર્ય ધર્મ પોતામાં પ્રકટ છે. પોતાના શ્રીવિઠ્ઠલનાથજી ઠાકુરજીનાં ચરણની સેવા પોતે કરે છે. શ્રીરાણીવહૂજીના પતિ છે.

૧૯. શ્રીકમલાવહુજીના પતિ, કલાઓના ભંડાર, પ્રભુના વીર્યધર્મને પ્રકટ કરનારા, ભક્તને વશ થયલા અને શ્રીદ્વારિકાનાથજીનાં સ્વરૂપમાં આસક્ત એવા ત્રીજા લાલજી શ્રીબાલકૃષ્ણજી છે.

શ્રીવલ્લભ યશરૂપ જિન, માયિક રાક્ષત દામ;
પાર્વતીપતિ લસત સિર, શ્રીગોકુલપતિ શ્યામ. ૨૦
શ્રીરઘુપતિ શ્રીરૂપ શ્રીજાનકી પ્રભુ સુખકંદ,
છબી સુંદર ।પતૃયશ રતિ, સેવ્ય શ્રીગોકુલચંદ. ૨૧
શ્રીયદુપતિ મહારાજજી, પુષ્ટ જ્ઞાનકો રૂપ,
શ્રીમહારાની કે રમન, પરમાનંદ સ્વરૂપ. ૨૨

---

૨૦. ચોથા લાલજીનું મૂળ નામ શ્રીવલ્લભ છે, પણ 'શ્રીગોકુલનાથજી' એ નામથી ઘણાજ પ્રસિદ્ધ થયલા છે. પ્રભુનો યશ રૂપ ધર્મ પોતાનામાં હોવાથી માયાવાદીના હુમલાને દૂર કરીને તિલકમાળાનું રક્ષણ એઓશ્રીએ કર્યું છે. શ્રીપાર્વતીજીના પતિ છે, અને એઓશ્રીના મસ્તકપર શ્રીગોકુલનાથજી બિરાજે છે.

૨૧. પાંચમા લાલજી શ્રીરઘુનાથજીમાં પ્રભુનો શ્રીરૂપ ધર્મ પ્રકટ છે. પોતે શ્રીજાનકીજીના પતિ છે. સુખકંદ છે. પોતાની છબી ઘણીજ સુંદર છે. પોતાના પિતા શ્રીગુસાંઈજીના યશમાં અતિ પ્રેમ છે, તેથી આપે નામરત્ન ગ્રંથમાં શ્રીગુસાંઈજીના ૧૦૮ નામો વર્ણવ્યાં છે. એઓ શ્રીગોકુલચંદ્રમાજીને સેવે છે;

૨૨. છઠ્ઠા લાલજી શ્રીયદુનાથજી 'મહારાજજી' તરીકે ઓળખાતા હતા. પ્રભુનો જ્ઞાનરૂપ ધર્મ એમનામાં પ્રકટ છે. શ્રીમહારાણીજીના પોતે પતિ છે. પરમ આનંદરૂપ છે. એઓશ્રીએ પોતાની ઉત્તર-અવસ્થામાં શ્રીકલ્યાણરાયજીને પધરાવ્યા હતા; આ વાતનો કવિ ઉલ્લેખ કરવાનું વિસરી ગયા છે.

શ્રીકૃષ્ણાવતી પતિ ઘન-શ્યામ રૂપ વૈરાગ્ય,
પ્રભુ શ્રીમદનમોહન કે, વિયોગસોં સબ ત્યાગ. ૨૩

શોભા યમુના કમલા દેવકા બેટી જાન,
સત્યભામા અગ્રજ લક્ષ્મી મંગલ રૂપ નિધાન. ૨૪

રૂપ વ્યાપી વૈકુંઠકો, આધિદૈવિક અતુલ;
કેલરસ ગોવિંદકો, ભાજન શ્રીગોકુલ. ૨૫

સપ્ત પુરી સિરમુકુટમનિ, શ્રીમધુપુરી મહાધામ;
સદા સર્વદા બસત જહાં, શ્રીહરિ પૂરન કામ. ૨૬

---

૨૩ શ્રીકૃષ્ણાવતીવહુજીના પતિ શ્રીઘનશ્યામજી સાતમા પુત્ર છે. પ્રભુનો વૈરાગ્ય ધર્મ પોતાનામાં પ્રકટ છે. એઓશ્રીએ પોતાના શ્રીઠાકુરજી શ્રીમદનમોહનજી જયારે ચોરાઇ ગયા ત્યારે તેમના વિયોગથી સર્વનો ત્યાગ કર્યો હતો.

૨૪. શ્રીગુસાંઇજીના ઉપરના સાત લાલજી ઉપરાંત શ્રીશોભાજી, યમુનાજી, કમલાજી, દેવકાંજી, એ ચાર બેટીજી હતા, વળી અગ્રજ-શ્રીગુસાંઇજીના મોટા ભાઇ શ્રીગોપીનાથજીના બે બેટીજી-સત્યભામા અને લક્ષ્મી હતાં, જે મંગલરૂપનાં પાત્ર હતાં.

૨૫. શ્રીગોકુલનું સ્વરૂપ કવિ વર્ણવે છે. વ્યાપિવૈકુંઠનું પણ તુલના ન કરી શકાય તેવું આધિદૈવિક સ્વરૂપ શ્રીમદ્ ગોકુલનું છે, જે પ્રભુના રમણરસનું મુખ્ય સ્થાન છે.

૨૬. સાત 'પુરી'માં પણ મુખ્ય શિરોમણિરૂપ શ્રીમથુરાજી છે, જે મહાધામ છે. અયોધ્યા, કાશી, ઉજ્જેન વગેરે સાત 'પુરી' કહેવાય છે. જયાં નિરંતર પૂર્ણ કામ એવા શ્રીહરિ વસે છે તે શ્રીમથુરાજી છે.

સબ બ્રજકો શૃંગાર શ્રીબૃંદાબન સુખકંદ,
રહસ્યકેલિ જહાં જુગલ, ચિંતત પરમાનંદ. ૨૭
શ્રીવ્રજપતિકો રૂપ સબ, વ્રજ ચોરાસી કોસ;
દર્શનકો ફલ કહા કહૂં, સુમરિત હર સબ દોસ. ૨૮
શ્રીદામોદરદાસ શ્રીવલ્લભપદ અતિ નેહ;
પુષ્ટિ સૃષ્ટિ અગ્રેશ શ્રીલલિતા મધ્યા જેહ. ૨૯
સૂરદાસ સાગર શ્રીહરિ યશરસ સુધા અગાધ;
અવગાહત જો તાહીમેં મિટે સકલ તહાં બાધ. ૩૦

---

૨૭. આખાં વ્રજના શૃંગારરૂપ તો સુખમય શ્રીવૃંદાવન છે. જયાં પ્રભુ જુગલજોડી રૂપે એકાંત ક્રીડા કરે છે, જેનું સ્મરણ કરતાં પરમ આનંદ થાય.

૨૮. વળી આખું ચોરાશી કોશનું વ્રજ પ્રભુ શ્રીકૃષ્ણનુંજ સ્વરૂપ છે. તેનાં દર્શનનું ફળ તો હું શું કહું? માત્ર તેના સ્મરણથી બધા દોષ નાશ પામે છે.

૨૯. આચાર્યશ્રીના મુખ્ય સેવક શ્રીદામોદરદાસજી છે, જેમનો શ્રીવલ્લભમહાપ્રભુજીના ચરણકમલમાં અતિ સ્નેહ છે. પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોમાં મુખ્ય અગ્ર નેતા તેઓ છે. જેમ લલિતાજી મધ્યમાં રહીને પ્રભુ અને શ્રીપ્રિયાજીનો સંગમ કરાવે છે, તેમ પ્રભુનો અને જીવનો સમાગમ શ્રીદામોદરદાસજી કરાવે છે.

૩૦. હવે અષ્ટ સખાનું સ્મરણ કરે છે. તેમાં મુખ્ય શ્રી સૂરદાસજી છે. પ્રભુના યશરૂપ રસઅમૃતના અગાધ-પ્રવેશ કરી શકાય નહિ તેવા મહાસમુદ્ર છે. જે તેમાં પ્રવેશ કરે તો બધી બાધ-પીડા મટી જાય તેથી સૂરસાગર કહેવાય છે.

અરુ પરમાનંદદાસ જુ, સાગર કહાવત જગત;
બાલચરિત્ર ગોપાલકે, ગાય વહે આસક્ત. ૩૧

કુંભનદાસ અનન્ય અતિ શ્રીગિરિધર પ્રિયપ્રાન,
જેસે ચંદ ચકોર યોં, પ્રભુ બિન રુચે ન આન. ૩૨

કૃષ્ણદાસ રસ રાસમેં, ચિત્ત ભયો અતિ લીન;
કરી સેવા અધિકારકી, યશ બનન બહુ કીન. ૩૩

નંદદાસ નંદલાલ જશ, નવલ-ઉક્તિ રચી ગાય;
તનમન ધન જીવન સબેં, જાને શ્રીવ્રજરાય. ૩૪

---

૩૧. બીજા સખા શ્રીપરમાનંદદાસજી પણ જગતમાં 'સાગર' કહેવાયા છે. તેઓ શ્રીકૃષ્ણનાં બાલચરિત્ર ગાઇને તેમાંજ આસક્ત થયા છે.

૩૨. શ્રીકુંભનદાસજી પ્રાણપ્રિય શ્રીનાથજીના અતિ અનન્ય થયા છે. શ્રીનાથજી વિના ક્ષણ પણ રહી શકતા નહિ. જેમ ચકોરપક્ષીને ચંદ્ર વિના કંઇ રુચતું નથી, તેમ તેમને પ્રભુ વિના આન-અન્ય-રુચતું નથી.

૩૩. શ્રીકૃષ્ણદાસજીનું ચિત્ત રાસમાં લીન બન્યું જો કે શ્રીનાથજીના અધિકારી તરીકે તેમણે સેવા કરી, પણ પ્રભુના યશ તેમણે ઘણા વર્ણવ્યા.

૩૪. ઉપરના ચાર સખા આચાર્યશ્રીના અને હવે ચાર સખા શ્રીગુંસાઇજીના વર્ણવે છે. શ્રીનંદદાસજી શ્રીકૃષ્ણના જશ નવાં પદો રચી ગાય છે. અને પોતાના તન મન ધન અને જીવન બધું શ્રીવ્રજરાય શ્રીકૃષ્ણ છે એમ જાણે છે.

દાસ ચતુર્ભુજ પ્રીત અતિ, બાઢી ગિરિધર સંગ;
ક્ષણુ ન સુહાવત દરસ બિન, રચી ગુન ગાય અભંગ. ૩૫
ગોવિંદસ્વામી જુ સખા, ખેલે ગોવિંદ સંગ;
પરમાનંદ ગુનગાનમેં, રાધાપતિ પદ રંગ. ૩૬
છીત સ્વામી રતિ ધર્મ દ્દઢ, નિજ પ્રભુપદ રસલીન;
શ્રીવિઠ્ઠલ ગિરિધર ઉભય, રૂપ એક કરી ચીન. ૩૭
શરનાગત સાધન બિન, તારે પ્રબલ પ્રતાપ,
એસો પુષ્ટિપથ પ્રકટ કીન, શ્રીમહાપ્રભુ આપ. ૩૮

---

૩૫. શ્રીચતુર્ભુજદાસજીને તો શ્રીનાથજી સાથે ઘણોજ પ્રેમ થયો અને વધ્યો. એક ક્ષણુ પણુ દર્શન વિના ચેન પડે નહિ. અનેક પદો રચીને પ્રભુના ગુણુ તેમણે ગાયા છે.

૩૬. શ્રીગોવિંદસ્વામી સખા તો શ્રીનાથજીની સાથે ખૂબ રમ્યા છે. પરમઆનંદરૂપ ગુનગાનમાં મસ્ત બન્યા અને શ્રી રાધાપતિના ચરણુ રંગમાં રંગાયા.

૩૭. શ્રીછીતસ્વામી ધર્મમાં દૃઢ રહ્યા; પોતાના પ્રભુના ચરણુરસમાં લીન બન્યા; શ્રીવિઠ્ઠલને શ્રીગુંસાંઇજીને અને શ્રીનાથજીને-એમ બન્ને સ્વરૂપોને એકજ જાણ્યાં.

૩૮. શરણે આવેલાઓને સાધન વિના કેવલ પોતાના પ્રબલ પ્રતાપથી જ ભર્યા છે. શ્રીમહાપ્રભુજીએ પોતે એવો જ પુષ્ટિમાર્ગ પ્રકટ કર્યો છે.

જિહિ બિધ જાકે રૂપ ગુન, બરને હેં યા ગ્રંથ;
જો ચિંતન નિત પ્રતિ કરે, લહે સાર શુભ પંથ. ૩૯

ગ્રંથ પુષ્ટિપથસાર મણિદામ ધર્યો નિજનામ;
પઢ સુને શીખે સદા, તાહી મિલે ઘનશ્યામ. ૪૦

શ્રીગુરુદેવ પ્રતાપ યહ, કિયો સુ ગ્રંથ પ્રકાસ;
કર જોડી યોં કહત હેં, દયારામ હરિદાસ. ૪૧

આદિ મધ્ય અરુ અંત લો, ભર્યો નામ જગદીસ.
મહાપતિત પાવન દુહા, પઢત હી દ્વેચાલીસ. ૪૨

**ઇતિ શ્રીપુષ્ટિપથસાર મણિદામ ગ્રંથ શ્રીમત્કૃષ્ણ જનકવિ દયારામ વિરચિત સમાપ્ત, આત્મપઠનાર્થમ.**

---

૩૯. જેમનાં સ્વરૂપ અને ગુણો જેવી રીતે આ ગ્રંથમાં પ્રકટ કર્યાં છે, તે પ્રમાણે જો નિત્ય સ્મરણ કરે તો પુષ્ટિ માર્ગનો સાર તે સમજી જાય.

૪૦. આ ગ્રંથનું નામ પુષ્ટિપથસારમણિદામ છે. પુષ્ટિ માર્ગના સ્વરૂપમણિઓની માળારૂપ આ ગ્રંથ છે. જે આ ગ્રંથ સદા ભણે, સાંભળે અને શીખે તેને ઘનશ્યામ શ્રીકૃષ્ણ મળે.

૪૧. શ્રીગુરુદેવના પ્રતાપે આ સુંદર ગ્રંથનો પ્રકાશ કર્યો છે. હાથ જોડીને પ્રભુનો દાસ દયારામ એમ કહે છે.

૪૨. આરંભમાં, મધ્યમાં કે અંતમાં જયાં જુઓ ત્યાં આ ગ્રંથમાં પ્રભુનું નામ ભર્યું છે. મહાપતિતોને પણ પવિત્ર કરનારા આ બેતાળીશ દુહા છે.

# વિજ્ઞપ્તિવિલાસ.

## દુહા.

શ્રીગુરુ શ્રીબલ્લભ પ્રભુ, શ્રીબિઠ્ઠલ શ્રીકૃષ્ણ;
પદ પંકજ બંદન કરો, દુ:ખહર પૂરત તૃષ્ણ. ૧
કમલ ચરન કમલદ બરન, બંદૂ કમલા કાંત;
મંગલ મોદ નિધાન સબ, કલુષ કલેશ કૃતાંત. ૨
બલ્લભકો દુર્લભ કહા, સબ બસ્તુ નિજ હાથ;
જંગલમે મંગલ કરે, બાબા બિઠ્ઠલનાથ. ૩
સર્બેશ્વર સર્વાત્મ પ્રભુ, હરિ ઈશ્વર ભગવાન;
કીજે કૃપા કટાક્ષ મુહિ, આત્મસાત કરિ દાન. ૪

---

## વિજ્ઞપ્તિવિલાસટીકા.

૧. પોતાના ગુરુદેવ, શ્રીવલ્લભાધીશ્વર, શ્રીવિઠ્ઠલેશ્વર પ્રભુ, શ્રીઠાકુરજી એ ચારે સ્વરૂપોનું સ્મરણ કરીને કવિશ્રી કહે છે કે, દુ:ખને હરનારા અને તૃષ્ણાને પૂરનારાં એ સ્વરૂપોનાં ચરણ-કમલને હું વંદું છું.

૨. કમલ સરખાં ચરણવાળાં, કમલદ-મેઘ-જેવા વર્ણવાળા એવા કમલાનાથ પ્રભુને હું વંદું છું. મંગળ ને હર્ષના નિધાન તેમજ બધા પાપો અને કલેશના કૃતાંત-નાશકર્તા એવા પ્રભુ છે.

૩. શ્રીવલ્લભકુલ પ્રત્યે કવિ પોતાની ભાવના પ્રકટ કરે છે. શ્રીવલ્લભને શું દુર્લભ હોય ? બધી વસ્તુ શ્રીવલ્લભાધીશ્વરના હાથમાં છે. વળી શ્રીવીઠ્ઠલનાથજી-શ્રીગુસાંઇજી-તો જંગલમાં પણ મંગલ કરી દે છે.

૪. આત્મસાત્-પોતાનો કરીને, અપનાવીને, સ્પષ્ટ છે.

લખિ હોં આપનુ આપ પન, આપ નયન ગોપાલ;
તો કહા પાપ પ્રતાપ મો, હરિ હરિહોં દુઃખ જાલ. ૫
ત્રુઠો મો સિરકર ધરોં, રૂઠોં દ્યો ઉર લાત;
પેં નિજ ઓરનપેં નહીં, યહ યાચોં જગતાત. ૬
ગુનેગાર સાંચો ઠર્યો, તિહારો હોં ઘનશ્યામ;
હેં ન દેન કો દંડ કછુ, ઘરકો કરો ગુલામ. ૭
છુટુંગો દરબાર તેં, ફિરિ કરિ હોં કૃતિ નીચ;
બાંધો અપને ગુનનતે, રાખો દૃષ્ટિ બીચ. ૮

---

૫. હે પ્રભો! આપ પોતાપણું જોશો, હે ગોપાલ! આપ પોતાની દૃષ્ટિએ (કૃપાદૃષ્ટિએ) જોશો તો મારા પર પાપનો પ્રતાપ શો ચાલવાનો હતો? આપ હરિ છો, અને દુઃખનો સમૂહ હરી લો છો.

૬. હે જગના તાત, જો આપ રીઝો તો મારા માથા પર હાથ ધરજો. ખીજો તો છાતીમાં લાત મારજો, પણ તે આપજ કરજો, બીજા પાસે તેવું કરાવશો નહિ, એજ હું માગું છું. શું પ્રેમલક્ષણાપૂર્ણ હૃદયનો ભાવ છે?

૭. હે ઘનશ્યામ! હું આપનો ખરેખરો ગુનાહગાર છું, પણ મારી પાસે દંડ ભરવાનું કંઇ નથી કે જેથી હું છૂટી શકું, તો તેને બદલે મને કાયમનો ઘરનો ગુલામ કરીનેજ રાખો.

૮. જો આપના દરબારથી છૂટો પડી જઇશ તો ફરીને નીચ કૃતિ કરવા મંડી પડીશ. કારણ કે, ‘જીવાઃ સ્વભાવતો દુષ્ટાઃ’ જીવ સ્વભાવથી દુષ્ટ છે. મારા પોતાના ગુણથી બાંધી લો. ગુણનો અર્થ દોરડું પણ થાય અને ગુણ પણ થાય. વળી નજર પાસે રાખવાની વિનતિ કરે છે.

લિહું છિનાય મન દંડમેં નાથ ઓર નહિ ધન્ન;
રાખો મુહિ નિજ દૂતકી, ચોકી મેં નિસિ દિન્ન. ૯

ભક્ત નહી સો સાંચ હે, અધમ પતિત હૂ મેં ન ?
મો સુધિ અજાહૂ ના લઇ, કૈસે પંકજ નેન ? ૧૦

બિસર્યો બરદ કિધોં હરિ; એક બિસાર્યો મોહિ;
દુહુમેં તે કહ્યુ તો ભયોં, નાતર મમ ગતિ હોહિ ૧૧

કબકોં હરિ હરિ રટતહોં, કટત ન કયો સંતાપ ?
કિધાં બિસાર્યો બર્દ કેં, ડરપે લખિ મો પાપ. ૧૨

---

૯. જો આપને મારો દંડ કરવો હોય તો તે દંડમાં મારૂં મન છીનવી લો. હે નાથ! મારી પાસે બીજું કંઇ ધન નથી. મને પોતાના દૂતની ચોકીમાં રાત દિવસ રાખો.

૧૦. હું ભક્ત નથી તે તો જાણે સાચી વાત છે, પણ શું હું અધમ અને પતિત પણ નથી ? તો હે કમલનયન પ્રભુ ! તો આજ સુધી મારી સુધ કેમ ન લીધી ?

૧૧. મારી સુધ ન લીધી તેથી હું જાણું છું કે, આપ પોતાનું અધમ ઉદ્ધારણ કરવાનું બિરદ વિસરી ગયા છો અથવા તો બીજા અનેક પતિતોને પાવન કર્યા, પણ મને વિસરી ગયા. એ બેમાંથી એક વાત બની છે, નહિ તો મારી ગતિ થયા વિના રહેતજ નહિ.

૧૨. કયારનો હરિ હરિ નામ રટી રહ્યો છું, પણ મારો સંતાપ હરાતો નથી. મારાં પાપોને જોઇને ડરી ગયા તો નથીને ! તે ડરમાં પોતાના બિરદને વિસરી તો નથી ગયા ?

નાથ તુમેં ઉપયોગી હેં સમઝોં મમ કુકૃત્ય;
મુહિ તારત અઘમોદ્ધરન, બિરદ બનેંગે સત્ય. ૧૩

ભક્તાધીન બિરદ યશ ન, બડ યશ પતિત પાવન;
સો મોહે તારત મિલેં, સુઘર સમુઝિ લેહુ મન ૧૪

પતિત પાવનાદિક બિરદ, સુફલ કરનકે હેતુ;
જાનિ પરત મુહિ જાનિ પ્રભુ સુકૃતિ કરન નહિ દેતુ. ૧૫

કિતક પરતહેં નરકમે, તુમ કહુગે કરિ પાપ;
પરત બિમુખ હરિસુમુખ નતુ, શ્રીમુખ બોલે આપ. ૧૬

---

૧૩. નાથ! મારા ખરાબ કામો પણ આપને ઉપયોગનાં છે! એ સમજી લેજો. મને તારતાં વેતજ આપનું અઘમોદ્ધરન નામ અથવા બિરદ સાચું ઠરશે!

૧૪. ભક્તને આધીન આપ થાઓ તે બિરદમાં કંઇ જશ નથી, કારણ કે તે ભક્તિ કરે છે તો આપ તેને આધીન બનો છો પરંતુ મહાયશ તો પતિતને પાવન કરવામાં સમાયલું છે. તે મહાયશ મને તારવાથી મળી જશે, તે આપ સુઘર–ચતુર–છો તે મનમાં સમજી શકશો.

૧૫. પતિતપાવન વગેરે બિરદ સફલ કરવા માટે મને આપ જાણી બુજીને સારાં કામ કરવા દેતા નથી એમ જણાય છે.

૧૬ હે પ્રભુ! તમે એમ કહેશો કે, પાપ કરીને ઘણાએ નરકમાં પડે છે, પણ એ તો આપનાથી વિમુખ હશે તેજ, સન્મુખ હશે તે પાપી હશે તો પણ નરકમાં નહિ પડે એમ વળી આપજ શ્રીમખે બોલ્યા છો.

બિમુખ પાપી વિનતિ ન કરેં, સુમુખ સરન કૃતિ નીચ;
સનમુખ અધિક કર હરિ ગહો, બિમુખન ઇતનોં બીચ. ૧૭

દ્વાદશ ગુણાદિ યુક્ત હરિ બિમુખ બિપ્રહુજુ હોઈ;
તિનતેં સમુખ શ્વપચ બડો કહત મહત જન સોઇ. ૧૮
કૃષ્ણ તિહારો મેં કહે, એક બેર કુઇ દેહી;
તિતનેમેં નિર્ભય કરો, નંદ કુંઅર વ્રત એહી. ૧૯

ડેઢ નામમેં દ્રુહુતરે, અજામેલ ગનિકાહુ:
હે દયાલ અજહુ ન હર્યોં, મેરે ઉરકોં દાહુ. ૨૦

---

૧૭. પાપી હોય અને વિમુખ હોય તો આપને વિનતિ કરે નહિ. નીચ કૃતિવાળો હોય પણ શરણ આવીને સન્મુખ થયો હોય તો તેનો આપ અધિકમાં હાથ ગ્રહો છો, વિમુખની સામું જોતા નથી, સન્મુખ પાપી અને વિમુખ પાપી વચ્ચે એટલું અંતર છે.

૧૮. શ્રીભાગવતના "વિપ્રાદ્ દ્વિષડ્ગુણયુતાત્" એ શ્લોકનો અર્થ આ કડીમાં છે. બાર ગુણથી યુક્ત બ્રાહ્મણ હોય અને તે પ્રભુથી વિમુખ હોય તો તેનાથી પ્રભુનો સન્મુખ ચાંડાલ શ્રેષ્ઠ છે. એમ મોટા ભકતો કહે છે.

૧૯. એકજ વાર કોઇ દેહધારી એમ કહે કે, હે કૃષ્ણ! હું તારો છું, તો તેટલામાં આપ તેને હે નંદકુમાર! નિર્ભય કરી દો છો, એ આપનું વ્રત છે.

૨૦. આપનાં દોઢ નામથી બે પાપીઓ તરી ગયા છે આખા નામથી અજામિલનો ઉદ્ધાર થયો અને અર્ધા નામથી ગણિકા તરી ગઇ. તો હે દયાલ! પણ મારા હૃદયનો દાહ આજ સુધી કેમ નથી હર્યો?

મહાબલિષ્ઠ મમ દોષ કે, કોશ જદપિ હરિ આહિ,
તદપિ રાવરી ક્ષમાપૂર, તિનકોં બલ ચલિ નાહિ. ૨૧
[ અહીંથી એક પાન ઉધઇ ખાઇ ગઇ છે, તેથી ત્રુટિત છે. ]
હેં કયોજુ ક્ષમા ઇશ્વર ધર્મ, જીવ ધર્મ સ્વાભાવિક દોષ;
કિતનો બીચ સુબિચારિ મન, કરોં કૃપા હર સોષ. ૨૨/૧
તિહારો હૂં મેં મહા પ્રભુ, સોંપ્યોં ગિરિવરધારિ;
સમર્થ ગુરુ સંબંધ લખિ, દીજે દોષ બિસારિ. ૨૨/૨
પાંડવોકોં પાલન કિયોં, કેવલ કુંતા સંબંધ;
બિન સાધન છેદન કરે, કોટિ કલેશ પ્રતિબંધ. ૨૩
શાસ્ત્ર નિયામક વ્હાંહિ લગ, જહાંલગ ગ્રહો ન બાંહિ;
કૃષ્ણ કૃપા પૂરન જબે, કોઉ નિયામક નાહિ ૨૪

---

૨૧. મારા મહાબળવાન દોષોના જોકે ભંડાર ભર્યા હશે, પણ હે હરિ! પણ આપની સહેજ ક્ષમા પાસે તે દોષોનું થોડું પણ બળ નહિજ ચાલે.

૨૨-૧. ઇશ્વરનો સ્વાભાવિક ધર્મ ક્ષમા કરવાનો છે અને જીવનો સહજ ધર્મ જ દોષ કરવાનો છે, બન્ને વચ્ચે કેટલું અંતર છે તેનો મનમાં સારી પેઠે વિચાર કરીને મારો શોક હરો, ને કૃપા કરો.

૨૨-૨ હું તારોજ છું. હે ગિરિવરધારી! શ્રીમહાપ્રભુજીએ મને તમને સોંપ્યા છે સમર્થ એવા ગુરુના સંબંધનો વિચાર કરીને મારા બધા દોષોને વિસારી મેલો.

૨૩. કેવળ કુંતાજીના સંબંધથી પાડવોને બચાવ્યા. સાધન વિના કરોડો ક્લેશ અને નડતરોને આપ છેદો છો.

૨૪. શાસ્ત્રનો નિયમ ત્યાં લગી છે કે, જયાં લગી આપ હાથ સાહતા નથી. પ્રભુની કૃપા જયાં થઇ ત્યાં કોઇના નિયમો ચાલે નહિ.

અપને અપને સીલકો, સબ કોઉ કરત નિભાવ;
તુમ કૃપાલ પ્રભુ જીવ હમ, સહજહિ દુષ્ટ સ્વભાવ. ૨૫
કૃપા ન જામેં સો પ્રભુ, દેખે સાધન રાહ;
તુમતો કરુના કે નિધિ, કયોં ન નિવાજો નાહ ? ૨૬
હરિ બિઠ્ઠલ અધમોદ્ધરન, ઇત્યાદિક નિજ નામ;
અર્થ કહા યહ શબ્દ કો ? કહો કૃપા કરિ સ્યામ. ૨૭
અનંત હેં અપરાધ મમ, કેંસેં પેહો અંત ?
શ્રમિત હોઉગે બીસરેં, સકુંમાર શ્રીભગવંત. ૨૮
ઉદ્ધારે અગનિત અધમ, અમિત પતિત પાવન;
કીને લીને શરન સો, તારે નિસ્સાધન. ૨૯
નહિં ગતિ તિન હૂકી ગતિ, કીની દીન દયાલ;
વેંસી દયા ન દયા પર કયો આવત નંદલાલ ? ૩૦

---

૨૫. પોતપોતાના શીલનો-ટેકનો બધા નિભાવ કરે છે. તમે દયાળુ પ્રભુ છો તો તમારૂં શીલ નભાવો અને અમે દુષ્ટ સ્વભાવના જીવો છીએ તે અમે અમારૂં શીળ નભાવીએ.

૨૬. હે પ્રભુ ! જેનામાં દયા કરવાની શક્તિ ન હોય તે બીજાના સાધનની વાટ જુએ. તમે તો કરુણાના ભંડાર છો. તો શા માટે તેથી નિવાજતા નથી. નાહ-હેનાથ !

૨૭. હરિ-દુઃખ હરે તે. વિઠ્ઠલ-જ્ઞાનશૂન્યનો અંગીકાર કરે તે. બીજું સ્પષ્ટ છે.

૨૮. પેંહો-પામશો, આપ થાકી જશો, કેમકે સુકુમાર-નાજુક છો.

૨૯. નિઃસાધન-સાધન વિનાના.

૩૦ દયાપર-દયારામની (પોતાની) ઉપર.

દીન દયાલ હેં શિવાદિક, તુમ હરિ દુષ્ટ દયાલ;
નાતર મહેંઘી મુક્તિ કયોં! પાયેં આસુર જાલ. ૩૧
મૃગી માંજારી મેડકી, કપોત કુરરી બાલ;
સુમરત હી યુક્તિ અજબ, કરી રાખે જગપાલ. ૩૨
ચિંતા ઉદધિ નિમગ્ન હોં, ભયો ગહે કો હાથ?
એક તિહારો શરન હેં, બડવાનલ બ્રજનાથ. ૩૩
પર્યો મનોરથ પોંન હેં આપ્રૃત મધિ મન તૂલ;
માધો મનિધર તુમ બિના, નાં ટરિ હેં ઇન ઝૂલ. ૩૪
સબ બિધિનેં હોં દુષ્ટ હૂં દુષ્ટ મિલ્યોં સબ સંગ;
હોનહાર ઈક ભલોં સો, તુમ હી તે શ્રી રંગ. ૩૫

---

૩૧. શિવાદિક દેવો દીનદયાળ તો છે, પણ આપ તો દુષ્ટો પર દયા કરનારા છો, નહિતર મોંઘો મોક્ષ અસુરોના સમૂહને કેમ આપી દો!

૩૨. હરણી, બીલાડી, દેડકી, કપોત, હરણીનાં બચ્ચાં, સ્મરણ કરતાં માત્રમાં એ બધાંને અજબ જુક્તિથી બચાવી લીધાં, કારણ કે આપ જગત્‌ના રક્ષણહાર છો.

૩૩. ચિંતારૂપી સમુદ્રમાં હું તો ડૂબ્યો પડયો છું. મારો હાથ કોણ સાહશે? હે શ્રીવ્રજનાથ! આપ તે ચિંતાસમુદ્રને સોસનારા વડવાગ્નિરૂપ છો, જેથી હું આપને શરણે પડયો છું.

૩૪. મનરૂપ તુલામાં-ત્રાજવામાં ચોતરફથી વીંટળાઇને મનોરથરૂપ પવન પડેલો છે, તો હે મણિધર-જાદુગર-માધવ! તમારા વિના આ ઝુલ-ડગમગતી મનની વલણ ટળવાની નથી.

૩૫. બધી રીતે હું તો દુષ્ટ છું. મારો બધો સંગ પણ દુષ્ટનોજ મલ્યો છે. કાઇએક મારૂં સારૂં થવાનું હોય તો તે માત્ર તમારાથીજ છે. હે શ્રીરંગ-ભગવાન!

નહી બલ સાધન ધર્મ કો, ભક્તિ સુ જ્ઞાન બિબેક;
અબ કલ જબ તબ મોહિ, તુમ કરૂના દ્રગ એક. ૩૬

કસર ન રાખી કૃપામેં, કમી ન રાખી કલેશ;
શરન પર્યો ચાહો સો કરો, હરિ મો બલ નહિ લેશ. ૩૭

તુમસોં જૂઠો તહુ ખરો, જગત લહ્યો હરિદાસ;
બાનો લજિહૈં નાથ જો, અલિક જન હુ ઉપહાસ. ૩૭

દીનબંધુ અધમોદ્ધરન, નામ ગરીબનવાજ;
યહ સબમેં મે કોન જો? સુધિ ન લેત બ્રજરાજ? ૩૮

---

૩૬. સાધનનું, ધર્મનું, ભક્તિનું, જ્ઞાનનું કે વિવેકનુ બિલકુલ બલ નથી. અત્યારે કે કાલે, જ્યારે ત્યારે આપની કૃપાદષ્ટિ એજ મારૂં બલ છે.

૩૭.—૧ કૃપામાં કાંઇ કસર રાખી નથી. કલેશમાંએ કાંઇ કમી રાખી નથી, છતાંએ હુ તો તમારે શરણે પડયો છું, એટલે ચાહે તે કરો. હે હરિ! મારામાં લેશ પણ બળ નથી.

૩૭.—૨ તમારી પાસે તો હું જુઠો છું; પણ જગતે મને હરિદાસ તરીકે ઓળખ્યો છે. હવે જો અલિક-ખોટા માણસો મારો ઉપહાસ કરશે, મને હસશે, તો તમારૂં બાનું લાજશે હે નાથ!

૩૮. તમે દીનના બંધુ છો, અધમોના ઉદ્ધારક છો, ગરીબને નવાજનારા છો, તો હું દીન, અધમ અને ગરીબ એમાંનો કોઇ પણ નથી શું? કે હે વ્રજરાજ—નિઃસાધન વ્રજના નાથ તમે મારી સુધ કેમ લેતા નથી?

કૃપન હોત કયોં કૃપા કર, તનક દેત નહિં ખોટિ;
દીન પાત્ર હૂં દિહુ દયા, દાન ખાનિ ઇક કોટિ. ૩૯
સબ સરનાગત સમ કરમ, ભોગ પ્રનત કા બીચ;
બટ્ટો હેં હરિ બિરદ કો, સ્વજન ગિનત સર નીચ. ૪૦
હરો હરિ મમ પ્રભુ ઉચિત, સહજ કૃપા ભવરોગ;
મો દિહુ જડતા કે સહનતા, ભુક્તાવન રુચિ ભોગ. ૪૦
જેતે ગુન હે રાવરે, તે તે ઓગુન મોર;
લેખો લેત નહી બને, પલ પલ કો હોં ચોર. ૪૧

---

૩૯. આપ શામાટે કૃપણ-કંજૂસ બનો છો? કૃપા કરીને કંઇક થોડું આપશો તો તમને ખોટ તો નહિજ આવે. હું દીન છું, પાત્ર છું, તો મને દયાનું દાન કરો, તમે તો એક કરોડ દયાની ખાણ છો, તમારી પાસે પુંજી થોડી નથી.

૪૦.—૧ શરણે આવેલા બધાને જો કરમના ભોગ સરખાજ હોય તો પછી જે આપને નમી રહ્યો છે અને જે આપનાથી વિમુખ છે તેમાં બીચ-અંતર-શું ? આપનું બિરદ હાર છે. હરિ એટલે પ્રણત જનોના દુઃખને હરનારા છો. તો તમારા જન નીચું માથું રાખે તો તમારા હરિનામને શું બટ્ટો ન લાગે ?

૪૦.—૨ હે હરિ, મારા પ્રભુ, સહજ કૃપા કરીને મારા ભવ-રૂપી ( સંસારરૂપી ) રોગને હરી લો એજ ઉચિત છે. જો તમારી રુચિ મને મારા ભોગ ભોગવવા દેવાની હોય તો મને જડસા જેવો બનાવો અથવા તો સહન કરવાની શક્તિ આપી દો.

૪૧. હે પ્રભુ, આપનામાં જેટલા ગુણ છે, તેટલા રાવરે બીચારા મારા અવગુણો છે. તે અવગુણનાં કાંઇ લેખાં બનશે નહિ. હું તો પળેપળનો ચોર છું.

કહત બને ન કછુ સબે, જાનત અંતર્યામી;
બાંહિ ગહો તો ઊબરૂં, નાતર બુડયો સ્વામી. ૪૨

તુંમસેં તારન નિકટ મો, ડુબત ગહો ન હાથ;
સાક્ષી બનત ઇહ સમયકો ભલે દિખે હો નાથ. ૪૩

ડાર્યો મુહિ ભવજલધિ હરિ, અજા ઉપલબ્ધિ પાય;
દારૂ કર દિય નાંઉં નિજ, તર્યો ન બુડયો જાય. ૪૪

મન અજિત ઉલટો ચલ્યો, સુનો પ્રભો મમ રાવ;
દગા કિયો પ્રધાનસો, નૃપ જીવન નહીં દાવ. ૪૫

---

૪૨. એ બધું કંઈ કહી શકાય તેમ નથી, કહેતાં આવડતું પણ નથી. તમે અંતર્યામી છો એટલે બધું જાણો છો. હવે તો મારો બાહુ પકડશો તોજ હું ઉગરવાનો છું, નહિતર બુડી ગયો સમજવો.

૪૩. તમારા જેવા તારણહાર મારી પાસે છે, હું ડુબી રહ્યો છું, તમે મારો હાથ સાહતા નથી, પરંતુ આ સમયના તમે સાક્ષી તો બન્યા છો જ, તેથી હે નાથ ! આ વખતે તમે ઠીક દેખાયા !

૪૪. હે હરિ ! માયાની પ્રાપ્તિ કરાવીને આ સંસારસમુદ્રમાં તમે મને નાંખી દીધો છે. મને દારુ લાકડા જેવો બનાવીને અંદર નાખ્યો છે, તેથી ન તો મારાથી તરી શકાય કે ન તો મારાથી ડૂબી શકાય.

૪૫. હે પ્રભુ ! મારી રાવ-ફરીયાદ સાંભળો. મન છે તે કોઇથી જીતાય તેવું નથી; પણ અત્યારે તે ઉલટું ચાલવા માંડ્યું છે, દુશ્મનોમાં મળી ગયું છે. પ્રધાનની સાથે તેણે દગો કર્યો છે, હવે રાજાને આત્માને જીતવાનો દાવ રહ્યો નથી. "મનાજી સુબેદાર સો દુશ્મન કું જા મિલા." આ પદ સાથે સરખાવો.

તન હઠ રોકૂં બિષયતેં, પેં મન રુકયો ન જાય;
જો જિય કર મન હોય તો, કયોં છલાય મુનિ રાય ? ૪૬

મેન મેં ન મનમેં રખ્યો, મેન એન કિય મન;
તાતેં દોષ મનમેં ન બસિ, જદપિ દુષ્ટ મોહન. ૪૭

કામ ક્રોધ અરિ ઉરતે, દામોદર કરિ દૂર;
આપ બસોં વહાં શ્રી સહિત, કરિ કરુના ભરપૂર. ૪૮

નિજ રુચિ કૃતિ મોતેં બને, અરુચિ અરુચિ પેં હોહિ;
પ્રીતિ પરસ્પર અતિ બઢે, તસિ મતિ દિહુ પ્રભુ મોહિ. ૪૯

---

૪૬. મારા શરીરને તો-તનને તો-હઠ કરીને વિષયથી રોકું છું, પણ મન રોકયું રહેતું નથી. જો જીવના હાથમાં મન હોય તો મુનિઓ અને રાજાઓ કેમ ઠગાત ? મતલબકે મન હાથમાં ન રહેવાથી મોટા મોટા મુનિઓ અને રાજાઓ વિષયને આધીન બન્યા છે.

૪૭. મેંન કામદેવને મેં મનમાં રાખ્યો નથી, પણ કામદેવેજ મનમાં એંન-સ્થાન કર્યું છે. તેથીજ દોષ મનમાં વસતો નથી, જો કે તે છે તો દુષ્ટ, છતાં દોષ રહેતો નથી. અથવા તો હે મોહન ! કામદેવેજ મારા મનમાં સ્થાન કર્યું છે, તેથી આપના મનમાં મારે દોષ વસવો જોઇએ નહિ, જો કે હું તો દુષ્ટ છું.

૪૮. સ્પષ્ટ છે. અરિ-દુશ્મન, ઉરતેં-હૃદયમાંથી.

૪૯. આપની રુચિ હોય તેજ કામ મારાથી થાય. જેના પર આપની અરુચિ-અભાવ-હોય તેના પર મારી પણ નામરજીજ હોય. આપની અને મારી વચ્ચે ખૂબ પ્રેમ વધે તેવી મતિ હે પ્રભુ ! મને આપો.

હોં કિંકર સબ બલ રહિત, નિત ટટરત કર જોરિ;
કાન ધરો તો કામ હુઇ—વિઠ્ઠલ વિનતિ મોરિ. ૫૦

કૃપાસિંધુ શ્રીનાથજી, શ્રીબલ્લભ પ્રિય પ્રાન;
નિજ સરનાગત જાનિ મમ, વિનતિ ધરિયે કાન. ૫૧

બાધક સબ સાધક બને, કરો કૃપા નિજ જાનિ;
નિજાનંદ નિર્ભય લહૂં, નિજ લહિ ગ્રહો જુ પાનિ. ૫૨

અબ સાખી હોનોં ન ભલ, પરમ દુઃખિત હું દાસ;
સહજ કૃપા દૃષ્ટિ કરી, પૂરો આસ હતિ ત્રાસ. ૫૩

કર્મ કાલ ગ્રહ પ્રકૃતિ મન, સબ અનુકૂલ વહ જાય;
અખિલ અમંગલ ટરનકો, કરુના દૃષ્ટિ ઉપાય. ૫૪

---

૫૦. હું તો બધાંએ બળ વિનાનો આપનો દાસ છું. હાથ જોડીને રોજ કરગરું છું, હે વિઠ્ઠલ ! મારી વિનતિ જો કાને ધરો તો મારું કામ થઈ જાય !

૫૧. સ્પષ્ટ છે. શ્રીવલ્લભના પ્રાણપ્રિય છો.

૫૨. મારાં બાધક-નડતર જેવાં વિઘ્નો-પણ સાધક બની જશે; જો મને પોતાનો જાણીને મારાપર કૃપા કરો તો તે પછી નિડર થઈને આપનો આનંદ અનુભવ્યા કરું; જો પોતાનો જાણીને હાથ સાહો તો.

૫૩. હવે સાક્ષી થઈને ઉભા રહો છો તે ઠીક ન કહેવાય. હું આપનો દાસ ઘણોજ દુઃખી છું, થોડીક કૃપાદૃષ્ટિ કરીને, ત્રાસને હણીને, મારી આશાને પૂરો.

૫૪. અમંગળ—અશુભ, સ્પષ્ટ છે.

દોષ ભરત મુચુકુંદ કહા? ગુન ગનિકા અજમેલ;
નહીં હરિ દોષ પ્રમાન ગુન, મન માને કો મેલ. ૫૫

સબ સાધન તે રહિત હું, સકલ ધર્મ તેં હીન;
સહજ કૃપા કેશવ કરો, કૃપાસિંધુ લહિ દીન. ૫૬

અનાયાસ મમ મરન પ્રભુ, બિના દૈન્ય જીવન;
ગુરુ ભગવદીય ભગવંત રતિ, દીજે મન મોહન. ૫૭

દુરાચારી સુકૃત રહિત, તહુ પ્રભુ પાલન દાસ;
ગ્રીષ્મ ઋતુ ગિરિ શિખર દ્રુમ, હરિત આપ વિશ્વાસ. ૫૮

---

૫૫. જડભરતજીમાં અને મુચુકુંદ રાજામાં શા દોષો હતા કે જેથી તેમને જન્મમરણના ફેરામાં નાખી દીધા? ગણિકા અને અજામિલમાં શા શા ગુણો હતા કે એકી વખતે તેનો ઉદ્ધાર કર્યો? માટે હે હરિ! તમારી પાસે દોષ કે ગુણનું કંઈ પ્રમાણ નથી, જેમ મન માને છે તેવો મેળ બેસાડી દો છો.

૫૬. લહી-ગણીને, સ્પષ્ટ છે.

૫૭. પ્રયાસ વિના સહેલાઈથી મરણ અને દીનતા-ગરીબી-વિનાનું જીવન તેમજ ગુરુ, ભગવદીય તથા પ્રભુમાં પ્રેમ એ ત્રણ વસ્તુ હે મનમોહન! મને આપો.

૫૮. સુકૃત પુણ્ય વિનાના દુરાચારી દાસને પણ પ્રભુ! આપ તો પાળો છો. ભર ઉનાળામાં પર્વતના શિખરનાં વૃક્ષો આપના વિશ્વાસથી લીલાં રહે છે.

દાવાનલ ઘટ જલ બુજેં, જહાજ જુ ચલિ મુખ પોન?
તો નિજ બલ જિય ભોં તરે, નિશ્ચે કૃપાનિધાન. ૫૯

સંસ્કાર સાધન ધર્મ, આદિ કછુ ન મલ માસ;
શરન માત્ર નિજસમ કિયોં, પુરુષોત્તમ નિજ દાસ. ૬૦

દરજી માલી મધુપુરી, કુબ્જા કહા સાધન?
નુગતે નિવાજ નાથ હોં, પેં જો માને મન. ૬૧

ઇંદ્ર કિયેં અપરાધ અતિ, ભક્ત સહિત ગોપાલ;
સેવા માની દોષકી, એસે દુષ્ટ દયાલ. ૬૨

---

૫૯. દાવાનળ ઘડાના પાણીથી શું ઓલવાય? છતાં આપે તેમ કર્યું છે. શું વહાણ પવનના સામે મોંઢે ચાલી શકે? છતાં આપના ભક્તો તેમ કરી શકે છે. જો આમ બનતુ હોય તો હે કૃપાનિધાન! જીવ આપના બળથી ભો-ભવ-સંસાર તરી જાય એ નક્કી છે.

૬૦. અધિક માસને બધા મળ માસ કહેતા, પણ આપને શરણે તે આવ્યો તેથી પુરુષોત્તમમાસ થઇ ગયો, તેનામાં સાધન અને ધર્મના શા સંસ્કારો હતા?

૬૧. ભક્તમાળમાં બધી કથાઓ છે. દરજી, માળી, (મધુપુરીનો-મથુરાંનો) કુબ્જા વગેરેનાં શાં સાધનો હતાં? માત્ર હે નાથ! આપનું મન માનવું જોઇએ, જો મન માની જાય તો આપ કાંઇ જોયા વિના નવાજી દો છો.

૬૨. હે ગોપાલ! પેલા ઇંદ્રે પ્રલયકાળના મેઘ વરસાવીને આપનો અને ભક્તોનો મહાન અપરાધ કર્યો. પણ આપે તો તેના એ દોષને સેવારૂપ ગણી લીધો. આપ એવા દુષ્ટપર પણ દયા કરનારા છો.

અરિ સુમિત બિષ પથ્ય કર, અધર્મ સોઇ સુધર્મ;
અરિ પ્રસન્ન ઉલટો સુલટ, કુકર્મ માનોં સુકર્મ. ૬૩

મઘવા મીરાં રુ કુંતીસુત, ચંદ્રહાસ રુ બાધિક;
ઇતિહાસ યહ પાંચ હે, હોં નહી કહત અલીક. ૬૪
કામ દામ પ્રીતી સહજ, પાપ તાપ બિશ્વાસ;
ગરજ સમયકી દીનતા, ત્રિહુ તસ દિહુ નિજ ખાસ. ૬૫

ઓલચંડીસોં મન ભયોં, સુભાવ તુરિ મ્હોં જોર;
સાધક સબ બાધક ભયે, ઇક બલ નંદકિશોર. ૬૬

---

૬૩. દુશ્મનને મિત્ર, જહરને પથ્ય-હિતકર અને અધર્મનેજ સુધર્મ, તેમ કુકર્મને સુકર્મ એ ઉલટાનું સુલટું હે હરિ તમે પ્રસન્ન થાઓ છો ત્યારે માનો છો.

૬૪. ઇંદ્ર, મીરાં, પાંડવો, ચંદ્રહાસ, પારાધ એ પાંચ ઇતિહાસ ઉપરના દોહરાના ટેકામાં આપું છું. એને હું અલિક-ખોટા માનતો નથી, ઇંદ્ર અને પારધિ દુશ્મન ગણાય છતાં મિત્ર માન્યા, મીરાં અને ચંદ્રહાસમાં જહરને બદલે કંઇ બીજુંજ દેખાડયું. પાંડવોના અધર્મને પણ ધર્મ ગણ્યો.

૬૫. કામ અને દામમાં પ્રેમ સહજ થાય છે, પાપતાપમાં વિશ્વાસ આવે છે, ગરજ હોય ત્યારે દીનતા દેખાડું છું, આ ત્રણ વસ્તુ ખાસ મને આપી છે.

૬૬. મન તો અવળચંડી જેવું થયું છે. બીજા ચરણમાં કંઇ પાઠ ફેર હોય તેમ લાગે છે, કારણ કે અર્થ બરોબર બેસતો નથી બાકી તો સ્પષ્ટ છે. એક નંદરાજકુમારના બળથી બધાં બાધક સાધક રૂપ થઈ પડયાં.

નિત અનુચિત કૃતિ પલ છિન, પાછે સત્પરિતાપ,
રીતિ ભઈ કુંજર સૌચ હરિ, બચું બચાઓ આપ. ૬૭

તારો મારો હો ધની, ઓર ન ગતિ ગિરિધરન;
જેસો તેસો તિહારો, પર્યો તિહારે શરન. ૬૮

સુમતિ દેહુ મો મન હરિ, સુસંગ નિજ પેં પ્યાર;
ફિર ન ભજૂં તોં દીજિયોં, મો સિર દંડ અપાર. ૬૯

જબ લગ જાપેં મોહ દ્યો, તબ લગ સતત સયોગ;
મોહન મોહ નિવારિ જો, દિહુ તો દીજો બિયોગ. ૭૦

---

૬૭. રોજ ઉઠીને પળેપળે અને ક્ષણેક્ષણે અનુચિત કૃતિ તો છેજ, અને પાછળથી પશ્ચાત્તાપ થયા કરે છે. હાથી નાહીને જેમ પાછળથી પોતાના પર ધૂળ ઉરાડે છે તેવીજ મારી રીતિ થઈ છે. જો આપ બચાવશો તોજ તેનાથી બચીશ.

૬૮. હે ગિરિરાજને ધારણ કરનારા ! મને તારો કે મારો, તમે ધણી છો, પણ બીજી ગતિ તો છેજ નહિ, હું તો જેવો તેવો માત્ર તમારે શરણે પડ્યો છું.

૬૯. હે હરિ ! મારા મનમાં સુમતિ આપો, સત્સંગ અને આપના પર પ્યાર, એ જો આપ આપો અને પછી આપને જો હું ન ભજું તો મારે માથે ગમે તેવો દંડ ઠોકજો.

૭૦.—૧ જ્યાં સુધી જેના પર મોહ આપો ત્યાં સુધી તેનો સંયોગ બન્યો રહે તેમ તમે કરજો, પણ હે મોહન ! જો એ મોહ નિવારવો હોય તો પછી તેનો વિયોગ આપજો.

આપ જરી ઉખરે કહા? મો તેં માયા કહાન;
તો ઉપરે જો હોઉં મેં, તુમ તે હુ બલવાન. ૭૦

કરિ હો નીકી નાથ સબ, મેરી મો બિશ્વાસ;
ભલી કરત હો જગતકી, હોં તો ઘરકો દાસ. ૭૧

જાનૂ કછુ ન અબિધિ બિધિ, શરન પર્યૌ બ્રજરાય;
આછી લગે જુ આપકો, સો કૃતિ લેહુ કરાય. ૭૨

અબલ જીવ અસહાય અનુ, ઇકિલોં અરિ અનેક;
પ્રભુ! ઉપેક્ષા કરોગે ક્યોં કરિ નિભ હૈ ટેક. ૭૩

---

૭૦.—ર આપે માયા જડી દીધી છે તે હે કહાન! શું મા-શથી ઉખડવાની છે? તેના ઉપરવટ હું ક્યારે થાઉં કે જ્યારે આપથી પણ હું બળવાન હોઉં તો.

૭૧. હે નાથ! મારૂ તો બધું આપ સારૂં કરશો એવો મને વિશ્વાસ છે. આપ તો આખા જગતનું ભલું કરો છો તો, હું તો ઘરનો ગુલામ રહ્યો તો શું મારૂં નહી કરો ?

૭૨. વિધિ કે અવિધિ, શું કરવું કે શું ન કરવું એ હું કાંઇ ન જાણું. હે વ્રજરાય! હું તો આપને શરણે પડ્યો છું, આપને જે કૃતિ ઠીક લાગી તેવી કૃતિ મારી પાસે આપેજ કરાવી લેવાની છે. હું કાંઇ જીમ્મેવાર નથી.

૭૩. જીવ તો બલહીન છે, અણુ છે, તેનો કોઇ સહાયક નથી; અને તે એકલો છે. બીજી તરફ જોતાં તેના દુશ્મનો અનેક છે. હે પ્રભુ! જો તેની ઉપેક્ષા બેદરકારી કરશો તો તમારી ટેક કેમ નભશે?

ભક્ત ભક્તિ કિય ભદ્ર તુમ, ઠરી બ્યોહારકી ચાલ;
તિનમેં તારોં એક મુહિ, નાતે ધર્મ ગોપાલ. ૭૪

ભૂખ ભગો કે ભોગ ઘો, કે-ટારોં વહુ ભાન;
કહાંન કહૂં હૂં કોંનસોં ? કયોં ન ધરત તબ કાન ? ૭૫

કાલ વ્યાલ બિષ વિકલજિય, કા કરિ સેવ સ્તુત;
સહજ કૃપામનિ છુવૈયે, અદ્ભુત બૈદ અચ્યુત. ૭૬

ભજન બિના દુઃખ નાં ટરે-બિકલ બને ન ભજન;
કા કરિયે જ્યોં ત્યોં બન્યોં, તાતેં તુમ ન પ્રસન્ન. ૭૭

---

૭૪. ભકત તો ભક્તિ કરે અને તમે તેનું ભદ્ર-કલ્યાણ કરો, એ તો એક વ્યવહારની વાત થઇ, તેમાં એક મને તમે તારો નહિ તો હે ગોપાલ ! ધર્મ રહેશે નહિ

૭૫. ભૂખનો નાશ કરો અથવા તો ભોગ ભોગવવાની સવડ કરી આપો અથવા તેનું ભાન ટળી જાય તેવું કરો. હે કહાન ! હું આ વાત કોને કરૂં ? તમે તે કાને કેમ ધરતા નથી ?

૭૬. કાળરૂપી જહરી નાગનું જહર મારા જીવને આકુળવ્યાકુળ બનાવી દે છે. હું તમારી સેવા કે સ્તુતિ શું કરવાનો હતો ! હે અ-ચ્યુત ! આપ એક અદ્ભુત વૈદ્ય છો. સહજમાં આપનો કૃપારૂપ મણિ મને સ્પર્શ કરશે તો બધું જહર ઉતરી જશે.

૭૭.—૧ ભકિત વિના દુઃખ ટળતું નથી. આકુળવ્યાકુળ થતાં ભકિત બનતી નથી. જેમ તેમ બની રહી છે, શું કરીએ ! તેથીજ તમે પ્રસન્ન થતા નથી.

ભાવરતિ બિન આરતી, અખિલ હરોં મમ નાથ;
સતત સ્વરૂપાનંદ દિહુ, નિજ કરિ ગ્રહુ મમ હાથ. ૭૭[2]

ભકત્યાદિક મારગ કલિ, અતિ દુસ્સાધ્ય દયાલ;
આરત બંધુ બરદ કો, પાલન કરો કૃપાલ. ૭૮

શાસ્ત્રબોધ નિસદિન કરેં, કરે અવિદ્યા રોધ;
બિન સહાય શ્રીજી ન કછુ, જિય મન હોંઈ નિરોધ. ૭૯

## સોરઠા.

જાનિ દોષ કોં કોશ, શરન લીયો શ્રીનાથ મુહિ;
અબ ફિર દેખી દોષ, કરત ઉપેક્ષા ઉચિત હેં ? ૮૦[1]

---

૭૭.—૨ આપનામાં ભાવના અને રતિ-પ્રેમ છે એ પણ એક પ્રકારની આર્તિ-પીડા-છે તે હે નાથ ! તમે હરી લો. નિરંતર સ્વરૂપાનંદનું દાન કરો અને મારો હાથ ગ્રહો.

૭૮. હે દયાલુ ! ભકિતઆદિ માર્ગો પણ કલિયુગમાં દુઃસાધ્ય છે. સરખાવો શ્રીમદ્વલ્લભાચાર્યજીના આ વચનો સાથેઃ—कलौ भक्त्यादिमार्गा हि दुःसाध्या इति मे मतिः ॥ હે કૃપાલુ ! આપ દુઃખીઓના બંધુ છો, આપ આપના એ બિરદનું પાલન કરો.

૭૯. રાત અને દિવસ શાસ્ત્રો બોધ કર્યા કરે છે, પણ અવિદ્યા-અજ્ઞાન તો ઉત્તમ કાર્ય કરવાને રોધ કરે છે, અટકાવે છે, કરવા દેતી નથી, શ્રીજીની સહાયતા વિના કદી જીવનાં મનનો નિરોધ થઇ શકતોજ નથી.

૮૦.—૧ મને દોષનો ભંડાર સમજીને તો હે નાથ ! શરણે લીધો છે, હવે મારા દોષ દેખાને બેદરકારી બતાવો છો તે શું આપને ઉચિત છે ?

## દોહા.

ચૂક જીય કો ધર્મ હૈ, ક્ષમા ધરમ પ્રભુ આપ;
ભઈ દહી નઈ ના બનેં, અસ મતિ દ્યો હરિ તાપ. ૮૦
માયા કેફ ખવાય પ્રભુ, ફિર કહુ રહે પ્રબીન;
નાથ બિચારો ક્યો બને? તુમ પ્રધાન બલ હીન. ૮૧
તુમરે કર કરતૂત સબ, કહા મેરો કછુ જોર;
કહોગે ક્યોં? નાં બને, મો રુચિ નંદકિશોર. ૮૨
કહુગે બંધન કર્મ હૌ, કહાંતે લ્યાયોં આદિ;
ધુર જસ બોયોં બીજ નિજ, ભુક્તૂં વહ પરસાદિ. ૮૩

---

૮૦.—ર જીવનો ધર્મ તો ચૂકવાનોજ છે, આપ પ્રભુનો ધર્મ ક્ષમા કરવાનો છે, ને ચૂક થઈ તે તો બળી જાય અને નવી ચૂક હું ના કરૂં એવી મતિ હે હરિ! મને આપો.

૮૧. હે પ્રભુ! પહેલાં તો આપ અમને માયારૂપ કેફી પદાર્થ ખવરાવો છો અને પછી કહો છો કે, તું હુશીયાર રહેજે! હે નાથ! એટલું તો વિચારો કે એ બનેજ કેમ? તમે મુખ્ય છો અને અમે બલહીન છીએ.

૮૨. તમારે હાથ આ બધાં કરતૂત છે, એમાં અમારૂં કંઈ જોર શું છે? હે નંદકિશોર! તમે કહેશો કે, એમ કેમ થાય છે? તો હું કહીશ કે મારી રુચિ અનુસાર કાંઇ બનતું નથી.

૮૩. એમ કહેશો કે તારાં કર્મના બંધન હશે, તો પહેલાં હું તે બંધન ક્યાંથી લાવ્યો હતો? ધુળમાં બીજ તમે જે વાવ્યાં તે હું પ્રસાદી ભોગવું છું.

દારુ પૂતરી યંત્ર શુક, મરકટ પરબસ બાલ;
ત્યોં હરિ તુમ બસ જગત સબ, કરેં કરાયે ખ્યાલ. ૮૪

શકટશ્વાન જ્યોં તહુ મનેં, હોં કરતા જિય મૂઢ;
ઇંહુ પુનિ રચના આપ સબ, કરોં અલગ ગતિ ગૂઢ. ૮૫

મૂલ બિચારત સાંચ સબ, કરતા પંકજ નેંન;
પેં જિય સિર કછુ નાં ધરો, તો ભો ખેલ ખુલેં ન. ૮૬

સુખકારી શ્રીજી સકલ, દુઃખ દાતા મમ કર્મ;
દુઃખદ હુ તમ યોં ક્યોં કહૂં ? લજેં દાસ મમ ધર્મ. ૮૭

---

૮૪. કાષ્ઠની પૂતળી, યંત્ર પોપટ, વાંદરાં, બાળકો એ બધાં પરવશ હોય છે. હે હરિ ! આખું જગત તમારે વશ છે, તમે બધાના ખ્યાલ કરી કરાવી રાખ્યા છે.

૮૫. ગાડાં નીચેનું કુતરૂં જેમ માને છે કે, ગાડાંના બોજને હું જ ઉપાડી ચાલું છું, તેમ મૂર્ખ જીવ એમ માને છે કે હું જ કર્તા છું. આ વિચિત્ર રચના પણ બધી આપનીજ છે, તેવી રચના કરીને પાછા અળગા રહો છો ! ખચિતજ, આપની ગતિ ઘણી ગૂઢ છે.

૮૬. મૂળમાં વિચારતાં જણાશે કે બધાંના સાચા કર્તા કમલનયન પ્રભુજ છે, છતાં જો પ્રભુ ! જીવને માથે તમે કાંઇ ધરો નહિ તો આ ભવ ખેલ–સંસારની રમત–બરોબર ખુલે નહિ–જામે નહિ.

૮૭. મારા શ્રીજી તો બધાને સુખદાન કરનારાજ છે, દુઃખ તો મારા કર્મ આપે છે. હે પ્રભુ ! તમે દુઃખ આપો છો એમ હું કેમ કહું ? મારો દાસધર્મ તો તેથી લાજે.

સબ કરતા પદમેં લગે, યોં કહત હું કછુ ખાંચ;
કછુ હુ ન કહત બને દુહૂ, સાંચ દુહૂ બિધિ આંચ ૮૮

હેં યોં તહુ સબ કર તુમહિ, કહે બિન મોહિ ન તોષ;
કર્માદિક સબ પરાધીન, હરિ સ્વતંત્ર નિર્દોષ. ૮૯

કર્તુમકર્તુ અન્યથાકર્તુ, સમરથ ઈશ;
બિચિત્ર લીલા આપકી, અલગ અકલ જગદીશ. ૯૦

માયા કાલાતીત વિભુ, ત્રિગુન અક્ષરાતીત;
પરમેશ્વર પરબ્રહ્મ પ્રભુ, આત્મારામ અજીત. ૯૧

---

૮૮. બધા કર્તા પદમાં લાગ્યા છે, હું કર્તા છું એમ માને છે હું તો એમ કહેતાં કાંઇક આચકો ખાઉં છું, બન્નેમાંથી કશું કહેવાનું બનતું નથી. સાંચ-ખરેખર, ખચિતજ, બન્ને તરફ આંચ-અગ્નિ-છે. આપ કર્તા છો એમ માનું તો દુઃખદાતા આપ બનો અને મારો દાસધર્મ લાજે, હું કર્તા છું એમ તો કહેવાયજ કેમ ? બન્ને બાજુએ અગ્નિ છે, એકે તરફ ઢળાય તેમ નથી.

૮૯. વસ્તુસ્થિતિ તો ઉપર બતાવી તેવીજ છે, છતાં તમેજ કર્તા છો, તમેજ બધું કરી રહ્યા છો એમ કીધા વિના મને સંતોષ થતો નથી. કર્મ વગેરે બધાં પરાધીન છે. હે હરિ ! માત્ર આપજ સ્વતંત્ર અને નિર્દોષ છો.

૯૦. સ્પષ્ટ છે.

૯૧. માયા ને કાલથી આપ અતીત-પર-છો. સત્ત્વાદિક ત્રણ ગુણો અને અક્ષર બ્રહ્મથી પણ પર છો, બીજું સ્પષ્ટ છે.

અનંત કોટિ બ્રહ્માંડ પતિ, પ્રધાન પુરુષાધીશ;
શ્રુતિ વિધિ શંકર સંકર્ષન, અધિપતિ મહાલક્ષ્મીશ. ૯૨

નામ બ્રહ્મ ભગવાન પરમાત્મા પુરુષોત્તમ;
અવતારી અંશી પૂરન, અગમ્ય નિગમાગમ. ૯૩

સદાનંદ શ્રીકૃષ્ણ, સચ્ચિદાનંદ અચ્યુત;
સર્વશક્તિધૃક જગદ્ગુરુ, જગન્નાથ અદ્ભુત. ૯૩

અંતર્યામી અખિલપતિ, ઈશ્વર સદ્ગુનસિંધુ;
મહાસહિષ્ણુ શાંત દીનવત્સલ આરત બંધુ. ૯૪

ઈશ્વરકે ઈશ્વર અચલ, મહાકાલકે કાલ;
સો પ્રભુ ભક્તાધીન હો, સમર્થ દીનદયાલ. ૯૫

( પાનું ફાટી ગયલું હોવાથી ઉતારી શકાય તેમ નથી. ) ૯૬

---

૯૨. પ્રકૃતિ અને પુરુષના અધીશ છો, વેદ, બ્રહ્મા અને મહાદેવજીના પણ માલીક છો, મહાલક્ષ્મીના પણ પતિ છો.

૯૩ થી ૯૪ સુધી. ભગવાનનાં નામ વર્ણવે છે. અવતારી-બીજા બધા આપના અવતારો છે, અંશો છે, આપ તેથી અવતારી અને અંશી કહેવાઓ છો. નિગમ-વેદને-પણ આપની ગમ નથી, સર્વશક્તિધૃક અધી શક્તિઓને ધારણ કરનારા, સહિષ્ણુ-સહનશીલ આરતબંધુ-દુઃખીઓના બંધુ છો.

૯૫. એવા છતાં આપ દીનદયાળ છો, અને ભક્તને આધીન છો.

જીવ સુભાવિક અજ્ઞ હેં, દુ:ખ દિખિ રહે ન ધીર;
તબ જદવા તદવા બકેં, આપ સહોં ગંભીર. ૯૭
સેવક સ્વામીકો કહેં, બાલ પુકારે માત;
પત્ની અપને પીયુસોં કહેં, સુખ દુ:ખકી બાત. ૯૮
અનુચિત બાતહુ સુનતહી, અપનેકી પ્રીતિ સમેત;
અરુચિ ન આવેં ઇશકોં, અધિકોં ઉપજે હેત. ૯૯
ત્યોં પ્રભુ હોં બિન સમજકી, બિનતિ કરૂં અજ્ઞાન;
આપ બિલગ મતિ માનીયો, મેરે પ્રીતમ પ્રાન. ૧૦૦
ગુનેહગાર સરનો ગહે આંચ સાંચ કહુ નાંહિ;
બડપ્પન બિઠ્ઠલનાથ જબ, ભુલિ ભૂલ ગહુ બાંહિ. ૧૦૧

---

૯૭. જીવ સ્વભાવિક રીતે અજ્ઞાની છે, તેથી દુ:ખ દેખીને તેને ધીરજ રહેતી નથી, તેથી જીવ જેમ તેમ બકે છે, આપ ગંભીર છો, તેથી તે સહન કરો છો.

૯૮—૯૯. સુખ દુ:ખની વાતો દુનીયામાં નોકર માલીકને કહે છે, બાળક માતાને કહે છે, સ્ત્રી પતિને કહે છે, એ બધાં પોતાનાં જનની વાત અનુચિત-અયોગ્ય હોય છે તો પણ સાંભળે છે. સમર્થને તેથી અરુચિ ઉપજતી નથી, ઉલટું હેત ઉપજે છે.

૧૦૦. હે પ્રભુ ! હું અજ્ઞાની આપને સમજણ વિનાની વિનતિ કરૂં છું, મારા પ્રાણપ્રીતમ ! મારી વાતને આપ નકામી ન માની લેશો.

૧૦૧. હે વિઠ્ઠલનાથ:—વિદા જ્ઞાન્ શૂન્યાન્ લાતીતિ વિઠ્ઠલ: । જ્ઞાન વડે શૂન્ય એવા જીવોને અંગીકાર કરનારા નાથ ! મારી ભૂલ હોય તે ભૂલીને મારો હાથ આપ ઝાલો તેમાં આપનું વડપણ છે. હું ગુનેગાર શરણે આવ્યો પણ તે ખોટો કે સાચો તે કહી શકતો નથી.

નાથ બિચારો મુગ્ધ બિન કોન કરે નિત દોષ;
તાહિ દંડ કહા ? સુમતિ દિહુ જ્ઞાન ભૂલ ભલ દોષ. ૧૦૨

રત્નમનિ મન દીજિયે, નાથ ઉચિત બડ આહિ;
કંકર પથ્થર ઠીકરી, ક્યોં નચિત તા માંહિ. ૧૦૩

એસો નહિ હરિ જગતકો તૃપ્ત કરે નિજ નામ;
અઘ અઘાયકે જીવેગો, પઠવો મો ઉરધામ. ૧૦૪

પતિત પાવનાદિક બિરદ, મો લખિ ત્યાગે આપ;
બિરદ છુડાયે આપકે, ક્ષમા કરો વહ પાપ. ૧૦૫

---

૧૦૨. હે નાથ ! એટલું તો વિચારો, કે અજ્ઞાની વિના દર-રોજ ગુનોહ કોણ કરે ! તેને વળી દંડ કેવો ? તેને આપ સદ્બુદ્ધિ આપો, જાણીને ભૂલ કરે તેના કરતાં અજાણતાં ગુનોહ કરે તે સારો ગણાય છે.

૧૦૩. હે નાથ ! રત્ન અને મણિ જેવી ઉત્તમ વસ્તુમાં આપે મન-દીલ રાખવું જોઇએ, બડે-મોટાઓને-તેજ ઉચિત છે. કાંકરા, પથરા અને ઠીકરાં કાંઇ મોટાઓનાં મનમાં સ્થાન લેતાં હશે ?

૧૦૪. હે હરિ ! આખા જગતને તૃપ્ત કરે એવું આપનું નામ નથી, હું તો પાપથી તૃપ્ત થઇને જીવું છું, તેથી મારા ઉરધામમાં-હૃદયમાં-તે નામને મોકલો, બરોબર અર્થ સમજાયો નથી.

૧૦૫. મને જોઇને પતિતપાવન વગેરે બિરદ આપે છોડી દીધાં છે. મેં આપનાં બિરદ છોડાવ્યાં, તેનું પાપ મને લાગ્યું તે આપ ક્ષમા કરો.

અગનિત અપરાધી જિતે, તુમરી ક્ષમા અજીત;
માનું મમ અપરાધ લખિ, કછુ ઇક માની ભીત. ૧૦૬

તુમ કહોગે હમરી ક્ષમા, ડરે દોષ અસ કૌન;
તબ હસિ બોલોં નિરંતર, યહ ઘોડા મેદાન. ૧૦૭

સુપથ ચલે સરનો ગહે, તાકો પ્રતિદિન દુઃખ;
કેસો ન્યાય કૃપાલ એ, દુષ્ટ બિમુખ અતિ સુખ. ૧૦૮

કહત બને નહિ કા કહૂં? અંતર દુઃખ અપાર;
જાનિ આંખિ સાખી ભયે, સમર્થ પ્રભુ બલિહાર. ૧૦૯

મતિ રતિ દુહુ મમ કન્યકા, તુંમે બ્યાહી મેં કહાન;
બરબટ રાખો આપ ઢિંગ, દેહુ છુડાય કુબાન. ૧૧૦

---

૧૦૬. તમારી અજિત ક્ષમાએ અસખ્ય અપરાધીઓને જીતી લીધા છે. છતાં હું એમ માનું છું કે, મારા અપરાધો જોઇને તેને કાંઇક ભીતિ-ડર-લાગ્યો છે.

૧૦૭. તમે કહેશો કે અમારી ક્ષમાને ડરાવી દે એવો કયો દોષ છે? તો હું કહીશ કે ત્યારે તમે નિરંતર હસીને બોલો, કેમકે આ ઘોડો હવે મેદાનમાં છે

૧૦૮. સારે માર્ગે જાય, શરણ ગ્રહે, તેને દરરોજ દુઃખ છે, હે કૃપાળુ! આપનો કેવો ન્યાય છે? વિમુખ દુષ્ટને અત્યંત સુખ મળે છે.

૧૦૯. સ્પષ્ટ છે.

૧૧૦. મતિ-બુદ્ધિ અને રતિ-પ્રીતિ એ બન્ને મારી કન્યાઓ છે, તે મેં તમને પરણાવી દીધી છે! આપ તેને બરોબર પાસેજ રાખીને તેની કુબાન-ખરાબ વાણી-છોડાવી દેજો.

બલ બર જોરી આપકો હરી ગઇ શ્યાલ નમાય;
મેં અર્પ્યો હોં તુમે મન લિહુ છુડાય હરિરાય. ૧૧૧

બિસરત હરિજન દિયોં સબ, સુકૃત દુષ્કૃત સોહુ;
નાથ પ્રકૃતિ પરિ બિસરની, ત્યોં જિન બિસરોં મોહુ. ૧૧૨

મત બિસારિયો મનતે, મોકું જગત ગુસાંઇ;
મેરો રક્ષન હોયગો, કમઠ ઈંડકી નાંઇ. ૧૧૩

હોં નિસિદ્યોસ દયાનિધે, કયોં સંગમ મમ આપ;
બિસરોં તમ આભા યુગ્મ, તબ સંભવેં મિલાપ. ૧૧૪

---

૧૧૧. બળકરી બળજોરીથી આપના સાળા મનને તે હરી ગઇ છે, મેં તો તમને મારૂં મન અર્પ્યું છે, તે મનની રતિ પ્રીતિ બે બહેનો છે ! એ જો મનને હરી જાય તો તમે તેની પાસેથી તેને છોડાવી લેજો.

૧૧૨. હે હરિ ! પોતાનાં જનને સુકૃત અને દુષ્કૃત જે આપેલાં છે, તે વિસરી જવાય; પણ હે નાથ ! સ્વભાવને તો વિસરાય નહિ, જો તે ન વિસરે તો મને વિસરી ન જશો.

૧૧૩. ગુસાંઇ-પૂજ્યમાં પૂજ્ય, કમઠ-કાચબો જલની બહાર રેતીમાં ઈંડા મુકે છે અને પોતે જળમાં રહીને તેનું રક્ષણ કરે છે; તેમ કરજો.

૧૧૪. જ્યાં સુધી રાત અને દિવસ છે ત્યાં સુધી હે દયાનિધિ આપનો મિલાપ કયાંથી થવાનો હતો ? જ્યારે તમ-અંધારૂં અને આભા-પ્રકાશ; એ બન્નેને વિસરી જઇશ ત્યારેજ આપનો મિલાપ થશે.

સાધનસાધ્ય ન હો સકોં પ્રેમ તિહારે પાસ;
દયા ન કરિયત દીન લહિ, કહા મિલન અબ આસ. ૧૧૫
પતિત હું કહિગો પે ન મનૂ, તાતેં કરો ન પૂત;
હાં અલીક નિજ સાંચ કરુ, સહજ કૃપા અચ્યુત. ૧૧૬
મતિ ધર્મ રતિ કૃષ્ણ મમ, ગતિ વૃંદાબન ધામ;
કૃતિ સેવા શ્રીનાથ કબ, હો રટિ હરિ નામ. ૧૧૭
ગોકુલ બૃંદાબન્ન લેહુ, મોપેં જગજીવન્ન;
પલટેં મોકૂં દીજિયેં, ગોકુલ બૃંદાબન્ન. ૧૧૮
દેવી નાહિ ન દેવતા નિજ ઓતારહુ કોન;
રાજહુ રાધાકૃષ્ણ મમ, જુગ નિત મો સિર ઉર ભોંન. ૧૧૯

---

૧૧૫. આપ કોઇ સાધનથી સાધ્ય છોજ નહિ. માત્ર પ્રેમ આપની પાસે પહોચાડે છે. હવે તમે દીન જાણીને દયા સરખીએ કરતા નથી, તો પછી મળવાની આશા કયાં રહી ?

૧૧૬. પૂત-શુદ્ધ, અલીક-જુઠો, અચ્યુત-હે પ્રભુ !

૧૧૭. મારી મતિ ધર્મમાં, રતિ શ્રીકૃષ્ણમાં, ગતિ શ્રીવૃંદાવન ધામમાં થાય, કૃતિ શ્રીનાથજીની સેવામાં; આ બધું કયારે થશે ! હે પ્રભુ ! હુંતો તમારૂં નામ રટી રહ્યો છું.

૧૧૮. હે જગજીવન! મારી પાસેથી તમે ગોકુલ-ગાયોનો સમૂહ અથવા તો ઇંદ્રિયોનો સમૂહ લઇ લો, વૃંદાવન-તુલસીજીનું વન લો, પણ તેના બદલામાં મને શ્રીગોકુલ અને વૃંદાવન ધામ આપવાં પડશે.

૧૧૯. કોઇ દેવી દેવતા કે બીજા અવતાર પણ નહિ, મારા મસ્તક અને હૃદયરૂપ ભવનમાં તો રાધાકૃષ્ણજ બિરાજો.

શ્રીબલ્લભ બલ્લભ સબ સહુ બલ્લભ મુહિ હોહુ;
સહજ સદા ઢિગ રાખિયેં, અપનો જાની મોહુ. ૧૨૦
લલિત ત્રિભંગી છેલ છબિ, નટવર નંદકિસોર;
શ્રીરાધા સહ મો હૃદેં બસો ચિત્તકો ચોર. ૧૨૧
એસી માયા મોપર કરોં, ચલે ન માયા જોર;
મયા મયા રહિત દ્યો, નિજપદ નંદકિશોર. ૧૨૨
કા ન હોય મનતેં કરોં, મુહિ નિજ લહિ શ્રીરંગ
અનંત કોટિ બ્રહ્માંડ કિય, રચના ભ્રુકુટિ ભગ. ૧૨૩
સબ બિધિ તુમસે તુમહિ પ્રભુ, કહું ઉપમ. જો હોય;
જેસે વ્યોમસુ વ્યોમસોં, ઓર ન દૂજો કોય. ૧૨૪
બકીકુ અંબ ગતિ આપ દ્યો, વ્યાધે ગતિ સતન્ન;
ઓગુનકે ગુન તુમ ગિનો, ઓર ન ખ્હોચે મન્ન. ૧૨૫

---

૧૨૦. ઢિગ-પાસે. ૧૨૧. સ્પષ્ટ છે.

૧૨૨. મયા-કૃપા, જ્યાં મયા અને માયા બન્ને ન હોય તે સ્થાન.

૧૨૩. અનંત કોટિ બ્રહ્માંડ માત્ર ભ્રુકુટિના ફરકવા માત્રથી જ્યાં રચાતાં હોય ત્યાં મને પોતાનો માનીને મનથી કૃપા કરો તો શું ન થાય?

૧૨૪. આપને કોઇની ઉપમા ન અપાય, વ્યોમ-આકાશ ને આકાશનીજ ઉપમા છે.

૧૨૫. બકી-પૂતનાને, માના જેવી ગતિ. પારધિને પણ સદેહે મોક્ષમાં મૂકયો, બાકી સ્પષ્ટ છે. ઓગુણ-અવગુણ.

નિસ્સાધન તારન હરિ, ભક્તાધીન હૂ સાંચ;
એકહૂમેં નહિ મેં પૂરન, આર્ત્તબંધુ હર આચ. ૧૨૫
ઐસી દીનતા દેહુ પ્રભુ, પરમ કૃપા નિજ હેતુ;
હેતુરહિત રતિ પરમ દિહુ, પ્રતીતિ પૌન ચલ કેતુ. ૧૨૬
ભોગું તાપ ફલ પાપકોં, આપ ઉરાહનોં કહાન;
નાથ ઉબારોં બિરદ લખિ, તો અપનોં અહેસાન. ૧૨૭
નાંહિ સુનોગે બિનતિ, તો મેરો કછુહુ ન જોર;
તુમ બિન મેરે કોન હૈં ? જો કહુ નંદ કિશોર. ૧૨૮
જૈસો હૂં તૈસો પ્રભો, તુમ જાનતહો મોહિ;
જ્યોં ત્યોં ઢાંપિ નિભાઇયે, પ્રકટ કિયે કા હોહિ. ? ૧૨૯
જીવ મતિ અનુચિત કૃતિ, બનેં અખિલ અવિનાસ;
હે દયાલ અબ દીખ મત દીજે લહિ નિજ દાસ. ૧૩૦

---

૧૨૬.—(૧-૨) હું એકેમાં પૂરો નથી. નથી નિસ્સાધન કે નથી ભક્ત. હે પ્રભુ ! એવી દીનતા આપો કે જે આપની કૃપામાં કારણ બને. વળી હેતુ-સ્વાર્થ-વિનાની રતિ-પ્રીતિ આપો, જેમકે, પવનના જોરથી ધ્વજા ઉડે છે, ધ્વજામાં શું ફરકવાની શક્તિ છે ?

૧૨૭. ઉરાહનો ઠપકો-ઉપાલંભ, અહેસાન-ઉપકાર.

૧૨૮. સ્પષ્ટ છે.

૧૨૯. ઢાંપી-ઢાંકીને નભાવી રાખજો, ખુલ્લું કરવાથી શો ફાયદો થવાનો છે ?

૧૩૦. (૧-૨) જીવથી તે એવુંજ બને છે, પણ હે દયાળુ ! આપ હવે તે જોઇને અને મને પોતાનો દાસ ગણીને એવી અનુચિત કૃતિ આપશો નહિ, ક્લેશદ-ક્લેશ ઉપજાવનાર ઉપાવ-ઉપાય. લહૂ-લઈ શકું.

ઉચિત કૃતિ અનુચિત બને ક્લેશદ સહજ સુભાવ;
હરિ નિજબલ સુખ દિહુ લહૂં, મેરી ચલિ ન ઉપાવ. ૧૩૦

મેરી કૃતિ મતિ દેખિયો, મેરે જીવન પ્રાન;
જિન સોંપ્યોં હે આપકૂં સુધિ કરિયે વહ કાન. ૧૩૧

ઢાંકિ બુરાઈ ભલાઇ દઇ, નિજ લહિ નંદકિશોર;
અબેં લુટાવત લાજ કહા? અથમ હતો નહિ ચોર. ૧૩૨

તુમરે ગુનકું પી ગયો, તુમ પીને મો દોષ,
અબ કુછ સાખીસે લગોં, કોન દોષ અસુ રોષ, ૧૩૩

શોકમોહાદિ બિટંબ સબ, જન્મ ગયોં બેકાજ,
ખલ બિનતિ સુનિ ખીજ હુઈ, પલ ન ભજે બ્રજરાજ. ૧૩૪

નીચ કૃતિ નિસદિન કરૂં, આપ દરસ અભિલાષ;
પામર માગે પામરી, સુનત ઉઠે જ્યો હાસ. ૧૩૫

---

૧૩૧. આપને શ્રીમહાપ્રભુજીએ મને સોંપ્યો છે, તે કાની યાદ રાખજો.

૧૩૨. મારી બુરાઇ–દુષ્ટતા, ઢાંકીને તમે ભલાઇ આપી–હવે શા માટે લાજ લુંટાવો છો ? હું શું પહેલાં ચોર ન હતો ? મારી લાજ છેજ ક્યાં ?

૧૩૩. મો–મારા, સાખી એ–સાક્ષી જેવા તટસ્થ થયા. મારો કયો દોષ થયો છે કે, તમને આવો રોષ મારા પર થાય ?

૧૩૪. બે કાજ–નકામો, સ્પષ્ટ છે. ૧૩૫. સ્પષ્ટ છે. હાસ–હાસ્ય.

મનતેં બડપન લે ફિરૂં, સ્યાનપ યોંહિ અપાર;
સુજન દીન યોંહિ દમૂં, તુમ સહુ નંદકુમાર. ૧૩૬
અજહૂ વે કૃતિ કરતહૂં, જો કૃતિપેં નિજ ખીજ;
હરિ મેરો જડપન લખો, તાપર માગું રીઝ. ૧૩૭
વિનતિ કરત લજાત હોં, જાનિ કરત કુકાજ;
બાનેકી પત રાતિયેં, બાંહ્યિ ગ્રહેકી લાજ, ૧૩૮
પ્રકટ પ્રભો કહાં લગ કહૂં ? આપેં કહા અજાનિ;
ભૂલિ ભૂલ કરુના કરો, આપનપોં ઉર આંનિ. ૧૩૯
કહેની કછુ કરની કછુ, પચ્યોં રહૂ પાષંડ;
વેસેકોં કર તુમ ગ્રહોં, ઓર કરેં શત ખંડ, ૧૪૦
અબ હેં, વ્હે હે, વ્હેં ગયે, પતિત પાપરતિ પુષ્ટ;
તિનમેં મોસમ કોન ? પ્રભુ વેસોં મેં મહાદુષ્ટ. ૧૪૧
અરુ પિસૂનહૂ કહત લજ, એસે દોષ મમ કોશ;
વેસેકો પાલન કરોં, તુમ હરિ કરી અદોષ. ૧૪૨

---

૧૩૬. સ્યાનપ–શાણપણ, યોંહી–એમને એમ, સુજનોને અને દીનને દમું છું, આવું તો તમેજ સહન કરી લો.

૧૩૭. અજહૂ–આજે પણ, જડપન–મૂર્ખતા.

૧૩૮. સ્પષ્ટ છે. ૧૩૯. મારી ભૂલો ભૂલીને–વિસરીને.

૧૪૦. આવાનો હાથ તો આપજ ઝાલો, બીજા તો સો ટુકડા કરી નાંખે.

૧૪૧. પાપરતિ–પાપમાંજ પ્રેમવાળો, પાપથીજ પુષ્ટ બનેલો.

૧૪૨. પિસૂન–ચાડીઓ, લજ=શરમાઉં, અદોષ–નિર્દોષ.

દુ'ખ પાવત તાતે કહૂં, સમુઝત શિવ ન અશિવ;
નાથ બિલગ મત માનિયો, તુમ ઇશ્વર હોં જીવ. ૧૪૩

કરી કરત હો કરોગે, કૃપા કૃપાકર સત્ય;
તાપર દેત ઉરાહનોં, ઓછી મેરી મત્ય. ૧૪૪

હોં અપને અજ્ઞાન પ્રભુ, તુમરી કૃપા ન જાનુ,
સબ દેખત પેં ઉલુક જ્યોં, ઉદયોં ભાન ન ભાનુ. ૧૪૫

બિન સ્વારથ સબ સ્હરાવત, જનનિ જનકકોં પ્યાર;
સોહુ રાવરી કૃપાપેં, વારૂ કોટિ હજાર. ૧૪૬

કરત સબન કોં હિત હરિ, શુભ જતાવત નાહિ;
જિય કુલત કછુ બિન કિયેં, બડો કૃતઘ્ની આંહિ. ૧૪૭

---

૧૪૩. શિવ-કલ્યાણ, અશિવ-અકલ્યાણ. બન્ને સમજતો નથી બિલગ-ઉલટું માનશો નહિ.

૧૪૪. તમે તો કૃપા કરી છે, કરો છો, કરશોજ. ઉરાહનો-ઠપકો મત્ય-અક્કલ.

૧૪૫. હુંતો અજ્ઞાન છું, તમારી કૃપાને જાણુતોજ નથી. દિવસે બધા દેખે છે, પણ ઉલુક-ઘુવડ જોતો નથી કે સૂર્ય ઉગ્યો કે ન ઉગ્યો.

૧૪૬. માતાપિતાના પ્યારને બધા નિઃસ્વાર્થ કહીને વખાણે છે. પણ આપની થોડી કૃપાપર તેવા હજાર કરોડ પ્યારને વારી નાખું.

૧૪૭. જતાવત-જણાવતા, નાહી, નથી, જીવ તો કંઇ કરતો નથી અને અમથો ફુલાઇ મરે છે, તે બડો કૃતઘ્ની છે.

રોમ રોમ રસના બને, આયુષ જિતો અનંત;
સતત ગાઉં ગુન નાથ નિજ, તહુ ન લહૂં કછુ અંત. ૧૪૮

મેરે તુમ સર્વસ્વ હો જુગલ નિકુંજ નિવાસી;
નિકટ રાખ નિત ટહેલ દિહુ, જાનિ દાસીકી દાસી. ૧૪૯

જેસે હો તેસેનકોં, પ્રભુ હૂં કરત પ્રનામ;
જેસો હૂં તેસો દયો, પાલો શ્રી ઘનશ્યામ. ૧૫૦

યહ બિજ્ઞપ્તિવિલાસ જો, પઢેં સુને સહુ પ્રેમ;
દયાપ્રીતમ શ્રીજી મિલેં, મન બાંછિત ફલ ક્ષેમ ૧૫૧

ઇતિ શ્રીવિજ્ઞપ્તિવિલાસ. કવિદયારામકૃત. સમાપ્તોયમ શંભુ ભવતુ શ્રીરસ્તુ. શ્રીકલ્યાણમસ્તુ.

॥ શ્રીકૃષ્ણાર્પણમસ્તુ ॥

---

૧૪૮. રોમે રોમે રસના–જીભ થાય, જેટલું અનંત આયુષ હોય તે બધું આપના નિરંતર ગુણગાનમાં ખરચું તો પણ તેનો પાર ન પામું.

૧૪૯. જુગલ–રાધાકૃષ્ણ, ટહેલ–સેવા.

૧૫૦. સ્પષ્ટ છે. ૧૫૧. ક્ષેમ–કલ્યાણ.

# નામપ્રભાવબત્રીશી.

## દોહા.

**" કલિ કેવલ શ્રીકૃષ્ણકો, કીર્તન હી હેં સાર "**

ધ્યાન યજ્ઞ પૂજનજુ ફલ, સો યાતેં નિર્ધાર. ૧
કર્માદિ સાધન સબ ધર્મ, નહિ આસુચ અધિકાર, ૨
સબ સાધન સબ ધર્મકો એહિ જાનિ આગાર. ૩
ઓર કાહુકોં કામ નહિ, ઇનતેં બેડા પાર, ૪
કર્મ જ્ઞાન યોગાદિ સબ, કૃષ્ણ નામકી લ્હાર. ૫
જો ન કરત તોં વિપ્ર તહુ, અઘ આસુચ ભંડાર, ૬
સબ કૃતિ પૂરન કર સદા, રસિકનકોં શૃંગાર. ૭
અનાયાસ બડ ફલ મિલે, અતિ પ્રિય નંદકુમાર, ૮
અતિ સ્વાદુ બિન શ્રમ અહો, પ્રસન્ન દેવ મુરાર. ૯
ઓર યુગનમેં નહિં સુનહિ, સદા સકલ સિરદાર, ૧૦

---

૧. કલિમાં પ્રભુનાં નામવિના કાંઇ પણ સાધન નથી એ વિષે આ નાનોશો ગ્રંથ કવિએ લખ્યો છે. ગ્રંથ સરલ છે, વધારે વિવેચનની જરૂર નથી. 'કલિ કેવલ શ્રીકૃષ્ણકો કીર્તન હી હેં સાર' એ કડી ગુરુએ લખી તે પર કવિશ્રીએ ૩૨ કડીઓ લખી છે.

૨. કર્મ વગેરે ધર્મનાં સાધનો છે, પણ કલિકાલને લઇને આ સુચ-અશુચિતા-અપવિત્રતા એટલી બધી વધી પડી છે કે, તે સાધનોનો અધિકારજ રહ્યો નથી. ૩. આગાર-ઘર.

૫. લ્હાર-સાથે. ૬. અઘ-પાપ. આશુચ-અપવિત્રતા.

૧૦. બધાના સિરદાર પ્રભુ બીજા યુગમાં કાંઇ સાંભળતાજ નથી.

સરલ સબ ધર્મ શિરોમનિ, અરુ સબકોં અધિકાર. ૧૧
જાપર કરુના કૃષ્ણ અતિ, તાકું ઉપજે પ્યાર, ૧૨
કોટિ કોટિ ચિંતામનિ, જાપર વારૂં વાર. ૧૩
વિના ભાવ કયોહું કરો, તદપિ પ્રભાવ અપાર, ૧૪
કોટિ જન્મકે સુકૃતકો, ઇહ ફલ રતિ ઉચ્ચાર. ૧૫
સહજ અઘારતિ સબ ટરે, લગે કૃષ્ણ ચિત્ત તાર, ૧૬
સંકર્ષન શંકર હુ સો કરે, એહિ ઓર સબ ડાર. ૧૭
જાતેં હરિ ગોહન ફિરે, એસો જિનમેં ભાર, ૧૮
જિનકી ગતિ ન કાહુતેં, તિનકો હૂં આધાર. ૧૯
કૃષ્ણ છોડિ વૈકુંઠકોં, ઠાડે રહિ વહ દ્વાર; ૨૦
ઓર તજી સબ યહ કરો, હૂં માનૂં ઉપકાર. ૨૧
સહજ મિલ્યો છાંડી સુધા, કત પિવત જલ ખાર ? ૨૨

---

૧૩. ચિંતામણિ-મન ઇચ્છિત પૂરનાર મણિ.

૧૫. રતિ ઉચ્ચાર-પ્રેમથી નામ ઉચ્ચરે તો.

૧૬. અઘારતિ-અઘ પાપ. આરતી-દુઃખ. સંકર્ષણ શેષજી અને શંકર પણ નામનુંજ રટન કરે છે મુખ્ય તે જ છે. બીજી બંડાર શાખાઓ છે.

૧૮. ગોહન-પાછળ પાછળ. ૨૦. ભગવાન પણ વૈકુંઠ છોડીને તેને બારણે ઉભા રહે.

૨૨. સહજમાં મળેલું અમૃત છોડીને શા માટે ખારૂં જળ પીઓ છો ?

સંશય ધરિ મત મૂર્ખ નર, શ્રુતિ સબ કરત પુકાર. ૨૩
વ્યાસાદિહુ નિર્ણય કિયોં, કરિ સબ શાસ્ત્ર બિચાર; ૨૪
જલ્પતહી જુગ બરન સદ, પ્રાપ્ત બેદ ફલ ચાર. ૨૫
ઇનકી પટતર કરિ ન કો, સાધોં ધર્મ હજાર; ૨૬
સહજ બાતમેં સુફલ કરિ, આયો જન ઓતાર. ૨૭
નહિ બિધાન કછુ કઠિનહુ, ન સહજ શ્રેય અંબાર, ૨૮
રૈન ઘોસ રતિ સોં રટેં, સો પ્રિય હરિ ઉર હાર. ૨૯
બડ ભાગી જિનકો, બ્યસન, સો શ્રી શુક ઉનિ હાર, ૩૦
મૂલ મોહની કૃષ્ણ યહ; ઔર ધર્મ દલડાર. ૩૧
જાનિ ગૌન સાધન અવર, કૃષ્ણ નામપેં પ્યાર,
દયા પ્રીતમ યાતેં મિલે, તાતેં હો બલિહાર. ૩૨

---

૨૫. જલ્પત હી-બોલતાં માત્રમાં. જુગવરન-બે અક્ષરો. કૃષ્ણ સદ-સદ્ય, તત્કાલ.

૨૬. પટતર-બરોબરી. ઓતાર-મનુષ્યદેહ.

૨૮-૨૯. બિધાન-રીત. શ્રેય અંબાર-કલ્યાણનું સ્થાન, રૈનઘોસ-રાતદિવસ.

૩૧. મૂલ તો શ્રીકૃષ્ણનામ છે, બીજા ધર્મ તેની શાખા પાંદડાં છે.

૩૨. ગૌન-સાધારણ.

ગુરુ પૂર્વાર્ધ રચી કહ્યાં, પૂર્ણ કરો સબ શિષ્ય;
ઉત્તરાર્ધ બત્તીસ બને, મત પરખી યહ મિષ. ૩૩
પુનરુક્તિ આઇ નહીં, પૃથક પૃથક સિદ્ધાંત;
પ્રસન્ન હોય પંડિત સુની, નામ પ્રીતિ અભ્રાંત. ૩૪

**ઇતિ શ્રીકૃષ્ણનામપ્રભાવ બત્રીશી શ્રીકૃષ્ણ જન દયારામકૃત સમાપ્ત.**

---

૩૩. આ ગ્રંથની રચનાનો ભેદ કવિ છેવટે ખુલ્લો કરે છે. આમાં કવિના ગુરુશ્રીએ શ્રીવલ્લભજીમહારાજે પહેલી કડી "કલિ કેવળ શ્રીકૃષ્ણકો કીર્તનહી હે સાર" આ કડી રચીને તે પર કવિ દયારામભાઇએ ૩૨ કડીઓ પૂરી કરી. ગુરુએ આ મિષથી બહાનાથી મતિ બુદ્ધિની પરીક્ષા કરી લીધી.

૩૪ આમાં એક વાત ફરીને કહી નથી. જુદા જુદા સિદ્ધાંતો છે. પંડિતો પણ સાંભળીને પ્રસન્નજ થવા જોઇએ. ભ્રમ ટળીને પ્રભુ-નામમાં આથી પ્રેમ પણ થાયજ.

## શ્રીકૃષ્ણસ્તવન ચંદ્રિકા.

ગુરુપદ ધરીકે સીસા, ગાઊં ગુન વ્રજકે ઇશા; ૧
સુનો શ્રી ગિરિવરધારિ, કન્હૈયા કુંજ બિહારી. ૨
દુઃખ દુષ્કૃતકે હારી, સુમોદ મંગલ કારી; ૩
નટબર છબ બલિહારી, અલકેં ઘુંઘર વારી. ૪
સરોજ શશી મુખ હારી, છબીલી બાનિક પ્યારી; ૫
સ્મર મદ મર્દન હારી, સંગ બૃષભાનદુલારી. ૬
બનબારી બનચારી, લીલા સબતેં ન્યારી; ૭
અગોચર અપરંપારી, પ્રભાવ સબતેં ભારી. ૮
તિહારી કર્તૂત સારી, એસે તુમ કૃષ્ણ મુરારિ; ૯
લગો દીલ તુમસો પ્યારી, સદા મેં સરન તુમારી. ૧૦
તુંમકોં સબ સિર નાંવેં, ગુન ગાંવે છબ ધ્યાવેં; ૧૧

---

૧. ગુરુદેવના ચરણકમલમાં મસ્તક ધરીને વ્રજના ઇશ-શ્રીકૃષ્ણના ગુણ ગાઉં છું.

૨. સ્પષ્ટ છે. ૩. સુમોદ-આનંદ. ૪. ઘુંઘરવારી-ખાટળીયાળા વાંકા કેશ.

૫. સરોજ કમલ. શશી ચંદ્ર. બાનિક ખુબી ભરેલી.

૬. કામના મદને મસળી નાંખનારી. બૃષભાન દુલારી-શ્રીરાધાજી.

૭. બનબારી-વનમાલી. ૮. અગોચરં-પ્રત્યક્ષ નહિ તે.

૯. કર્તૂત-કૃતિ. સારી-બધી. ૧૦. સ્પષ્ટ છે.

૧૧. છબધ્યાવેં-છબીનું ધ્યાન કરે છે.

તહૂં કોઉ પાર ન પાવે, ગુનગન શેષ મહેશ ગાવે. ૧૨
ત્રિગુન શક્તિ ગનેશા, ગાવેં ગુન ચંદ દિનેશા. ૧૩
ગાવે ગુન બ્રહ્મ સુરેશા, ગાવે ગુન બેદ મુનેશા. ૧૪
તુમ કરુનાકે સિંધુ, તુમ દીન જનકે બંધુ. ૧૫
મહા પતિતપાવન ગાયે, અધમોદ્ધરન કહાયે. ૧૬
અશરન શરન કૃપાકર, જનબત્સલ પરાત્પર. ૧૭
ગદા ચક્ર પંકજ દરધર, દુર્જન મહામદ હર. ૧૮
મદસૂદન મધુસૂદન, અરિ ગંજન જન રંજન. ૧૯
ભય ભંજન મનરંજન, દગ અંજન આનંદ ઘન. ૨૦
જય શ્રીકૃષ્ણ ઘનશ્યામા, જય પ્રપન્ન પૂરન કામા. ૨૧
હરિ સદગુન છબિ ધામ, મદન મોહન અભિરામ. ૨૨
વિશ્વમંગલ શુચિ નામ, ધામધામ પ્રિય બામ. ૨૩
ભક્તજન મન બિશ્રામ, સદા હો આપ પૂરન કામ. ૨૪
સદાવ્યાપકહો સબ ઠામ, જડચૈતન્યસતત ઘનશ્યામ. ૨૫

---

૧૨. ગુનગન—ગુણનો સમૂહ. ૧૩. શક્તિ—દેવી. દિનેશા—સૂર્ય.

૧૭. જનબત્સલ—ભક્તપર વાત્સલ્ય રાખનારા.

૧૮. પંકજ—પદ્મ. દર—શંખ.

૧૯. મદસૂદન—મદનો નાશ કરનાર અને મધુસૂદન—મધુનામના દૈત્યને વિદારનાર. ૨૦. દગ—નેત્રના.

૨૧. પ્રપન્ન—શરણે આવેલાના મનોરથો પૂરનારા.

૨૩. ધામધામ—અક્ષર બ્રહ્મરૂપ નામ જેવું ધામ છે. બામ—વ્રજ સુંદરી.

મેરે માત પિતા હો, મેરે તુમ ભ્રાત પિતાહો. ૨૬
મેરે તુમ ગુરુ હો સ્વામી, મેરે તુમ હો અંતર્યામી. ૨૭
મેરે તુમ સાધન તુમ ફલ, મેરે તુમ બલ્લભ તુમ બલ. ૨૮
નહીં બલ શાસ્ત્ર પુરાના, નહીં બલ બેદ વિધાના. ૨૯
નહીં બલ જપ તપ ધ્યાના, નહીં બલ તીર્થસ્થાના. ૩૦
નહીં બલ સુધર્મદાના, નહીં બલ વ્રત જો નાના. ૩૧
નહીં બલ મખકા માના, નહીં બલ યોગ ગુમાના. ૩૨
નહીં બલ વિરતિ ઠાના, નહીં બલ રતિ ગુનગાના. ૩૩
નહીં બલ ભક્તિ જ્ઞાના, નહીં બલ કછુ હૂં આના. ૩૪
બલ ઇક એહી જાના, કરુના દગ ભગવાના. ૩૫
કૃપાલ બ્રજકે રાના, તુમરે જેતે પ્રભુ ગાના. ૩૬
તાતેં બડ મો ઉર, રહે દોષન ઓગુના. ૩૭
મેરે તેતે ઓગુન, અજ્ઞાન નહીં હો જાનન. ૩૮

---

૨૮. મારૂં સાધન અથવા ફલ જે કહો તે આપજ છો.

૨૯. શાસ્ત્ર વગેરેનું મને બળ નથી. વેદ વિધાન-વેદમાં કહેલાં કર્મોનું બળ નથી.

૩૧. નાના-અનેક પ્રકારનાં. ૩૨. મખકા-યજ્ઞનું.

૩૩. વિરતિ-વૈરાગ્ય. રતિ-પ્રેમસહિત ગુનગાનનું બળ પણ ન મળે.

૩૪. આના-અન્ય બીજું. ૩૫. કરુનાદગ-કૃપાદૃષ્ટિ.

૩૬-૩૭. તમારા જેટલા ગુણો છે, હે પ્રભુ! તેથી વધારે દોષો અને અવગુણો મારામાં ભરેલાં છે.

૩૮. મારા અવગુણોથી આપ અજાણ્યા નથી.

આપ ગુંનનકે કોશ, મોમેં તાતેં હૈં બડ દોષ. ૩૯
પ્રભુ કા પ્રકટ બખાન, હૂં સબ બાતનકો જાનું. ૪૦
મો દીનપેં કરુના આનું, કરુનાસિંધુ કરત સબ ગાવું. ૪૧
સુન શ્રી ગિરધરના, પર્યો નિજ ચરનકી શરના. ૪૨
પ્રેમો રાખોં યા મારો, જેસો હું તેસો તિહારો. ૪૩
નહીં તુમબિન કો મેરે, આપ બિન કાહુ ના હેરે. ૪૪
આપ કહો તૂ મો ચેરે, કહો આપ બિન કોનસો હેરે. ૪૫
તવ કૃપાલુતાકી સીમા, હરિ કા બરનોં મહિમા ! ૪૬
પતિત લાખન તારે, આપને બર્દ બિચારે. ૪૭
બહુ જુ દોર કોશ નિવારે, અરિગન અરિસોં મારે. ૪૮
સુહુ અમૃત પદ ડારે, અસુરનકું મુક્તિ દે તારે. ૪૯

---

૩૯. આપ ગુણના ભંડાર છો, તેથી વધારે મારામાં દોષ છે.

૪૦. ખુલ્લી રીતે આપનાં વખાણ શાં કરૂં ? હું બધું જાણું છું.

૪૧. મારા દીનપર કરુણા કરો. આપને કરુણાસિંધુ તરીકે બધા ગાય છે.

૪૪. તમારાવિના મારૂં કોઇ નથી. તમારા વિના મને કોઇ ટેરે-બોલાવે તેવું કોઇ નથી.

૪૫. આપ એમ કહો કે, તૂં મારો ચેલો છે, તમારા વિના બીજા કોને બોલાવું ?

૪૭. પોતાનું બિરદ વિચારીને લાખો પતિતો તાર્યા છે.

૪૮. અરિગન-શત્રુનાં દળ.

૪૯. શત્રુઓને મારીને પણ અમૃતપદ—મોક્ષપદ આપ્યું.

જુ વ્યાધક બાન ચલાયોં, સ્વદેહ સ્વર્ગ પઠાયોં. ૫૦
પૌંડ્રક મહાપદ પાયોં, ન દોષ દીલમેં આયોં. ૫૧
બકી બિખપાન કરાયોં, પદ જનની દરસાયોં. ૫૨
અજામિલ અઘકો રાશિ, કીયો તુમ બૈકુંઠ બાસી. ૫૩
ગુનકા ગીત લૈ દાસી, આધો નિજ નામ પ્રકાસી. ૫૪
ગતિ ગીધકો દે ખાસી, જરાઉ જમકી ફાંસી. ૫૫
સુમરત હરિ ખગ રાખે, મુનીંદ્ર ભારત ભાખેં. ૫૬
કપોત કૃષ્ણ ઉગારે, અરિ ત્રય યોંહી જુમારે. ૫૭
મૃગકે રક્ષક ખ્યારે, ચહુંદિસ બિઘ્ન બિદારે. ૫૮
કુંભાર ભાંડ તપાયે, બીલ્લાઉ બાલ બચાયે. ૫૯
બચાઇ મંડુકી બાલા, ચડયોં ચુલ્લી ગોપાલા. ૬૦
કૃપાલ તુમસે કોઉ, ભયે ન હૈં નહીં હોઉ. ૬૧
પ્રભુ પત જનકી રાખી, જીનકે સખ કોઇ સાખી. ૬૨

---

૫૦. પારધિએ ચરણારવિંદ પર બાણ સાંધ્યું.

૫૧. પૌંડ્રક–અસુર. ૫૨. બકી–પૂતના. બિખપાન–જહરપાન–તેને માતાની પદવી આપી.

૫૩. અઘકો રાશિ–પાપનો ઢગલો.

૫૪. અર્ધા નામથી ગુણકા તરી ગઇ.

૫૬. સ્મરણમાત્રથી પક્ષીને બચાવ્યા, એમ મહાભારતમાં મુનીંદ્રે–વ્યાસે કહ્યું છે.

૫૭. હોલાને ઉગાર્યો અને ત્રણ દુસ્મનોને માહોમાંહી મારી નાંખ્યા

૫૯. કુંભારની ભઠ્ઠીમાં બીલાડીનાં બચ્ચાં બચાવ્યાં.

૬૦. મંડુકી–દેડકી. ચુલ્લી ગોપાલા–ગોવળીઆને ચુલે ચડેલી.

લહી દુઃખ દ્રૌપદી ધાયે, ઘને પટકૂલ પહેરાયે. ૬૩
સહાય સંકટ કીની, અંગીયા ગ્રંથી હૂ દીની. ૬૪
ઉત્તરા જઠર જાયકે, બચાયો ભક્ત ધાયકે. ૬૫
ભવ ભય વૃક હો વાર્યો, હરિ કરી જુગતી જાયોં. ૬૬
શક્તિ સંકટ હેર્યો, પ્રભુ સુદર્શન પ્રેર્યો. ૬૭
બિધના દીને બેદા, અરિ હતિ માર્યો ખેદા. ૬૮
ગનપતિ અતિ દ્વિજ હત્યા, જરાઇ હરિ નિજ સત્તા. ૬૯
શશિસૂર રાખે રાહુતેં, મઘવા વૃત્રબાહુતેં. ૭૦
બ્રજપતિ ગજપતિ રાખ્યોં, દુર્લભ શ્રીમુખ દાખ્યોં. ૭૧
પ્રભુ પ્રહલાદ ઉબાર્યો, મહાખલ છીનમે માર્યો. ૭૨
બહુ દુબાંસા ક્રોધ ધાર્યો, મુનિ અંબરીષ પગપાર્યો. ૭૩
અપનો દાસ બિચાર્યો, ધ્રુવપદ અચલિત ધાયોં. ૭૪

---

૬૩. પટકુલ–વસ્ત્રો. ૬૪. અંગીયાં–ચોલી.

૬૫. ઉત્તરાના ગર્ભમાં જઇને પરીક્ષિતની રક્ષા કરી.

૬૬. વૃકકો–વૃકાસુરનો.

૬૮. બિધના–બ્રહ્માને. વેદા–ચારવેદો, હતી–હણીને. માર્યો–નષ્ટ કર્યો.

૬૯. ગણપતિને ઘણી બ્રહ્મહત્યા હતી. જરાઇ–બાળી નાંખી.

૭૦. શશિ–સૂર–ચંદ્ર–સૂર્ય. મઘવા–ઇંદ્ર. વૃત્રબાહુતે–વૃત્રાસુરના હાથથી.

૭૧. ગજેંદ્રનું શ્રીકૃષ્ણે રક્ષણ કર્યું અને દુર્લભ એવાં શ્રીમુખનાં દર્શન આપ્યાં.

સુદામા નિજજન પેખી, કીયોં સુરનાથ બીસેખી. ૭૫
બિભીષન પગ સિર નાયોં, બિન સાધન અપનાયોં. ૭૬
હારી નિજ ભીષ્મ જીતાયો, ઓગુન ઉર નહીં આયોં. ૭૭
કુંતી સુત અપને કીને, સબ બિધિ નિજસે ચીંને. ૭૮
નિજ જન નરસિંહ ન્હાયોં, બહુ બિધ લાડ લડાયોં. ૭૯
મીરાં મહાસંકટ છેદેં, ભયે પતિ અંતર ભેદેં. ૮૦
તુલસીકી ટેક નીભાઇ, ભયે ગિરિધર રઘુરાઈ. ૮૧
નામાકી છપરી છવાઇ, પયપીને સુખદાઇ. ૮૨
ભયે દામા લગી મહારા, નટબર નંદકુમારા. ૮૩
ભયે સેના હિત નાઇ, કૃપાલ કુંવર કહનાઈ. ૮૪
ઢાયો ત્રિલોચન નીર, બલ બલ, બલકે બીર. ૮૫

---

૭૫. સુરનાથ બિસેખી. ઇંદ્ર કરતાં વધારે વૈભવવાળો કર્યો.

૭૭. પોતે હાર્યા, શસ્ત્ર ન લેવાની પ્રતિજ્ઞા તોડી, પણ પોતાના ભક્ત ભીષ્મને જીતાડયો. તેનો કૌરવ પક્ષમાં ભળી જવાનો અવગુણ હ્રદયમાં લીધો નહિ.

૭૮. પાંડવોને અપનાવ્યા. બધી રીતે પોતાના માન્યા.

૭૯. નરસિંહ મહેતાને ખૂબ લાડ લડાવ્યા.

૮૦. મીરાંના પતિ પોતેજ થયા. તેનું હ્રદય પ્રેમથી છેદ્યું.

૮૧. પોતે શ્રીકૃષ્ણ સ્વરૂપ છતાં તુલસીદાસ માટે રામચંદ્ર થયા

૮૨. નામાકી–નામદેવની. ૮૩. દામાજી મહારનું રૂપ લીધું.

૮૪. સેન ભકતમાટે નાઇ–હજામ થયા.

૮૫. બલબલ–વારણે જાઉં છું.

ભયે દાસનકે દાસા, કીનો હિત હતી કે ત્રાસા. ૮૬
નાહીં જીય સાધન આસા, જન પોષન અભિલાષા; ૮૭
તુમ બિન ગિરિવરધારી, પર્યો ઇક શરન બિચારી. ૮૮
દીન સન્મુખકો હેરે, પ્રિય જનકોં કહે જુ મેરે; ૮૯
હરિ તુમ અનંત અનંતા, હરિ તુમ મહંત મહંતા. ૯૦
હરિ તુમ શેષકે શેષા, હરિ તુમ ઇશકે ઇશા; ૯૧
હરિ તુમ શંકર શંકર, હરિ તુમ ભયદ ભયંકર. ૯૨
હરિ તુમ શક્તિકી શક્તિ, હરિ તુમ જગતીકી જગતી; ૯૩
હરિ તુમ શિવકે શિવ હો, હરિ તુમ જીવકે જીવહો. ૯૪
હરિ જગ જનક જનકહો, હરિ તુમ રૂપકે રૂપહો; ૯૫
હરિ તુમરો સબ રૂપ, હરી તુમ ભૂપકે ભૂપ. ૯૬
હરિ તુમ કાહ્નકે કહાન, હરિ તુમ તારનકે તારન; ૯૭
હરિ તુમ પૂજ્યકે પૂજ્યા, તુમ સમ નહીં કો દુજા. ૯૮

---

૮૬. હતી–હણીને. ૮૭ સાધનની આશા રાખતાજ નથી, માત્ર પોતાના જનનાં પોષણનીજ અભિલાષા આપને છે.

૮૯. દીનતાવાળા–સન્મુખ જનને આપ બોલાવો છો. પ્રિયજનને તો કહો છો કે તું મારો છે. એવા આપ દયાળુ છો.

૯૦. હે હરિ! આપ બધાથી મોટા છે, એની સ્તુતિ અહીંથી શરૂ છે.

૯૨. ભયદ–ભય આપનારને ભયંકર છો.

૯૪. શિવ–કલ્યાણના કલ્યાણ છો.

દઈ તુમ દિનકર કાંતિ, દઈ તુમ ધરનિ શાંતિ; ૯૯
તુમ દઈ બાની બાની, તુમ ચિંતામનિ દાની. ૧૦૦
તુમ મન્મથકે મન્મથ, તુમ તીર્થકે તીર્થ; ૧૦૧
હરિ તુમ નંદન નંદા, હરિ તુંમ ફંદદ ફંદા. ૧૦૨
દઈ ગંભીરતા સાગર, હરિ ગનપતિ કીન નાગર; ૧૦૩
હરિ તુમ ધનદ ધનદહોં, હરિ તુમ ગુનદ ગુનદહોં. ૧૦૪
તુમ બલ બાયુ દીનોં, તુમ દઢ મેરુ કીનોં; ૧૦૫
દીયો તુમ અમૃત સ્વાદા, દઈ ધરમેં મરજાદા. ૧૦૬
તુમ હરિ કાલકે કાલા, ખેલવત મોકું ખ્યાલા; ૧૦૭
દીયોં તુમ ઈંદ્ર વિલાસા, સબકોં તુમરી આસા. ૧૦૮
હરિ તુમ સહગુનસાગર, હરિતુમ નટવર નાગર; ૧૦૯
અનંત ગુન ગંભીરા, પ્રપન્ન જન હરત પીરા. ૧૧૦
મેરે અપરાધ અપારા, ક્ષમા ન તુમરી પારા; ૧૧૧
પ્રકાર અગનિત કીને, જ્યોં ત્યોં જન સુખ દીને. ૧૧૨
ભયે તુમ મચ્છ ભયે કચ્છ, ભયે સૂકર તનુ સ્વચ્છ; ૧૧૩

---

૯૮. દૂજો—બીજો.

૯૯. દિનકર—સૂર્યને. ધરનિ—પૃથ્વીને.

૧૦૦. બાની—સરસ્વતીને વાણી આપી. દાની—દાતા.

૧૦૧. મન્મથકે—કામદેવના. ૧૦૨. નંદરાયજીના નંદન પુત્ર છો ફંદવાળાના પણ ફંદવાળા છો, બડા ફંદી છો.

૧૦૪, ધનદ કુબેર. ૧૧૦. પ્રપન્ન—શરણાગત. પીરા—પીડા.

૧૧૩. અહીંથી ૨૪ અવતાર ગણાવ્યા છે. મત્સ્ય, કચ્છપ, વરાહ એ ત્રણ અવતારો. સ્વચ્છતનુ—સ્વચ્છદેહ.

ભયે નરહરિજન રચ્છ, ભયે વામન સુર પચ્છ. ૧૧૪
ભયે પરસુરામા, ભયે રઘુપતિ અભિરામા. ૧૧૫
ભયે બલ રામ સ્વરૂપા, ભયે વપુ બુદ્ધ અનૂપા. ૧૧૬
ભયેં તુંમહીં ફીર કલ્કિ, હરિ હાનિ સબ ખલકી ૧૧૭
ભયે હરિ ધ્રુવ બર દાતા, ભયે મન્વંતર ત્રાતા. ૧૧૮
ભયે તુમ ઋષભ નૃપાલા, ભયે તુમ દત્ત કૃપાલા. ૧૧૯
ભયે તુમ પૃથુ નૃપ ઇશા, ભયે તુમ કપિલ મુનીશા. ૧૨૦
ભયે હયગ્રીવ કૃપાકર, ભયે નરનારાયન વર. ૧૨૧
ભયે તુમ વેદ બ્યાસા, ભયે સનકાદિક ખાસા. ૧૨૨
ભયે તુમ નારદ હંસા, મોહિની રૂપ પ્રસંસા. ૧૨૩
ભયે તુમ યજ્ઞ અવતારા, ભયે ધન્વંતરી સારા. ૧૨૪
ઇત્યાદિક અવતારા, ધરે તુમ નંદ કુમારા. ૧૨૫
સબકે તુમ ઓતારી, શ્રીમદ્‌ગિરિવર ધારી. ૧૨૬
ઐસે તુમ સમર્થ ત્યાગી, ભજે જીય ઓર અભાગી. ૧૨૭
પરે અજ્ઞાન અંધેરે, અબિદ્યા શક્તિ વડ઼ ઘેરે. ૧૨૮

---

૧૧૪. નૃસિંહઅવતાર અને વામનાવતાર. જનરચ્છ-જનરક્ષા માટે, સુરપચ્છ-દેવતાઓનો પક્ષ લઇને.

૧૧૭. કલ્કિ અવતાર લઇને ખલ-દુષ્ટોનો નાશ કર્યો.

૧૨૬. બધા-અવતારોના અવતારી તમે છો.

૧૨૭. આપને ત્યાગીને-તજીને જે જીવ બીજાને ભજે તે અભાગીકે

જય શ્રી કૃષ્ણ કૃપા કરી, મનોહર મુરલી ધારી. ૧૨૯
જય શ્રી રામ રમાવર, રઘુવર આનંદ કારી. ૧૩૦
જય શ્રી કંજ ગદા અરિદર ધર, અઘ દુઃખ હારી. ૧૩૧
જય શ્રી ત્રિગુન અજા અક્ષર, પર સ્વેચ્છા ચારી. ૧૩૨
જય શ્રી ગોપીજન વલ્લભ, રાધાકે સ્વામી. ૧૩૩
જય શ્રી દામોદર દુર્લભ, હરિ અંતર્યામી જન સુલભ. ૧૩૪
જય જસોમતિ પ્રિયબાલ, નંદ નંદન કૃપાલા. ૧૩૫
જય ગોવિંદ ગોપાલ લાલ, મદનમોહન અત રસાલ. ૧૩૬
જય શ્રી યમુના તીરા, આનંદ કરન હલધર બીરા. ૧૩૭
જય શ્રી વ્રજ પતિ ગિરિરાજ ધરન રતિ રનધીરા. ૧૩૮
જય શ્રી વૃંદાબન સુખકારી, નવનિકુંજબિહારી. ૧૩૯
જય શ્રી વ્રજ બનિતા બારી, સુખદ કીર્તિ કુમારી. ૧૪૦
જય શ્રી નવનીત પ્રિય ભાયક, લાલ મધુપુરી કે નાયક. ૧૪૧
જય શ્રી વિઠ્ઠલ છબ જાલ, ભવ્ય ભક્તિ દાયક રસાલ. ૧૪૨
જય શ્રી દ્વારિકપુરીંદ્ર ગોકુલેશ કૃપાલ વ્રજેંદ્ર. ૧૪૩
જય શ્રી ગોકુલકે ચંદ્ર મહાન મોહન નંદ નંદ. ૧૪૪
જય શ્રી લલિત ત્રિભંગાકાર, મનોહર નટબર નાગર. ૧૪૫

---

૧૩૧. કમલ, ગદા, ચક્ર, શંખને ધરનારા.
૧૩૨, અજા–માયા. સર્વથી પર આપ છો.
૧૪૦. બારી–બાળા. કીર્તિકુમારી–શ્રીકીર્તિજીનાં પુત્રી શ્રીરાધાજી.

જય શ્રી બાલકૃષ્ણ દિવ્યાકર, બહુરંગી કરુણા સાગર. ૧૪૬
જય શ્રી જગજીવન જગન્નાથ, જગત ગુસાંઇ સબ સાથ. ૧૪૭
જય શ્રી જગત્પિતા પતિ અનાથ બર બરદાઇ. ૧૪૮
જય શ્રી કમલ નયન શાંત, કેશવ કમલા કે કાંત. ૧૪૯
જય શ્રી મધુસૂદન શ્રીમંત, માધવ ભય હર ભગવંતા. ૧૫૦
જય શ્રી પદ્મનાભ ગબવંધા, પુરુષોત્તમ પરમાનંદ. ૧૫૧
જય શ્રી પ્રાણનાથ નંદનંદા, પૂર્ણ બ્રહ્મ આનંદ કંદા. ૧૫૨
જય શ્રી બલ્લભ બર વાગધીશ, જય શ્રી પુષ્ટિ પથેશા. ૧૫૩
જય શ્રી વિઠ્ઠલેશ, રુકિમણીશ પ્રભુ પરમેશા. ૧૫૪
જય શ્રી ગોવર્ધન ધરન ધીર શ્રીજી સ્વામી. ૧૫૫
જય શ્રી યમુના તટ ખેલન બર કહું સિરનામી. ૧૫૬
બિનતિ ઇતની મેરી, બલ્લભ કહાની બિચારો. ૧૫૭
કહો શ્રી મુખ એક બેરી, દયા તું દાસ હમારો. ૧૫૮
કરુના દૃષ્ટિ કરી કે હરિ મમ સન્મુખ હેરો. ૧૫૯

---

૧૪૬. દિવ્યાકાર-દિવ્ય અલૌકિક આનંદાકાર
૧૫૩. પુષ્ટિમાર્ગના ઇશ વાણીના પતિ શ્રીવલ્લભાચાર્યજી.
૧૫૪. શ્રીરુકિમણીજીના પતિ શ્રીવિઠ્ઠલેશ-શ્રીગુસાંઇજી.
૧૫૭. શ્રીમહાપ્રભુજીની કહાની વિચારી મારી અરજ સાંભળો.
૧૫૮. એકવાર એમ કહો કે, હે દયા ! તું મારો છે.
૧૫૯. હેરો મારી સામું પ્રેમથી જુઓ.

## પદ ૨૪ રાગ બિહાગ.

શ્રીબલ્લભકો આયો ભરોંસો જો શ્રીબલ્લભકો આયો,
સકલ ધર્મ સાધન ફલકો ફલ સોવે સહજ પ્રુવ પાયો. ૧
પુષ્ટ ભક્ત પદરજ નીકે સિર સો યહ બસ્તુ કમાયો,
**દયા**પ્રીતમ શ્રીગિરિધરજીવન શ્રીબલ્લભ શ્રુતિ ગાયો. ૨

## પદ ૨૫.

### "એરીએ બેહિકા સવાર દીની" તેના જોડાની તરેહનું પદ.

મન શ્રી રાધિકા ગોપાળ ગારે,
કાહેકું તું દેહદમન કરત હે અજાન જીયા,
બિદ્યમાન ફલ સુ અનાયાસ મીલ્યો વે. મન૦ ૧
નિર્ભય પરમાનંદપદ પદ બીન પ્રયાસ પાવેં સદ્ય,
કુમતિ કુપથ કાહેકું તું જાય ચલ્યો વે. મન૦ ૨
જો તું તેરો ભલો ચ્હાય તો યે નામ લે તું ગાય,
જાંન **દયારામ** ભાગ્ય સુફલ ફલ્યો વે. મન૦ ૩

## પદ ૨૬.

શ્રી રાધે રાધે ગોવિંદ રટ સદા હેજી મેંડી રસના
બીસર જીન કદા. શ્રી૦ ૧
શ્રીબલ્લભ શ્રીવિઠ્ઠલ જિય રટત કટત આપદા. શ્રી૦ ૨
પાપ ચતુર્બિધ તાપ વિવિધ કે તુરતહી માંગત બીદા,
**દયા** પ્રીતમ શ્રીગોપીજનવલ્લભ હૃદય બસત મન મુદા.
શ્રી રાધે૦ ૩

## પદ ૨૭.

સબ સિરદારા શ્રીકૃષ્ણ હમારા પ્યારા,
સબ સિરદારા મનમોહન પ્રાણ હમારા. સબ. ટેક.
અગનિત અંડ કરત બિસ્તારા, પાલન પોષન ફીર નિસ્તારા;
સબમેં ઓર સબનતેં ન્યારા, કોઇ ન પાવત જીનકા પારા. ૧
મોરમુગટ પીતાંબર ધારા નખસીખ નટવર રૂપ અપારા,
મદન મોહન મોરલીવાલા ત્રિલોક સુંદર ભવ સુધારા. ૨
પ્રપન્ન પારિજાત દુખહારા, અધમોદ્ધરન દીન આધારા;
અનન્ય ભક્ત નયનનકા તારા સબ સુખ સાગર સત્ય ઉદારા. ૩
લલિત ત્રિભંગ નંદકુમારા શ્રીરાધિકા હેં જીન ઉદારા,
નિત્ય વૃંદાવન કરત બિહારા જીવન **દયારામ** ઉરહારા. ૪

## પદ ૨૮ ગજલ.

હરિ શરન જાયકો તુ હરિનામ ગાઇ લે,
કલિમેં ના ઓર સાધન ગુરુ શિર નાંયલે. ટેક.
હરિ ધ્યાન ક્યોં ધરેગો ? તેરા દીલ ન ઠોરહેં,
મખદાન ક્યોં કરે ગો ? જરકા ન જોરહેં. ૧
ઉચિત સેવા ક્યોં બનેગી ? તનમન કુપાત્ર હે,
બિન ભાવ ભજન કેસો ? સો તો કૃતિ માત્રહેં. ૨
કલિકાલ બડા સિરપર આશૌચ આયાહેં,
અધિકારકો કર્મ ના કીર્તન બતાયા હેં ૩
તપ તીર્થ યોગ વ્રત ક્યોં બને ? બડા કષ્ટ હેં,
નહી વખ્ત જ્ઞાનકા, સંગ આહાર ભ્રષ્ટ હેં. ૪

મતિ મગન કામનામેં વૈરાગ્ય કાયકા,
    હરિશરન બિના તરેના કોઇ માયા નાયકા. ૫
હે બિધિ નિષેધ સબમેં નહી શરણ નામમે,
    કુલ શ્રેષ્ઠ સબ સ્હેજમેં ગતિ ધરમ ધામમેં. ૬
શુભ કૃતિ બને સો કર લે, બલ જીન ધરો રતિ;
    બલ રાખ એક કરુણાદ્દગ રાધિકાપતિ. ૭
કછુ સાધન સાધી આપે તો હુ વશ નહીં હરિ;
    **દયા**પ્રીતમ પ્રસન્ન હોવે તો દીનતા ખરી. ૮

**પદ ૨૯ રાગ જંગલો.**

મેંડી રસના તું વે રાધાકૃષ્ણ કયોં ન ગાય ?
શ્યામ શ્યામ કયોં ના ગાય ?
આયુરદા તેરો યોંહી બહ્યો જાયરે,
મેંડી રસના તુંવે રાધાકૃષ્ણ કયોં ના ગાય;
મેરા જીયરા તું વે દુરિજન સંગે મત જાય,
દુર્જન સંગ મત જાય.
એહી બડો દુઃખ દાયરે,
મેડી રસના તુંવે રાધાકૃષ્ણ કયોં ના ગાય ?
**દયા** દીલ ધર વે દયાનિધિ જુ કેવાય,
કૃપાસિન્ધુ જુ કેવાય.
જો ભલો તું તેરો ચ્હાયરે મેંડી રસના,
તું વે રાધાકૃષ્ણ કયોં ન ગાય ? શ્યામ૦

# પ્રશ્નોત્તરમાલા.

(दुहो.)

श्रीगुरु गिरिधरलालपद, प्रथम हि करूं प्रनाम;
रचुं प्रश्नोत्तरमालिका पढत सुनत सुखधाम. १

૧ પ્ર૦ શ્રીહરિ પણ ન જાણે તે શું?
ઉ૦ શ્રીજી પોતાનો પાર ન જાણે.
૨ પ્ર૦ શ્રીજીને ઘેર નહિ તે શું?
ઉ૦ દીનતા શ્રીજી પાસે નથી.
૩ પ્ર૦ શ્રીજી ના કરી શકે તે શું?
ઉ૦ શ્રીજીથી ભક્તદ્રોહ ન થાય.
૪ પ્ર૦ શ્રીજીએ ન સહેવાય તે શું?
ઉ૦ શ્રીરાધાનો વિયોગ ને ભક્તનો દ્રોહ એ બે વાનાં.
૫ પ્ર૦ જે અપરાધ મટવાનો ઉપાયજ ન મળે તે કયો?
ઉ૦ શ્રીહરિથી બહિર્મુખતા.
૬ પ્ર૦ શિવજીથી પણ વિષ્ણુ મોટા તે શા માટે?
ઉ૦ જેનું આપ્યું જાય નહિ [એવા છે] તેથી.
૭ પ્ર૦ શ્રીજીને ઘણું વહાલું કોણ?
ઉ૦ પોતાની પ્રેમભક્તિ.
૮ પ્ર૦ શ્રીજીને કૃપા ઉપજાવે તે સાધન શું?
ઉ૦ સાચી દીનતા.

૯　પ્ર૦　થોડે શ્રમે ઘણું ફળ તે શું ?
　ઉ૦　શ્રીકૃષ્ણનામ.

૧૦　પ્ર૦　સર્વને પરમ વલ્લભ શું ?
　ઉ૦　પોતાનો આત્મા.

૧૧　પ્ર૦　સર્વત્ર સુખ કોને ?
　ઉ૦　સંતોષી ભક્તને.

૧૨　પ્ર૦　મનનું વાહન તે કોણ ?
　ઉ૦　લોચન.

૧૩　પ્ર૦　સહેજે ધ્યાન શાનું થાય ?
　ઉ૦　જેની આતુરતા [ હોય તેનું ].

૧૪　પ્ર૦　અમૂલ્ય વસ્તુ તે કયી ?
　ઉ૦　જેની ઘણી હોંસ [ હોય તે ].

૧૫　પ્ર૦　સાકરથી ગળ્યું શું ?
　ઉ૦　ગરજ.

૧૬　પ્ર૦　અમૃતથી મીઠું શું ?
　ઉ૦　સુંદર રાગ.

૧૭　પ્ર૦　રંકથી રંક કોણ ?
　ઉ૦　ગુનેહ.

૧૮　પ્ર૦　મોટા ગિરિથી ભારે શું ?
　ઉ૦　મોધમ.

૧૯　પ્ર૦　હળવાથી હળવો કોણ ?
　ઉ૦　માગણ.

૨૦ પ્ર૦ ઉપાનથી શું નીચું ?
ઉ૦ નિંદક.
૨૧ પ્ર૦ વિંછીથી વેદના વધતી તે શું ?
ઉ૦ કઠોર વચન.
૨૨ પ્ર૦ મૃત્યુથી ક્રૂર શું ?
ઉ૦ ભયનો આગમ.
૨૩ પ્ર૦ વિદ્યાથી રૂડું શું ?
ઉ૦ સુબુદ્ધિ.
૨૪ પ્ર૦ ચિતાથી ભુંડું શું ?
ઉ૦ ચિંતા
૨૫ પ્ર૦ મિત્રથકો શત્રુ કોણ ?
ઉ૦ આળસુ.
૨૬ પ્ર૦ પાસે રહીને ભંડાવે કોણ ?
ઉ૦ પીતરાઈ.
૨૭ પ્ર૦ બેડીથી બંધન શું ?–[ કયું ? ]
ઉ૦ મોહપાશનું.
૨૮ પ્ર૦ રૂપનો, ગુણનો, મોહ નહિ કોને ?
ઉ૦ મૂર્ખને.
૨૯ પ્ર૦ કાળથી [ મોટો ] શત્રુ કોણ ?
ઉ૦ દુષ્ટ સંગ.
૩૦ પ્ર૦ થોડી વસ્તુ જે સર્વથી ઘણી મનાય તે શી ?
ઉ૦ પોતાની બુદ્ધિ.

૩૧　પ્ર૦　અધમથી અધમ કોણ
　　ઉ૦　નિર્દય.
૩૨　પ્ર૦　પંડિત છતાં મૂર્ખ કોણ ?
　　ઉ૦　અદેખો.
૩૩　પ્ર૦　પ્રીતની પાળી કયી ?
　　ઉ૦　કપટ અને કુવચ-[ નઠારૂં વચન ].
૩૪　પ્ર૦　જૂઠાને પણ સમજુ માને તે શાથી ?
　　ઉ૦　શ્રીહરિના બ્હાનાથી.
૩૫　પ્ર૦　ધર્મ પણ અધર્મ થાય તે શાથી ?
　　ઉ૦　શ્રીહરિના અનાદરથી.
૩૬　પ્ર૦　જેનો ઉપાય નહિ તે કયો રોગ ?
　　ઉ૦　પોતાનો સ્વભાવ.
૩૭　પ્ર૦　રૂડી વાતનો અનાદર શાથી [થાય] ?
　　ઉ૦　સમય વિના કહ્યાથી.
૩૮　પ્ર૦　સાચી વસ્તુ જૂઠી પડે તે શાથી ?
　　ઉ૦　વિશ્વાસ વિના.
૩૯　પ્ર૦　જેથી સદા દુઃખ [ થાય ] તે શું ?
　　ઉ૦　માત્સર્ય દોષ.
૪૦　પ્ર૦　પ્રભુથી બલિષ્ઠ કોણ ?
　　ઉ૦　પ્રભુના સાચા ભક્ત.
૪૧　પ્ર૦　સર્વનું વશીકરણ શું ?
　　ઉ૦　મરજી સાધવી.

૪૨ પ્ર૦ ઉચ્છિષ્ટ વસ્તુ પ્રભુ અંગીકાર કરે તે શી ?

ઉ૦ દુગ્ધ, મધુ, અને રેશમી વસ્ત્ર.

૪૩ પ્ર૦ મદ્યપાની ન બોલે એવું શું હશે ?

ઉ૦ પોતાનું સાચવ્યું દ્રવ્ય ન બતાવે.

૪૪ પ્ર૦ વાયસ ન ખાય તે શું ?

ઉ૦ પોતાની જાતનો કાગડો ન ખાય.

૪૫ પ્ર૦ સ્ત્રી એકલી શું ન કરી શકે ?

ઉ૦ પુરુષ વિના ગર્ભ ન ધરી શકે.

૪૬ પ્ર૦ કવિથી શું ન કવાય ?

ઉ૦ બ્રહ્માનંદ રૂપ.

૪૭ પ્ર૦ જગતમાં અમર કોણ ?

ઉ૦ આશા.

૪૮ પ્ર૦ જે અનંત વસ્તુ તે શી ?

ઉ૦ આકાશ.

૪૯ પ્ર૦ જે દક્ષનેજ ઘેલા કરે તે શું ?

ઉ૦ પ્રશંસક.

૫૦ પ્ર૦ સર્વનો ઉસ્તાદ કોણ ?

ઉ૦ ભય.

૫૧ પ્ર૦ ગુણ વનો પુરુષ કોણ [ વનો–વિનાનો ]

ઉ૦ ન્યાય, કેમકે તેને ગુણ નથી ?

૫૨ પ્ર૦ છતી આંખે આંધળો કોણ ?

ઉ૦ કામી.

૫૩ પ્ર૦ છતે કાને બ્હેરો કોણ ?
ઉ૦ સ્વાર્થી.
૫૪ પ્ર૦ માથા છતે માથા વનો [—વિનાનો] કોણ?
ઉ૦ વ્યસની.
૫૫ પ્ર૦ છતે હાથે લૂલો કોણ ?
ઉ૦ આળસુ.
૫૬ પ્ર૦ છતે પગે પાંગળો કોણ ?
ઉ૦ હુકસવાળો.
૫૭ પ્ર૦ છતે નાકે નકટો કોણ ?
ઉ૦ લોભીઓ અને નિર્લજ્જ.
૫૮ પ્ર૦ છતે કાળજે ન કાળજો કોણ ?
ઉ૦ સાહસકર્મી.
૫૯ પ્ર૦ સૂબાથી બળિયો કોણ ?
ઉ૦ નાગો.
૬૦ પ્ર૦ સર્વથી મોટું કોણ ?
ઉ૦ ક્ષમાવાળો.
૬૧ પ્ર૦ મનનો મહેબુબ કોણ ?
ઉ૦ સંગ તથા જ્યાં જેનું લગન તે.
૬૨ પ્ર૦ જેની ઉપર ઇશ્વરનું બળ પણ ના ચાલે તેવું બળિયું કોણ ?
ઉ૦ ઇશ્વરના સાચા ભક્ત કેમકે તેથી ઇશ્વર પણ હારે.

૬૩ પ્ર૦ પરમેશ્વરને વશ કરવાનો જાદુ કયો ?

ઉ૦ નિઃસ્વાર્થ પ્રેમ.

૬૪ પ્ર૦ શ્રીકૃષ્ણને મન શત્રુ કોણ ?

ઉ૦ શુદ્ધ ભક્તનો દ્રોહી.

૬૫ પ્ર૦ જેમાં કિંચિત્ પણ લાભ નહિ ને પાપ અતિશેજ તે શું ?

ઉ૦ તે તે જૂઠું બોલવું.

૬૬ પ્ર૦ જેનું મૂળ કિંચિંત, ને ફેલાવ ઘણો તે શી વસ્તુ હશે ?

ઉ૦ એક તો નદી અને બીજો કલેશ.

૬૭ પ્ર૦ હાથ વડે હલાવ્યા વિના ના હાલે તે અંગ કીયું ?

ઉ૦ કાન.

૬૮ પ્ર૦ વાયુથી શીઘ્ર વેગ કોનો હશે ?

ઉ૦ મનનો.

૬૯ પ્ર૦ વીજળીથકી વધારે ચપળતા કોની ?

ઉ૦ બંદુકની ગોળીની. [ જોવામાં આવે છે ].

૭૦ પ્ર૦ કામ દામથી અળગા તે શાથી મરે ?

ઉ૦ જશથી.

૭૧ પ્ર૦ પાણીથી પાતળું તે શું કે જે માર્ગ વિના પ્રવેશે ?

ઉ૦ તે તો તેજ, કે જે કાચમાંથી નીકળે, જળ નહિ.

૭૨ પ્ર૦ ચૈતન્ય વિના વાતો કોણ કરે ?
ઉ૦ લખેલું પત્ર.
૭૩ પ્ર૦ વાણી, હસ્ત, અને શસ્ત્ર વિના મારે તે કોણ ?
ઉ૦ નેત્ર.
૭૪ પ્ર૦ એકલાં આનંદ શાથકી થાય ?
ઉ૦ રાગથકી.
૭૫ પ્ર૦ જેનો લાભ તથા હાનિ બંને ખોટાં તે વસ્તુ શી ?
ઉ૦ તે તો સોનું તથા આજો પડવો.
૭૬ પ્ર૦ જે વસ્તુનો લાભ તથા હાનિ બંને સારાં તે શું?
ઉ૦ તે તો રૂશનાઇ.
૭૭ પ્ર૦ ઉજળો ઉદ્યમ પણ સર્વને હાનિરૂપ તે શું ?
ઉ૦ અનાધ્યાયનું ભણવું.
૭૮ પ્ર૦ મહામાંગળિક વસ્તુ અમાંગળિક લાગે તે ક્યારે?
ઉ૦ મૃત્યુ સમયના સહુનું ને સ્મશાનીઆના મુખનું રામનામ.
૭૯ પ્ર૦ ગણપતિનું નામજ લેવાય નહિ તે ક્યારે ?
ઉ૦ મૃત્યુ સમય વા શબ ઉચકતાં ન લેવાય.
૮૦ પ્ર૦ પરમમિત્રનું દુઃખ સહેવાય તે કિયું ?
ઉ૦ આપણા નિમિત્તના વિરહતાપનું દુઃખ સહેવાય
૮૧ પ્ર૦ પરમેશ્વરના કર્યા વિના કોઇ વસ્તુ પોતાની મેળે થએલી હશે ?
ઉ૦ તે તો પરમેશ્વરનું સામર્થ્ય સ્વયંપ્રકાશજ છે.

૮૨ પ્ર૦ વિનાવૈભવે ધનાઢ્ય તે કોણ હશે ?
ઉ૦ તે તો શુદ્ધ સંતોષી.

૮૩ પ્ર૦ છતે વૈભવે દરિદ્રી તે કોણ હશે ?
ઉ૦ અચળતૃષ્ણાવાન્.

૮૪ પ્ર૦ સર્વેને ઘેર જેનો સદા સર્વદા સુકાળ તે વસ્તુ શી હશે ?
ઉ૦ તે તો પોતાને પોતાની બુદ્ધિનો સદા સુકાળ હોય.

૮૫ પ્ર૦ સર્વને ઘેર મોંઘી વસ્તુ તે શી હશે ?
ઉ૦ તે તો દ્રવ્ય સઘળે મોંઘું.

૮૬ પ્ર૦ જે શત્રુથી નાશી ન જવાય તે કિયો ?
ઉ૦ પોતાનો દુઃખદ સ્વભાવ.

૮૭ પ્ર૦ આંખવડે ના દેખાય તેવી વસ્તુ શી હશે ?
ઉ૦ આંખવડે પોતાની આંખ ના દેખાય.

૮૮ પ્ર૦ દર્પણમાં પ્રતિબિંબ ના પડે તે શાનું ?
ઉ૦ દર્પણમાં દર્પણનું પ્રતિબિંબ ના પડે.

૮૯ પ્ર૦ જગત્માં નગુરુ નીધણિયાતું કોણ છે ?
ઉ૦ તે તો મૂળ પુરુષ સર્વેશ્વર જગદ્ગુરુ હરિ છે.

૯૦ પ્ર૦ પોતાનો આહાર પોતે ના જાણે તે કોણ ?
ઉ૦ તે તો અગ્નિ.

૧ પ્ર૦ હાર્યા થકી કલેશ ના થાય તે કિયે ઠામ ?
ઉ૦ પોતાના પુત્રથી હાર્યાનો કલેશ ના થાય.

૯૨ પ્ર૦ જેને કદાપિ ભય ચિંતા નહિ એવું કોણ?
ઉ૦ તે તો સાચા પરમહંસ.

૯૩ પ્ર૦ જળમાં ધોયાથકી ન જાય તેવો રંગ કયો હશે?
ઉ૦ જળમાં ધોતાં ધોતાં જળની લાલાઇનો રંગ ઉપજે છે તે તે જળમાં ધોયા થકી જાય નહિ.

૯૪ પ્ર૦ જેનું મૂળ નહિ ને ફેલાવ ઘણો તે શી વસ્તુ હશે?
ઉ૦ તે તો અમલિન મૂળી [ અંતરવેલ ] નામ લોક કહે છે તે.

૯૫ પ્ર૦ મૃત્યુ પામેલું કોઇ પણ જીવતું થાય તે કયાથી હશે?
ઉ૦ તે તો દેડકા મુએલો છતાં મેઘનાં બિંદુ લાગ્યાથી જીવે.

૯૬ પ્ર૦ જડ વસ્તુમાં ચૈતન્ય (ચલન) આવે તે શાથી?
ઉ૦ તે તો લોહું ચમકપાષાણને દેખીને ચૈતન્ય ( ચલન ) પામે.

૯૭ પ્ર૦ તરતાં ન આવડતું હોય તદપિ જળમાં તરે એવું કોઇ મનુષ્ય હશે?
ઉ૦ તે તો ડાકણું મનુષ્ય, ના તરતાં આવડે તદપિ તરે.

૯૮ પ્ર૦ જેનું વખાણ કર્યાથી બળ વધે એવો પુરુષ કોઈ હશે?
ઉ૦ તે તો એક શ્રીહનૂમાનજી છે.

૯૯ પ્ર૦ જેની સામું ભાળતામાં મરી જાય ને તેનું નામ લઇને બોલાવતાંમાં જીવે એવું કોઇ હશે?

ઉ૦ એવું તો એક નીપાટ પક્ષી હોય છે.

૧૦૦ પ્ર૦ સર્વથી મોટું દુઃખ તે કિયું ?

ઉ૦ જે દુઃખનો ઉપાય નહિ તે તથા જેને જે વધતું લાગે તે.

૧૦૧ પ્ર૦ જગતમાં અક્ષય વસ્તુ કયી હશે ?

ઉ૦ તે તો ધન.

૧૦૨ પ્ર૦ જેને જીતાય નહિ એવા કોણ હશે ?

ઉ૦ એક તો ઇશ્વર, મન ને સ્વભાવ એ ત્રણ.

૧૦૩ પ્ર૦ જેમ ખરચે તેમ વધે તે વસ્તુ કયી ?

ઉ૦ તે તો વિદ્યા ને સરસ્વતી.

૧૦૪ પ્ર૦ વાવરે વા ન વાવરે તદપિ પૂર્ણને પૂર્ણ રહે તે શું ?

ઉ૦ તે તો વિદ્યા.

૧૦૫ પ્ર૦ જે વસ્તુ ખાવી ઘણી કઠણ તે કઇ ?

ઉ૦ તે તો ગમ, જે કોઇએ ખવાય નહિ.

૧૦૬ પ્ર૦ મનની પ્રીત ને દૂધની ચીકાશ તે શા થકી જાય ?

ઉ૦ તે બંન્ને કાઢયા થકી જાય.

૧૦૭ પ્ર૦ જે ભાગેલી વસ્તુઓ સાંધવાનો ઉપાય નહિ તે કયી કયી ?

ઉ૦ તે તો ત્રણ છે. મન, મોતી ને કાચ.

૧૦૮ પ્ર૦ કર્મ કરે કોઇ બીજો ને ભોગવે બીજો એવું કયું હશે ?

ઉ૦ તે તો નેત્ર સ્નેહ કરે મન બંધાય.

## दुहो.

यह प्रश्नोत्तर मालिका ग्रंथसार सिद्धांत;
दयाराम हरिजन रच्यो सुनत हरे मनभ्रांत.

---

## षड्ऋतुवर्णन.

શ્રીગુરુ વલ્લભદેવનાં પદ પ્રણમું સુરંગે,
તથા શ્રીવિઠ્ઠલ શ્રીગોપીજનવલ્લભ રાગે. ૧
દો સુમનીષા શુભ ગિરા અતિ આનંદકારી,
ષડ ઋતુ વિરહ વર્ણન કરૂં કાંઈ શ્રી વ્રજનારી. ૨

## વર્ષા-ઋતુ.

શ્રીરાધા કહે સુણો સખી લલિતાદિ વિશાખા,
આવી વર્ષાશ્રી મૃષા હવે અમર અભિલાષા. ૩

---

૧ શ્રીમહાપ્રભુજીનાં ચરણને અત્યંત સ્નેહથી પ્રણમું છું. અને સાથેજ શ્રીગુસાંઇજી અને શ્રીગોપીજનપ્રાણેશને પણ પ્રણમું છું.

૨ અત્યંત આનંદકારી સારી બુદ્ધિ અને શુભ વાણી મને પ્રભુ આપો, કે જેથી શ્રીસ્વામિનીજીના ષડ્ઋતુમાં થનારા વિરહનું હું કાંઇ વર્ણન કરૂં.

૩ શ્રીસ્વામિનીજી કહે છે કે હે લલિતા પ્રભૃતિ સખીઓ, હે વિશાખા, વર્ષાઋતુની શ્રીશોભા હવે આવી પહોંચી, વર્ષાની શોભા

આ ઋતુમાં જ કરી પરિ હરિ નંદકુમાર,
તો શી હવે હણતાં મને પલ મારને વાર. ૪
આવ્યું કટક જો આ કટકટી મન્મથપથ વ્યોમ,
સુણી ચોપદાર પોકાર એકેકી તેડે છે ભોમ. ૫
એના ગગન ગડગડે મનોભવનાં નિશાન,
ચપલાના જરીધ્વજ ફરહરે જોઇ થરહરે પ્રાણ. ૬
ગાન કરે પિક અપ્સરા દે દાદુર કરતાલ,
સાજ અવર દ્વિજ જે વદે સુણો મદન ભૂપાલ. ૭

---

છવરાઇ રહેવા લાગી, હવે આપણી આશા મિથ્યા છે, પરંતુ તે અમર છે, માટે કંઇ હરકત નથી.

૪ નંદનંદન પ્રભુએ મને આ ઋતુમાં જ દૂર કરી છે. દૂર થયલી મને મારતા કામદેવને હવે પલની પણ વાર શા થવાની?

૫ આકાશ–વાદળ કામદેવના માર્ગે થઇને ગર્જના કરતું કટક–પર્વતના નિતંબ ભાગ ઉપર આવ્યું. તેનો પોકાર સાંભળીને તેનો ચોપદાર મોર તેને પૃથ્વી ઉપર તેડે છે. કટકનો "સેના" અર્થ એક ટીકાકારે ક્યો છે તે સંદિગ્ધ છે.

૬ એ આકાશ ગડગડતું નથી, પણ કામદેવનાં નિશાનો ગડગડે છે; વીજળી ચમકતી નથી, પણ કામદેવનો જરીનો વાવટો ફરકે છે. જેને જોઇને મારા પ્રાણ કંપે છે.

૭ કોયલરૂપ અપ્સરાઓ ગાન ગાય છે, દેડકાઓ કરતાલ વગાડે છે, અને બીજા પક્ષીઓ જે બોલે છે, તે સૂર પૂરવાના સાજ છે. હે સખીઓ, સાંભળો, ખચિત જ આ કામરાજા વિના બીજું કોઇ હોય જ નહિ.

છલવા મને સ્મર જો રચી એ અજા વિપરીત;
પ્રિયતમ વર્ણ વિયત્ કર્યું જાણે ધનુ પટપીત. ૮
મુક્તમાલ બકપંક્તિ અભ્ર ગોછબિ લાવે,
ચાતક પિયુ પિયુ કહી સખિ મને પ્રતીત ઉપજાવે. ૯
પડી ઝડી આ શરતણી નહિ એ અંબુદ ધારા,
સુસવાટા સાંગ એ સખી, લેશે વૈ અસુ મારા. ૧૦
પહેર્યાં નીલાંબર જો ધરા લહી પ્રિયરસ માતી,
ઇંદ્રગોપના એ ચુંદડી ચિરમાં રંગરાતી. ૧૧

---

૮ મને છેતરવાને કામદેવે વળી આકાશમાં કંઈ ઓરજ તરેહની કપટજાળ રચી છે, આખા આકાશને મારા પ્રાણેશના વર્ણ સરખું શ્યામ કર્યું છે અને રંગબેરંગી ધનુષથી જાણે પીતાંબર પહેરાવ્યું હોયને શું એમ લાગે છે.

૯ શ્વેત બગલાઓની હાર મોતીની માળા સરખા લાગે છે. વાદળા ગાયની છબિ લાવે છે. હે સખિ, ચાતક પણ "પિયુ પિયુ" કરીને મને વિશ્વાસ ઉપજાવે છે. અર્થાત્ કામદેવ આવું કરીને મને પોતાની પાસે બોલાવે છે.

૧૦ આ વર્ષાદની ધારા નથી, પણ કામદેવના બાણોની ઝડી પડે છે. વાયુના સુસવાટા નથી, પણ સાંગ આયુધના છે. ખચિત તે મારા પ્રાણ લેશે.

૧૧ પૃથ્વીએ નીલાંબર પહેર્યાં છે. તે તો મેઘના રસથી–જળથી મત્ત થઇ છે. એ ચુંદડી વળી ચીરમાં પણ ઇંદ્રગોપના (વર્ષાઋતુમાં ઘાંસવાળી જમીનમાં થતા એક જાતના જંતુઓ) રંગે રાતી લાલ

વળગી વૃક્ષ જોને વેલડી મારી બેલડી તૂટી,
કૃષ્ણ વિના લખી સુખ સખી લીધું કંદર્પે લુંટી. ૧૨

હરિસંગે હિંડોલે હીંચતી સિંચતી દગ જ્યારે,
મુખ થકી લઇ સમારતા કચ કેશવ ત્યારે. ૧૩

માન શિક્ષા તું રક્ષા તજી હે આલિ હઠ રખે લેતી,
મુજ મલ્યો વિરહ અમર થશે માટે કહું સુણ નેતિ. ૧૪

## શાર્દૂલ.

જાણીને ઘન ગર્જ દુઃખ મુજને તન ત્યાગ્યું પંચાનને,
મારો ચિત્તચકોર ક્લેશ પ્રચુર આણી ઉદાસી રહે;

---

બની છે. આનો સ્પષ્ટ અર્થ ન સમજાયાથી એક લેખકે દોડાવેલા કલ્પનાના તરંગો જોવા જેવા છે.

૧૨ લતા–વેલ વૃક્ષને વળગી પડે છે, પણ કૃષ્ણ વિના મારી બેલડી તૂટી છે. મારૂં બેલી કોઈ નથી. હે સખી, તું લક્ષીને જો, તો તને જણાશે કે મારૂં સુખ કામે લુંટી લીધું છે.

૧૩ જ્યારે પ્રભુ સાથે, ત્રિલોકાધીશ સાથે હિંડોલે હીંચતી, જ્યારે દૃષ્ટિને સીંચતી, પ્રભુના સ્વરૂપમાં સ્થિર કરતી, ત્યારે મારા મુખ ઉપર આવેલા કેશોને કેશવ સમારતા, અર્થાત્ મુખ ઉપરથી ખસેડતા.

૧૪ હે સખિ, મારૂં રક્ષણ છોડી દે, મારી શિક્ષા માન, ખાલી હઠ ન લે. મને પ્રભુ તરફથી મળેલો વિપ્રયોગ અમર થશે, માટે કહું છું તે સાંભળ અને તું મારે વાસ્તે કંઈ ન કર.

પ્રાવૃટ્ પાવકથી અધિક મુજને દે કષ્ટ વાહાલા વિના,
નિર્દય નંદકિશોર ચોરી ચિત્તને માણે મધુપુરીમાં. ૧૫

**માલિની.**

ઘન તેમ ઘનશ્યામ બે કર્યું એક કામ,
તમ વિરહ અગાધા મુગ્ધ કરી જગત્ રાધા;
નિશ દિન કો ન જાણે ઉભય એકજ પ્રમાણે,
સખી અહીં સમજાવે કોક ભવને બતાવે. ૧૬

---

૧૫ ઘનગર્જનાથી થતા મારા દુઃખને જાણીને ઘનનો પ્રતીકાર કરવામાં અશક્ત સિંહે શરીર ત્યજ્યું. સિંહ જેવા ક્રૂર પ્રાણીને દયા આવી પણ પ્રભુને ના આવી. મારો ચિત્તચકોર કલેશ લાવીને ઉદાસ રહ્યા કરે છે. વહાલા વિના વર્ષાઋતુ અગ્નિથી પણ વધારે કષ્ટ દે છે. બાળે છે. આટલું છતાં નંદકિશોર તો મારૂં ચિત્ત ચોરીને નિર્દય થઇને મથુરામાં માણે છે, મોજશોખ ભોગવે છે.

૧૬ ઘન-મેઘ જેવો છે તેવાજ મેઘના શ્યામ પ્રભુ છે. બન્નેએ સંપીને એક કાર્ય કરવા માંડયું છે, શ્રીકૃષ્ણ વિરહથી રાધાજીને મુગ્ધ કરે છે જ્યારે મેઘ અંધકારથી જગતને મોહ પમાડે છે. નિશદિન કોઇ કંઈ સમજતું નથી. બન્ને એકજ રીતે પોતાનું કાર્ય કરે છે. હવે સખી રાધિકાજીને સમજાવે છે અને ચક્રવાક પક્ષીના સંસારને દેખાડે છે. રાત્રિ પડતાં ચક્રવાક અને તેની સ્ત્રી વચ્ચે અતિશય વિરહ વિભાવસુ પ્રકટે છે, એ પ્રસિદ્ધ છે. સવાર થતાં જેમ બન્ને પક્ષીઓ મળે છે તેમ તમને પણ પ્રિય મળશે.

# शरदृऋतुवर्णन.

વીતી વર્ષા વૃષભાનુજા,[1] કહે શરદ જો આવી;
નાથ હજી ન વળ્યા સખી [2]પાણિપત્રિકા ન આવી. ૧
જલ વાદલ નિર્મલ થયાં, પલ્યા પંથી સુપંથ;
ચલે ન તદપિ કંસની[3] કિંકરી થકી કંથ. ૨
[4]ખંજન પ્રકટ થયાં ગયાં આંસુ અંજન વહીને;
રંજન મન ભંજન કર્યાં સુખ [5]શશી રહ્યો દહીને. ૩
[6]આતપ કેમ થઇ ચંદ્રિકા આતે સોમ કે [7]સૂર;
સુખકર વિપરીત પિયુ વિના દે દુઃખ પ્રચુર. ૪
ક્યાં તે શરદ [8]ક્ષપા ચંદ્રમા ક્યાં તે ત્રિવિધ [9]સમીર;
ક્યાં સુખ પુંજ નિકુંજ ક્યાં તે શ્રીયમુનાતીર. ૫
ક્યાં તે મોહન છબિ માધુરી વન રાસ વિલાસ;
આજ સર્વ અવળાં થયાં પતિ [10]પાખંડ ત્રાસ. ૬
ફૂલ્યાં કમલ લખી [11]અમલતા રવિ મિત્ર સુરંગ;
કરમાયું મુજ [12]હૃદય કંજ તા વિના પિયુજી પતંગ; ૭
[14]વિજયા લગી ગુણ નવ નિશા આસક્તિ ગવાશે;
પ્રભુએ તો આસક્તિ તજી મારી શી ગતિ થાશે. ૮

૧. રાધાજી. ૨. હાથની ચાઠ્ઠી. ૩. કંસની દાસી કુબ્જા. ૪. એ નામના પક્ષી. ૫. ચંદ્ર. ૬. તડકારૂપ. ૭. ચંદ્ર કે સૂર્ય. ૮. રાત્રિ. ૯. મંદ, સુગંધ અને શાતલ એ ત્રણ પ્રકારનાં વાયુ છે. ૧૦. વિના. ૧૧. નિર્મલતા. ૧૨. હૃદયકમલ. ૧૩. સૂર્ય. ૧૪. વિજયાદશમા સુધી.

છીપ પપૈયા પોષિયા [1]સ્વાતિ જલ ધારે;
હું તો નિરાશ હજી લગી પતિ પોષશે ક્યારે, ૯
શોક કામણુ કરશે સખી આજ ચૌદશ કાલી;
મૂકી એને આવશે હવે શીદ વ્રજ વન માલી. ૧૦
રાત દીવાલી શી વીતતી, મૂળે જાત રૂપાલી;
કામણુ કામના ત્યાં સખી, છાબ કામણુ વાલી. ૧૧
પાક નાના અન્નકૂટતે, કોણ ભોજન કરશે;
પ્રભુ વિના [2]પાકાર કોપશે કદા ગિર કોણ ધરશે. ૧૨
[*]શ્લોક—અમૃત [3]ઉદધિ અનંત વાળી નાખું રસ પ્રેમ ઉપર અણું;
અનુભવિ વેદ્ય અવેદ્ય સર્વ કોઇને દુર્દર્શ વસ્તુ અતિ,
બ્રહ્માનંદ થકી બહુજ આધકો નિઃસ્વાર્થ સ્નેહે કૃષ્ણ શું;
પ્રાણથકી પ્રિય રૂપ અનૂપ આનંદ મન વાણીથી વેગળો. ૧૩
શું કહું મમ પતિને ગ્રહી રતિ ન આર્તિને,
લવ નવ ધવ રતિને દૂષણુ તે રતિને.
ધન્ય છે હર મતિને, રહે સમીપે સતીને,
ધન્ય પર પ્રકૃતિને, સહે ન શ્રી આર્તિને. ૧૪

---

## हेमन्तवर्णन.

હેમંત આવી ના આવીયા હરિ હિંમત ભાગી;
અંગ અનંગ અગન તો, પ્રતિ રોમે જાગી. ૧
કેમ કરૂં રે કોને કહું ક્યાં જાઉંરે સજની;
કોટિ કલ્પ મોટી પલક પા કાઢું કેમ દિન રજની. ૨

---

૧. સ્વાતિ નક્ષત્રના જળથી. ૨. ઇંદ્ર. ૩. સમુદ્ર.

વૃદ્ધિ પામી રે [1]વિભાવરી દુર્બલ થયો દિન;
ચિંતા મુને ચક્રવાકીને, જગ જુગ[2] સુખ પીન. ૩

મન–સુત ભૂત ભ્રમાવે છે, મન કાય કંપાવે;
શીત લખી સખી સમઝતી, રખે પાવક[3] લાવ. ૪

આજ કરૂં શું અંગીઠડી દીઠડી નથી દેહ;
અંતર આગ શું નીઠડી[4] પ્રભુ સાંધ્યો શું નેહ. ૫

એમ કહેતાં અચેતન થઈ હાંહાં કહી ઢળી ધરણી;
આવી સમીપ ધસી આલી, ભલી ભાસે ન તરુણી. ૬

જાત ઘટી છેક રાત જેમ, અર્ક કર્કે[5] સ્થાન;
અતિ શિથિલ પડી કાંચળી, પાંસળીયો ગણાય. ૭

ગોરી થઇ ઘણી ગોરટી, લાલવિન[6] ઘટી લાલી;
મેદ ન સમ ખાવા રહે, ધારજ કેમ રહે ઝાલી. ૮

એવી જોઇ રોઈ સહચરી, ઉર સરશી લીધી;
અતિપ્રયત્ન વિધિ કરી શ્યામા જાગૃત કીધી. ૯

દીર્ઘ નિ:શ્વાસ[7] મુહુર્મુહુ મૂકે: હરિ વિના બાલા;
ઉષ્ણ એવા જાણે પ્રલયના અગ્નિની જ્વાલા. ૧૦

[8]મધુવ્રત મન અરવિંદમાં, કંજ તરણિની[9] માયા;
તેમ તલખું હું કૃષ્ણને તે તો કુબ્જા લોભાયા. ૧૧

મિરચ વિના ન બરાસ રહે મિરી સુખી સદા આપે;
એકને પ્રીતના એકને, તેમ રહે પરિતાપે. ૧૨

---

૧ રાત્રિ, ૨ જોડા હોય તો સુખમાં મસ્ત રહે, ૩ અગ્નિ, ૪ મનનો અગ્નિ શું ઓછો થયો? ૫ કર્કરાશિના સૂર્ય થતાં, ૬ કૃષ્ણ વિના, ૭ વારંવાર, ૮ ભ્રમરનું મન, ૯ કમલને સૂર્યની માયા હોય છે.

વૃદ્ધિસ્નેહ ન સુખહાનિ કદિને પરમાર્થ હોયે કહ્યા;
યાથાતથ્ય અખંડ ચોલ દુકૂલે ભાતી પટોલે યથા.
ગુણ રૂપાદિક સર્વ ત્યાંજ ભાસે જ્યાં પ્રેમ સંલગ્નતા,
તે સર્વે પૂર્વોક્ત રાખી પરિવૃઢ, કેમ ચિત્ત ત્યાંથી ચળે. ૧૩
પતિ અવગુણ આણું પણ ન ઠરવા ઠેકાણું,
ઉર સુગુણ ભરાણું ત્યાં શું નિંદુ વખાણું;
જીવન જલ મકરનું હેત શે કામ પરનું,
સ્વરૂપ શ્યામલતનું, તદપિ ત્યાં મીન માતું. ૧૪

---

## शिशिरऋतुवर्णन.

શિશિર ઋતુ લખી શશિમુખી[1] કહે સખી શું વચન;
કંજ[2] પ્રજાળ્યાં જો હિમે કામે તેમ મારૂં તન. ૧
સૂર્ય શીતલ શશિશમ થયો, ગરમી ધરી શીત ત્રાસ;
આવી મળી સહુ મુજ હૃદે, લહી કુટિલ[3] મેવાસ. ૨
શાને કંપ સખી શીતથી, સેવ્ય મંદિર મારૂં;
છેક સમીપ આવીશ માં દાઝશે તનુ તારૂં. ૩
આર્દ્ર અંબર આ ઋતુ, ઓઢી અલિ આવે પાસ;
તદપિ તપે તન તે તણું, થાયે સ્વેદ પ્રકાશ. ૪
વિરહાનલ આનલ સુખ સ્મૃતિ સપત્ની સુખ ક્ષાર;
હેમ[4]હાર માટે નહિ દ્રવી નિસરે ધાર. ૫

---

૧ ચન્દ્રમુખિ. ૨ કમલો. ૩ દેશનું નામ. ૪ સોનાનો હાર પહેરૂં તો વિરહાગ્નિથી અને શોકના સુખરૂપ ખારથી ગળી જાય.

વિદ્રુમ ઉપર મુક્તા થયાં, તરડાં તડક્યાં કોઇ;
મલિન માલ્ય માલા થઈ, દૃષ્ટે અલિકર જોઇ. ૬

ગંગાધારા આવી ઊર્ધ્વથી, શિવ શિર રહી સમાઇ;
તેમ દૃગ ધાર ઉરજ પડી, શમી અગ્ર ન ધાઇ. ૭

સ્નાન કરૂં યમુના વિષે તપ્તોદક થાય;
નીર નિમગ્ન સોપાન તે પદ સ્પર્શ સૂકાય. ૮

મિટ[1] પડે જ્યાં જ્યાં મુને ત્યાં ત્યાં મોહન ભાસે;
તેમ તેમ દુઃખ અનુભવી લહે અન્ય આશ્ચર્ય વાસે. ૯

ભાન નહિ ખાન પાનનું નિમિષ ન નિદ્રાય;
વીતે વિચારે વાસર ક્ષપા હાહા પ્રતિ પળ થાય. ૧૦

કદા ચિત્રવત્ થઈ રહે કદા ધ્રુશકે રોય;
ક્વાસિ ક્વાસિ કરી કુ[2] લુઠે સ્રવે પલ પુટ તોયે. ૧૧

વિતનુ વિદારે ઉર અતિ કલ કેમ પલ પામે;
પિયુ હરિ હર સામા જો મલે, રતિપતિ બલ વામે. ૧૨

## શ્લોક.

પ્રલયાનલ થકી તાપ અગણિત ઘણો વિરહાગ્નિ કેરો હતુ,
નિશદિન તે મમ ઉર અખંડ પ્રજલે કહે કોણ જઇ કૃષ્ણને,
મહદ્ આશ્ચર્ય મુને તથા સર્વને રહે કેમ અસુ એ દુઃખે,
પણ કારણ ભાસે મુને ટક્યાનું આશા હરિ આવવા. ૧૩

---

૧ દૃષ્ટિએ પડે. ૨ પૃથ્વી ઉપર આળોટે.

**अन्यवृत्त.**

જેમ જેમ વિરહ દાધે, તેમ રતિ વેલ વાધે,
મિલન પોષણ સાધે, ન્યૂનતા નિત્ય લાધે;
પણ ન સહન થાયે, ચલન પાખે રહેવાયે,
જખમી જલજ માગે, મૃત્યુ ભયથી ન ત્યાગે, ૧૪

---

## वसंत-ऋतुवर्णन.

ઓ વયસ્યે વદે રાધિકા ઋતુ આવી વસંત,
સંયોગી સુખ સાગરી વિરહી દુઃખદા અનંત. ૧
ફુલ જાસૂદનું અલિ તજ્યું ભજ્યું તે મધુ પેખી,
રસિક પ્રિયતમને ન સાંભરે સ્નેહ તે ઋતુ દેખી. ૨
કુસુમિત વન ઉપવન થયાં ગુંજે ભૃંગ મદમાતા,
મદન રતિ જાણે લગ્ન રહી મગ્ન મંગલ ગાતા. ૩

---

૧ શ્રીસ્વામિનીજી વદે છે કે, હે સખિ, સંયોગીને તો સુખના સમુદ્ર સરખી, અતિવિપ્રયોગરસમગ્નને અતિશય દુઃખ દેનારી એવી વસંત ઋતુ આવી.

૨ જાસુદીનું પુષ્પ અલિએ-ભ્રમરે તજ્યું; કેમ કે બીજા પુષ્પમાં મધુમકરંદ જોયો. તેમજ રસિક પ્રિયતમને તે ઋતુને અવલોકીને સ્નેહ સ્મરણ થતું નથી. અર્થાત્ ભ્રમર મકરંદરસોલુપ થઇને જાસુદીનું પુષ્પ ત્યજી દે છે; તેમ રસિક પ્રાણેશે બીજીમાં આસક્ત થઇ મને અને મારા સ્નેહને વીસારી દીધો.

૩ જીવન, ઉપવન—ઉદ્યાન સંજાત પુષ્પ થતાં મદમત્ત થઇ ભ્રમરો ઝણુકાર કરવા લાગ્યા. આ વખતે એવું લાગે છે કે જાણે

કિંશુક ફુલ પીત રક્તતા લાગે એજ પ્રમાણે,
વિતનુ વ્યાઘ્ર વિરહિહૃદય વિદાર્યું નખ જાણે. ૪
ત્રિવિધ સમીર વૃન્દાટવી પરભૃત કલ બોલે,
લલિત સુમન મધુ કણ સ્રવે હરિ વિન ઉર છોલે. ૫
પ્રફુલિત દ્રુમ સહકારનાં દ્વિજ પ્રમુદિત ઝુમે,
અનુપમ મોરી એલચી લચી ગોસ્તની લુમે. ૬
હા હા હિત ઋતુરાજમાં ન મલ્યા શ્રીવ્રજરાજ,
સાજ સુખદ સુરભિ તણો મારે આજ અકાજ. ૭

---

મન્મથ અને રતિ મગ્ન બનીને લગ્ન રહીને મંગલ ગાતાં હોયને શું ? ઉત્પ્રેક્ષા અલિરવ ઉપર મંગલગાનની.

૪ કેસુડાના ફૂલ પીતતા પરહરીને રક્ત વર્ણને ધારે છે. એમ લાગે છે કે વિતનુ અનંગ-કામદેવે વાઘનું રૂપ ધરીને જાણે વિરહતપ્ત તનુના સ્વાંતને ચીરી નાખ્યું હોયને શું ? ઉત્પ્રેક્ષા, કિંશુકરક્તતા ઉપર વિદીર્ણ શોણિત રક્ત હૃદયની.

૫ મંદ સુગંધ શીતલ પવન પ્રસરી રહ્યો છે, પરપુષ્ટ કોકિલ ગણ અવ્યક્ત મધુર શબ્દ કરી રહ્યો છે. એવી વૃન્દાટવી-વૃન્દાવનની પરિસ્થિતિ છે. ત્યાં લલિત સુંદર પુષ્પ મધુકણને ઝરે છે. ખરેજ તેવા સમયમાં હરિ વિના મારૂં મન વિશીર્ણ થાય છે.

૬ સહકાર-આમ્રવૃક્ષ પ્રફુલ્લિત થયાં છે. તે ઉપર ખુશી ખુશી થઇને કોકિલાઓ ઝુંમી રહી છે. અનુપમ એલચી ફાલી રહી છે, અને ગોસ્તની-દ્રાક્ષની લૂમો ઉપર લચી રહી છે.

૭ આ પ્રમાણે વસંત ઋતુની મદનોદ્દીપક લીલા જોઇને સ્વામિનીજી સંતાપોદ્ગાર કહે છે. હિતકારી ઋતુરાજ-ઋતુઓના રાજા

ચુઆ ચંદન પીચકારીઓ ચારુ કેસર રંગ,
અબીલ ગુલાલ વિલોકતાં દાઝે ઉલટું અંગ. ૮
તાલ મૃદંગ ડફ ઝાંઝનો રવ કાલજું કાપે,
કૃષ્ણ કંથ હોય સંગ તો સહુ આનંદ આપે. ૯
આજ બંસીબટ ચોકમાં હોય ધમારોની ધૂમ,
જુગલ યૂથ ચાચર મલે થાય રૂમાઝુમ. ૧૦

---

વસંત ઋતુમાં વ્રજરાજ ન મળ્યા તે નજ મળ્યા. તેથી સુખ આપનાર એવો સુરભિનો પુષ્પમય—વસંતઋતુનો સજેલો સાજ તે આજે મને અકાજ—વ્યર્થ થઇ પડ્યો છે. સુરભિ એટલે વસંત. એક ટીકાકારે સુરભિનો અર્થ "ગાય" એવો કર્યો છે. તેવો અર્થ જો કે સુરભિ શબ્દનો થાય છે. પણ તેને અને ચાલુ પ્રસંગને સંબન્ધ શો છે, તે તો લેખકનું રસિક હૃદય (!) જ જાણતું હશે! **वसंतपुष्पसमयः सुरभिः** એ અમરકોષનું વાક્ય જુઓ.

૮ વસંતઋતુની આવી આવી સામગ્રીઓ, ચુઆ, ચંદન પીચકારીઓ, સુંદર કેસરનો રંગ, અબીલ ગુલાલ વગેરે વિલોકતાં પ્રભુ વિના મારૂં હૃદય ઉલટું દગ્ધ થાય છે.

૯ તાલ, મૃદંગ, ડફ, ઝાંઝનો ધ્વનિ કાળજાંને કાપે છે. તે બધું કૃષ્ણ પ્રભુ હૃદયરમણ સંગમાં હોય તો આનંદ આપે. બાકી અત્યારે તે અકારાંજ થઈ રહ્યાં છે.

૧૦ આજે બંસીબટના ચોકમાં ધમારોની—ધમાર તાલના કીર્તનોની ધૂમ જામી રહી છે. તે વખતે જુગલજોડીનાં ટોળાં ચોકમાં મળે છે અને રૂમઝુમ થાય છે. ધમાર રાગ નથી, પણ તાલ છે. ચાચર એક જાતનો હોળી ખેલ છે.

ગાળ ગાયેરે ગોપાલજી મીઠી અમૃત સરખી,
કયાં તે રસિક છબિ રંગ ભરી રીઝતી જેને નિરખી. ૧૧

હૈયે પ્રકટી હુતાશની કુસુમાકરે ઝાઝી,
અનંગ અનિલ ધમે તેથકી નખશિખ દેહ દાઝી. ૧૨

નટવર નંદ કુમાર માર મનહર કોટિ લલિતાકૃતિ,
મોર મુકુટ પર કેસરી શ્રીઅંગે રંગે ભર્યા રસ છકયા. ૧૩

કર પીચકારી ગુલાલ મુષ્ટિ મુક્કા વાંકા કટાક્ષે લખી,
મારી મુજ મુખ ડસી ઓષ્ઠ છાંટી છબી તે ખસતી હૃદેથી નથી.૧૪

કેમ કરૂં કયાં જાઉં ભેળી કયાં કંથ થાઉ;
હવે ન અલિ જીવાશે તરફડી જીવ જાશે.

---

૧૧ ગોપાલ-કૃષ્ણ અમૃત સરખું મધુર ગાલિપ્રદાન કરે છે. પરંતુ રસિક રંગ ભરી છબી જેને નીરખીને હું આનંદ પામતી તે કયાં છે ?

૧૨ એક તો હૈયામાં હોળી સળગી રહી છે, તેમાં વળી વૃત હોમી ઝાઝી સળગાવી છે. તેને વળી અનંગ, શરીર વગરનો છતાં કામદેવ પવનથી ધમે છે, તેથી મારી નખશિખ દેહ દાઝી ગયા છે.

૧૩-૧૪ નટવર, નંદરાજકુમાર તેમની કોટિકંદર્પ લાવણ્યમયી મનોહર આકૃતિ, મોરનો મુકુટ, કેસરી વસ્ત્ર, શ્રી અંગે રંગે રસભર્યા અને રસ છકયા, વાંકા કટાક્ષથી લક્ષીને હાથમાં પીચકારી, ગુલાલની મુષ્ટિ-મુક્કા તાકે છે. મુખને ઓષ્ઠને દશે છે, રંગ છાંટે છે. એવી છબી મારા હૃદયમાંથી ખસતીજ નથી.

પતિ વસંત વિહારી ભોગવે શોક ભારી;
પિયુ પણ ન વિચારે આ સમો આજ મારે. ૧૫

## ग्रीष्मऋतुवर्णन.

ગ્રીષ્મ વિષમ આવી અલિ, કહે પ્રભાવતી કન્યા;
નાથ ના આવ્યા હજી, હશે મારો એવડો શો અન્યાય? ૧
એક જ્વાલા હૃદયે વિરહની, બાહ્ય આતપ બીજી;
આશ ઉગરવાની ટળી, ગઈ નખ શિખ સીજી. ૨

---

૧૫ શું કરૂં ક્યાં જાઉં? કંથને ક્યાં મળું? હવે હે સખિ, જીવાશે નહિ. તરફડતાં જીવ જાશે. વસંતવિહારી પતિ મારી સપત્નીને ભોગવે છે. મારે માથે આવા વખતના વાંદળાં પસાર થાય છે એનો તો પિયુને વિચારજ નથી.

૧ પ્રભાવતી કન્યા શ્રીસ્વામિનીજીને કહે છે કે હે સખા, વિષમસંતાપકારક ગ્રીષ્મઋતુ તો આવી પહોંચી; પરંતુ હજુ સુધી નાથ તો પધાર્યા નથી, મારો એવો તે શો અન્યાય થયો છે? એવો કયો અપરાધ મેં કર્યો છે?

૨ એક તો હૃદયમાં વિરહની જ્વાલા સળગી રહી છે, તેમાં વળી બહારની તાપની જ્વાલા ભેગી થવા લાગી, અર્થાત્ અંદર અને બહાર તાપોત્પાદક સામગ્રીજ એકઠી થઇ છે, હવે મારી ઉગરવાની આશા ટળી છે, કારણ કે નખથી શિખ સુધી હું સીજી ગઈ છું એટલે બે જાતના તાપથી બફાઇ ગઈ છું.

વીજન કોટિ કારંજથી, મુજ તાપ ન જાય;
તપ્ત તેલ જેમ જલ મલે, ભડકો તેમ અતિ થાય. ૩
અપ ગુલાબ મલયાગરે, મુને શીતલતા તેવી;
દાદુર છાયા ફણિફણા, સુખદાયક જેવી. ૪
ચંદ્ર કિરણ ચિત્ત ના ઠરે, ચોબારૂં વિષ જ્વાલા,
ચક્ષુઃશ્રવા સરખી સખી, દર પ્રસૂનની માલા. ૫
લૂ વાયે સહુ લોકો કહે, વણ જાણે મર્મ;
નિઃશ્વાસ મુકે કો વિરહિણી, દુઃખ પામીને પરમ. ૬

---

૩ કરોડો પંખા કરવાથી કે કરોડો ફુવારાથી કંઇ મારો તાપ શમાવાની આશા ઉદ્ભવતી નથી ઉલટું તેવા બાહ્ય ઉપચારોથી તો જેમ તપેલા તેલમાં જલબિંદુ નાખવાથી ભડકો થાય છે તેમ વિરહ જ્વાલા વધારે ગંભીર સ્વરૂપ પકડે છે.

૪ દાદૂરને–દેડકાને જેવી નાગની ફેણની છાયા સુખદાયક છે તેવી જલ અને મલયાગિરીનું ચંદન મને શીતલતા ઉપજાવે છે. અર્થાત્ દેડકાને નાગની ફેણ જેટલી ત્રાસજનક છે તેટલીજ દરેક વસ્તુની શીતલતા મને ત્રાસદાયક થઇ પડે છે.

૫ શશિકરણથી પણ ચિત્ત ઠરતું નથી; કેમકે તે ચોતરફ વિષની જ્વાલાજ પ્રસારે છે. વક્ષસ્થલ ઉપર રહેલી પુષ્પમાલા ચક્ષુઃશ્રવા—સર્પ સરખી લાગે છે.

૬ લોકો કહે છે કે નિદાઘમાં લુ વાય છે, પણ તે લોકો મર્મ જાણ્યા વિના કહે છે. વાસ્તવિક લૂ વાતી નથી; પરંતુ કોઇ વિરહિણી વનિતા અત્યંત દુઃખનો–વિરહનો અનુભવ કરીને ઉષ્ણ નિઃશ્વાસ મૂકે છે. ઉષ્ણ વાયુ ઉપર વિરહિનિઃશ્વાસની ઉત્પ્રેક્ષા.

સર્વ નવાણ સુકી ગયાં, મુજ તાપ બલેથી;
ઉદધિ આધક તે કારણ કહું, મારા અશ્રુ મલેથી. ૭
વૃક્ષ વેલ સહુ શુષ્ક તે લક્ષી કૃશ મારૂં તન,
અર્ક જવાસા ફૂલીઆ, સુખ શોકે પ્રસન્ન. ૮
કહેતાં પ્રેમ સમાધિ થઇ, થયું તદ્દભવ મન;
ભાવાત્મક પિયુ કૃષ્ણના, થયાં સ્ફુટ દર્શન. ૯
વિરલા લહે કો એ મર્મને, એ વિરહ ભિન્ન જાતિ;
જેમ લુહારની સાણસી, શીતલ ક્ષણ તાતી. ૧૦

---

૭ મારા વિરહતાપના બલથી બધાં નવાણ-સ્નાનાવાસ સુકાઇ ગયાં ત્યારે સમુદ્ર કેમ વધ્યો ! તેનું કારણ કહું છું. મારા અશ્રુ તેમાં ભળ્યાં એટલે સમુદ્ર વધ્યો.

૮ વૃક્ષ, વેલી વગેરે મારૂં શુષ્ક શરીર જોઇને સુકાઇ ગયાં. અર્ક—આકડા અને જવાસા કેમ પ્રફુલ્લ રહે છે ! મારી સપત્નીના સુખથી. આ ટુકની નોટમાં સાક્ષરંમન્યે અર્કશબ્દનો સૂર્ય અર્થ કર્યો છે ! એ સૂર્ય ખીલતો કેમ હશે અને જવાસાની સાથે તેનું કયા શબ્દમાં સામ્ય હશે. એ તો લેખકનું રસિક હૃદયજ જાણે ! આવા રસજ્ઞોનેજ ઉદ્દેશીને શિરસિ મા લિખ એ ઉક્તિ પ્રાદુર્ભવી છે.

૯ આ પ્રમાણે કહેતાં પ્રેમની સમાધિ થઇ અને સર્વાત્મભાવે મન કૃષ્ણમય થઇ ગયું અને તેમ થવાથી લોકવેદાતીત, અક્ષરાધિપ, રસાનંદાત્મક નંદનંદન પ્રાણેશ શ્રીકૃષ્ણના સ્ફુટ દર્શન થયાં.

૧૦ એ વિરહ જુદી જાતનો છે, તેનાં મર્મને વિરલાજ જાણે છે. જેમ લુહારની સાણસી પલમાં ઉષ્ણ અને પલમાં શીતલ બને છે તેવા પ્રકારનો આ વિરહ છે.

પરમ પુનીત તટ નર્મદા, ચંડીપુર આવાસ;
જ્ઞાતિ નાગર સાઠોદરો, કવિ કૃષ્ણનો દાસ. ૧૧
**દયારામ** ષડ ઋતુ કથી, શ્યામ વિરહને વ્યાજ;
રાધાકૃષ્ણ એક રૂપ છે, લીલા ભક્તને કાજ. ૧૨

## શ્લોક.

રાધાકૃષ્ણ સ્વરૂપ એક નિશ્ચે સંદેહ નથી સર્વથા,
કાયા છાયાવત્ સંયોગ નિત્ય છે ને અર્થ શબ્દે યથા;
સર્વેશ્વર સર્વાત્મ તર્ક મહિમા ક્રીડા વિચિત્રા ગતિ,
વેદાદિકને અગમ્ય રૂપ એ છે, પ્રાપ્તિ એક પ્રેમે કરી. ૧૩

---

૧૧-૧૨ પરમ પવિત્ર નર્મદાજીના તટ ઉપર ચાણોદ ગામના રહેવાસી જ્ઞાતિએ સાઠોદરા નાગર, કૃષ્ણના દાસ, કવિ દયારામે શ્રીશ્યામસુંદરના વિરહના વ્યાજે ષડઋતુનું વર્ણન કર્યું છે, વાસ્તવિક રાધા અને કૃષ્ણમાં સ્વરૂપ પણ ભેદ નથી, માત્ર ભક્ત માટેજ તેવી લીલા કરે છે.

૧૩ રાધાકૃષ્ણ સ્વરૂપ એકજ છે એમ નિશ્ચયથી સમજવું, એમાં કોઇપણ જાતનો સંદેહ પડતો નથી. દેહ અને તેની છાયાનો સંજોગ જેમ નિત્ય છે, વળી અર્થ શબ્દથી જુદો નથી તેમ શ્રીરાધાકૃષ્ણનું ઐકયજ છે. પ્રભુ સર્વેશ્વર છે, સર્વના આત્મા છે, તર્કનો મહિમા ત્યાંજ આવી વિરામ પામે છે, ક્રીડા લીલા ગતિ સર્વ વિચિત્રજ છે. વેદાદિકને તે સ્વરૂપની ગમ નથી. તેની પ્રાપ્તિ માત્ર પ્રેમથીજ થાય છે બીજાં બધાં સાધનો નિર્બલ થાય છે.

## માલિની.

રતિ સહ ઋતુ ગાશે પાપ સંતાપ જાશે,
સુમતિ ઉર ભરાશે કૃષ્ણ શું પ્રેમ થાશે;
સફલ ચિત્ત ચહાશે વિઘ્ન સર્વે પલાશે,
પરમ હર્ષ છાશે સ્નેહ રસ પીજે પાશે. ૧૪

# हरिहरादिस्वरूपतारतम्य.

## ( શ્રીદયારામભાઇ કૃત. )

એક મહા મોટા હરિભક્તરાજ પંડિત સિદ્ધાંતવાદી હતા. તેમની પ્રત્યે કોઇ સમજુએ આવીને પ્રશ્ન પૂછયો કે, હે મહારાજ! મારા મનમાં એક મોટો સંદેહ રહે છે, તે આપ શાસ્ત્રનાં વચને કરીને નિવૃત્ત કરો. ઘણાએક લોક એમ કહે છે કે, શ્રીભગવાન ને શિવ બન્ને ઇશ્વર કહેવાય છે, તે એકજ રૂપ છે, તો એમાં ભેદ શો છે? ને વળી ઘણાએક સમજૂ છે તે તો એમ કહે છે જે ભગવાનની બરોબર શિવજી ન આવે, શેષજી ન આવે તો બ્રહ્માદિક

૧૪ આ ઋતુ વર્ણન પ્રેમ સાથે જે પુરુષો ગાશે, તેનાં પાપ અને સંતાપ બન્ને જશે. હૃદયમાં સુમતિ સ્થાન કરશે અને શ્રીકૃષ્ણમાં પ્રેમ થશે. ચિત્તમાં જે ચાહના થશે તે પણ સફલજ થવાની; સર્વ વિઘ્નો પલાયન કરવાનાં અને પરમ હર્ષની છાયા છવાઇ જશે. આ સર્વનો અનુભવ જે મનુષ્ય પ્રેમરસનું પાન કરીને બીજાને પાશે તેને થશે.

દેવતા તો સમોવડ કહેવાયજ કેમ ? એમ કહે છે. તે માટે આપ સિદ્ધાંતે ખરી વાત હોય તે કહો. ન્યૂનાધિકપણું હોય તે શાસ્ત્રને વચને દેખાડી આપો ત્યારે મારા મનમાં બેસે.

ત્યારે સિદ્ધાંતવાદી પંડિતરાજ બોલ્યા, જે શ્રીપૂર્ણ પુરુષોત્તમ ભગવાન્ તે તો એકજ છે. તેની બરોબર શેષ, શિવાદિક, ન કહેવાય તે વાત સાચી છે. શ્રીહરિ તો સર્વેશ્વર છે, સર્વજ્ઞ છે, અવિસ્મય છે, પરિપૂર્ણ છે, સ્વયંભૂ છે, અનાદિ છે, સર્વના કર્તા મૂળરૂપ છે, સર્વના શાસ્તા છે, સર્વરૂપ છે, માયાકાલાતીત છે, આદિ પૂજ્ય છે, સર્વ પૂજ્ય છે, સર્વશિરોમણિ છે, સર્વને શરણ આવવા યોગ્ય છે, અનંત કોટિ બ્રહ્માંડના નાયક છે, અદ્વિતીય છે, સર્વના સ્વામી છે, સર્વના દુઃખભયભંજન છે, સ્વયંપ્રકાશ છે, નિર્ભય છે, અદ્ભુત છે, અનુપમ છે, જે માયાએ સર્વને મોહ પમાડયું છે, ને સર્વ વસ્તુ કીધી છે, તે માયાના કર્તા પોતે છે, ઇત્યાદિક અનેક લક્ષણના ભરેલા શ્રીહરિ છે. એ જે કહ્યાં તે લક્ષણ શ્રીકૃષ્ણ રાધિકારમણ વિના શેષ, **શિવાદિકમાં નથી,** ત્યારે **તે શ્રીહરિ બરોબર શી પેરે કહેવાય ? કેમ કહેવાય ? ન જ કહેવાય.**

તે જુવો કે શ્રીહરિએ ધ્રુવાદિકને વરદાન આપ્યાં છે, તે સદા સર્વદા નિત્ય છે. કોઇ થકી ભંગાય નહિ; કોઇ થકી ઉચ્છેદ થાય નહિ, ને શિવજીનાં વરદાન આપ્યાં સદા રહેતા નથી. તે જુઓ કે, રાવણને, બાણાસુરને, ત્રિપુરાસુરને,

**ભસ્માંગદાદિને આપ્યાં, તે ભગવાને છેદી નાંખ્યાં. ભગવાનની** પેઠે સર્વજ્ઞતા શિવજીમાં નથી. જો હોય તો ભસ્માંગદના પેટમાં કપટ હતું તે આગળથી કેમ ન જાણ્યું ? જે વરદાન આપીને નાસવું પડયું. તે ભય **ભગવાને** નિવૃત્ત કર્યો. જાલંધર અસુર થકી જુક્તિએ કરીને **ભગવાને** જીતાડયા.

વળી ત્રિપુરાસુરના પુરમાં અમૃતની વાપિકા હુતી, તેથકી શિવજી ઘણા અસુરને મારતા તે પાછા જીવતા થતા, ત્યારે શિવજી વિસ્મય પામ્યા, જે મારેલા અસુર ફરીને ક્યાંથી આવે છે ! તેનો હેતુ શિવજીના જાણ્યામાં ન આવ્યો, ત્યારે હરબડી ગયા ને **ભગવાનની** સ્તુતિ કરી જે મહારાજ ! મારો યશ જાય છે. અસુર મારૂં છું, પણ પાર આવતો નથી. ત્યારે **ભગવાને** કહ્યું કે, એનું કારણ તમો જાણતા નથી, અમો જાણીએ છીએ, ચિંતા ન કરશો, હમણાં જીતાડીશ. એવું કહીને **ભગવાન** ગાયનું રૂપ ધરીને અંતરિક્ષ તેના પુરમાં પ્રવેશ કરીને સર્વ અસુરને મોહ પમાડીને અમૃતની વાપિકા બધી પી ગયા. પછી મહાદેવજીના બાણમાં પોતાનું સામર્થ્ય મૂકીને ત્રિપુરાસુરને મરાવ્યો, ને શિવની કીર્તિ વધારી. **તે શિવ ભગવાન્ બરોબર કેમ કહેવાય !**

વળી બાણાસુરની પક્ષ કરીને **ભગવાન્** સાથે યુદ્ધ કરવા આવ્યા હતા તે શ્રીહરિએ એક મોહાસ્ત્ર બાણ મૂકીને શિવજીને મોહ પમાડીને નંદીશ્વર ઉપર સુવાડી દીધા, કશું ભાન રહ્યું નહિ. પછી શ્રીકૃષ્ણે બાણાસુરના બે બે હસ્ત

છેદન કર્યાં પછી શિવજીને જગાડ્યા ત્યારે શિવજી મનમાં લજવાયા. ને હસ્ત જોડી સ્તુતિ કરી કહ્યું જે, હે પ્રભો! મેં તમારી સાથે કિંચિત્ યુદ્ધ કર્યું, તે મોટો અપરાધ થયો, અમે તો તમારા દાસ છીએ. એક તો હું, બીજા બ્રહ્મા, વિબુધ જે બધા દેવ, નિર્મળ છે આશય જેનો એવો મોટા મુનિ આદિ સર્વાત્મના તમારે શરણ પડ્યા છીએ; અમારા અપરાધ આપ જોશો ના, તમો તમારા રૂપને વિચારજો એમ સ્તુતિ કરી છે. **તે સમતા કેમ કહેવાય?**

વળી **ભગવાને** પોતાની માયાવડે મોહિનીરૂપ ધરીને શિવજીને મોહ પમાડીને છેક વિકલ કરી નાખ્યા. ભગવાનને કોઇની માયા બાધ ના કરી શકે તે **ભગવાનને શિવજીની બરોબર કેમ કહેવાય?**

વળી ઇલાવ્રત ખંડમાં શિવજી શ્રીસંકર્ષણ ભગવાનનું ઉપાસન કરે છે. તે સંકર્ષણ ભગવાન થકી શિવજી ઉત્પન્ન થયા છે, કેટલાએક કહે છે જે શિવજીનો જન્મ નથી, તે અજ્ઞાન છે. શિવજીના તો જન્મ ઘણા છે, કહેશો કે ક્યા ક્યા? તો જુવો કે, દુર્વાસામુનિ શિવનો અવતાર, શુકદેવજી શિવનો અવતાર, હનૂમાનજી શિવજીનો અવતાર, શંકરાચાર્ય શિવજીનો અવતાર, ઇત્યાદિ ઘણા અવતાર છે. **ભગવાનની** એકેક રોમકૂપમાં અનંત કોટિ બ્રહ્માંડ ભ્રમણ કરે છે, એવી વેદ વાણી છે. છેટલા બ્રહ્માંડ, તે દરેક બ્રહ્માંડની પ્રત્યે શિવ, બ્રહ્માદિક સઘળા દેવતા રહ્યા છે; પણ ભગવાન તો એકજ

છે. તે જૂદા જૂદા નથી. **તે ભગવાન બરોબર શિવા-દિકને કેમ કહેવાય?**

વળી વૃંદાવનમાં મહાદેવજી સખીરૂપ **ધરીને ભગ-વાનની દાસી થઇને મર્યાદા રાસમાં અદ્યાપિ રહ્યા છે.** ભાગવતમાં એકાદશ **સ્કંધના** સોળમાં **અધ્યાયમાં** વિભૂતિ વર્ણન કરી છે, ત્યાં શિવજીને વૈષ્ણવ કહીને વર્ણન કર્યા છે. વળી દ્વાદશમા અધ્યાયમાં પણ **એ શ્લોક છે.** ( **वैष्णवानां यथा शंभुः पुराणानामिदं यथा;** ) ઇત્યાદિવચ-વચનાત્. વળી તૃતીય **સ્કંધમાં** પ્રકૃતિગુણ જે ત્રણ સત્ત્વ, રજ, તમ, તેના અધિષ્ઠાતા હરિ, વિરંચી ને શિવ કહ્યા છે. એ ત્રણથી પુરુષોત્તમ તો પર છે. એ ત્રણ દેવ તો ગુણા-દિકના અભિમાની કહ્યા, પણ શ્રેય જે કલ્યાણ તે તો સત્ત્વ-ગુણવાળા વિષ્ણુથકીજ થાય, બે થકી ન થાય. વળી ભાગ-વતમાં લખ્યું છે કે મુમુક્ષુ જે પોતાનું કલ્યાણ ઇચ્છતો હોય તેણે ઘોરરૂપ ભૂતપતિ જે શિવાદિક તેને મૂકીને શાંતકલા એવા જે **નારાયણ** તેને ભજવા, પણ બીજાની ઇર્ષ્યા ના કરવી એમ કહ્યું છે.

વળી કહ્યું છે કે, **ભગવાન્** સદા નિર્ભય છે, તેમ જો શિવજી નિર્ભય હોય તો વૃકાસુરના ભય થકી શીદ નહાસે? ત્યાં ફરી કોઇ કહેશે કે શિવના વ્રતને શાપ ભૃગુઋષિએ દીધો છે. તે શિવના વ્રત તો શાપિત છે; પણ શિવજીને તો શાપ ન લાગે; તે પણ લાગ્યો છે. ને જુઓ કે શિવ-

જીનો પ્રસાદ શાપિત છે. કોઇ ખાતું નથી, વળી જુઓ કે પાંડવોને ઘેર રાજસુયયજ્ઞમાં શિવાદિક સર્વ હતા, પણ આદિપૂજન **ભગવાન્** વિના કોઇનું ના થયું. **શ્રીકૃષ્ણનુંજ** થયું. ત્યાં **શ્રીકૃષ્ણની** શિવાદિકે સર્વે સ્તુતિ કરી છે, **તે બરોબર કેમ કહેવાય ?**

વળી ગજેન્દ્ર ગ્રાહે ગળ્યો હતો, તે વેળાએ ગજેન્દ્રે દુઃખથી છૂટવા સારૂ અનિર્વચને સ્તુતિ કરી કે જે સર્વે શ્વર હોય, સર્વાત્મા હોય, સર્વનો કર્તા પુરુષ હોય, તે **ભગવાન્** મુને સહાય કરો. તે સમે શિવાદિક સઘળા દેવ આકાશ માર્ગે આવીને ઉભા હતા. મનમાં એમ હતું જે અમારૂં નામ લઇને સ્તુતિ કરે તો અમે કેમ જવાય ? એમ વિચારીને કોઇ ના આવ્યા. ત્યારે **ભગવાને** વિચાર્યું કે, એ બધા લક્ષણ હુંમાં છે. માટે હુંજ જાવું. એમ વિચારીને **ભગવાને** સહાય કરી. **ભગવાન બરોબર શિવાદિકને કેમ કહેવાય ?**

શેષજી પણ ઘણા ફેરા હરિની માયામાં મોહ પામ્યા છે. વિસ્તાર કરીને કહેતાં પાર ન આવે.

શ્રીમહાલક્ષ્મીજી, શેષજી, શિવજી, ગણપતિ, બ્રહ્મા ઇત્યાદિક દેવ, સૂર્ય, ચંદ્રમા, યમ, વરુણ, કુબેર, મોટા સર્વ મુનિ, સર્વ કોઇ ભગવન્માયામાં ભૂલ્યાં છે. તે માયા ભગવાનની આગળ હાથ જોડીને દાસી થઇને ઉભી રહે છે. કાળ સરખો પણ ભગવાનના ભયથી કંપે છે, તો ભગ-

**વાનની બરોબર કોને કહેવાય ! શ્રી કૃષ્ણ બરોબર કોઈ નથી.**

વળી એક સમય શ્રી રામચંદ્રજી જાનકીના વિયોગ સમયે "હા સીતે! હા સીતે!" એવે વચને વિલાપ કરતા હતા, તે સમયે શ્રીમહાદેવજીને સતી દક્ષનંદિની બન્ને જણા નંદીશ્વર ઉપર બેસીને કોઇક ઋષિના આશ્રમ થકી પધારતાં હતાં તે શ્રી રામચંદ્રજી પાસે આવ્યાં. શ્રી મહાદેવજીએ નંદીશ્વર થકી હેઠા ઉતરીને શ્રીરામચંદ્રજીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યો. **परब्रह्मणे नमः** એમ કહીને નંદીશ્વર ઉપર બેસીને આગળ પધાર્યા, તે સતીએ પૂછયું જે હે નાથ ! આ કોઈ રાજાનો પુત્ર પોતાની સ્ત્રીને વિયોગે રુદન કરે છે, તેને તમે પરબ્રહ્મ કરીને નમન કેમ કર્યું ? ત્યારે શિવજી બોલ્યા કે, અખિલ વિશ્વના ધણી પરબ્રહ્મ તે એજ છે. મનુષ્યનાટ્ય કરી દેખાડે છે, બાકી પરમેશ્વર એજ છે, એમ કહ્યું. તદપિ સતીના મનનો સંદેહ ન ટળ્યો, જે મહારાજ ! પરમેશ્વર એમ કેમ કરે ?

ત્યારે શિવજીએ કહ્યું કે, અમે અહિં વૃક્ષતળે બેઠા છીએ. તારા મનમાં સંદેહ આવતો હોય તો તું પરીક્ષા લઇ આવ, એમ કહ્યું. ત્યારે સતી ત્યાંથી ચાલ્યાં. તે વેગળેથી શ્રીરામચંદ્રજીને જોઇને શ્રીજાનકીજીનું રૂપ પોતે ધર્યું અને સામાં પધાર્યા. તે સમય શ્રીલક્ષ્મણજીને તો ભ્રમ થયો કે, શ્રીજાનકીજી આવે છે, ત્યારે શ્રીરઘુનાથજીએ કહ્યું કે, તમે

કહો છો તે ન હોય, એ તો સતી આવે છે. એવું કહેતાં તે પાસે આવ્યાં, ત્યારે પ્રભુએ કહ્યું કે અહો દક્ષનંદિની ! શિવજી વિના એકલાં કયાં થકી આવો છો ? એવું કહ્યું ત્યારે સતી લજવાયાં કે મને ઓળખી. પછી પ્રભુએ બે ચારેક ચમત્કાર દેખાડયા. પછી ક્ષોભ પામીને શિવજી પાસે પાછાં આવ્યાં, ત્યારે શિવજીએ પૂછયું કે, હે સ્ત્રી ! પરીક્ષા જોઇ આવી ? ત્યારે સતી જૂઠું બોલ્યાં કે, ના મહારાજ ! હું તો તમારા વચનનો વિશ્વાસ રાખી પછી આવી. ત્યારે શિવજીએ ધ્યાનમાં વિચાર્યું, ત્યારે એમ દીઠું જે એ અમારી માતાશ્રી જાનકીજી તેનું રૂપ ધરીને પરીક્ષા લેઇ આવી. પ્રભુએ ઓળખી ત્યારે લજ્જા પામીને પાછી આવી છે. અમારી માતાનું રૂપ ધર્યું માટે હવે એ અમારા ઉછંગમાં બેસવા લાયક નથી. એમ વિચારીને મનમાં સ્ત્રીભાવનો ત્યાગ કર્યો. કૈલાસમાં જઇને જૂદું આસન આપ્યું, ત્યારે સતી સમજ્યાં કે મેં એમનું કહ્યું ન માન્યું, ને પરીક્ષા લીધી, તેનું આ ફળ મને મળ્યું.

વળી કોઇક સમે કૈલાસમાં ભગવાન પધાર્યા હતા. તે ભગવાનનું રૂપ જોઇને સતીનું મન ચળ્યું. ભગવાન પર પતિભાવ આવ્યો. તે મહાદેવજી જાણી ગયા, જે એનું મન ભગવાન ઉપર ચળ્યું છે. પછી શિવજીએ કહ્યું કે, હે સતિ, તારા મનમાંની વાત અમો જાણી ગયા, એમાં કશો અપરાધ નથી. શ્રીકૃષ્ણ તો તારા, મારા છે બધા જગતના

**સ્વામી છે.** મારી આજ્ઞા જે કે, પ્રભુની સ્ત્રી થઇને પ્રભુના ઘરમાં રહે. પછી બ્રહ્માને તેડાવીને શિવજીએ કહ્યું કે તમો જાંબુવાનનો અવતાર ધરો. તમારે ઘેર પાર્વતી પુત્રી થઇને અવતરશે. તેનું નામ જાંબુવંતીજી પડવે, ને તમે શ્રીકૃષ્ણની સાથે પરણાવજો તે રીતે કર્યું માટે જાંબુવતીને પાર્વતીનો અવતાર જાણવા. માટે ડાહ્યા હોય તે વિચારો કે શિવજીની સ્ત્રી તે, પ્રભુના ઘરમાં સ્ત્રી થયાં. તેનો કશો અપરાધ નહિં ને જાનકીજીનું રૂપ ધર્યું માટે શિવજીએ ત્યાગ કર્યો. કેમકે શિવજી તો હરિના ભક્ત છે. ને શ્રીહરિ તો શિવજીના સ્વામી છે. **તે બરાબર કેમ કહેવાય ? ન જ કહેવાય.**

ત્યારે કોઇ કહેશે કે ઘણાંએક પુરાણમાં શિવજીને ઇશ્વર કહીને સર્વે પૂજ્યા છે. દેવે પણ પૂજ્યા છે, ભગવાને પણ કોઇક ઠેકાણે પૂજ્યા છે. એમ કોઇ કહે, તેનું કારણ એમ છે કે પદ્મપુરાણમાં પોતે ભગવાનેજ શિવજીને આજ્ઞા આપી છે કે તમે કલાએ કલાએ કરીને કળિયુગમાં શંકરાચાર્યાદિકનાં રૂપ ધરીને અમારી ભક્તિનો માર્ગ કંઇએક ગોપ્ય કરો. ને મોહશાસ્ત્ર પ્રગટ કરીને તમારો મહિમા ઉત્કર્ષ કરો. લોક મોહ પામશે. આસુર જીવ અમથકી વિમુખ થાય એવું કરો. તેમને મોહ થવા માટે અમે તમારૂં પૂજન ક્યાંહી ક્યાંહી કરીશું. ત્યારે તે અસુર જીવ જાણશે જે ભગવાન્ સરખા પૂજે છે ત્યારે શિવજી મોટા સર્વથી દેખાય છે. એવું જાણીને અમથી તે અસુર જીવ બહિર્મુખ થશે. તે ભજશે નહીં. તેનું કારણ એ કે **અમને ભજશે તો**

થોડા શ્રમમાં સર્વ વૈકુંઠ પામશે. ત્યારે જગતમાં કોઈ રહેશે નહીં. ત્યારે સૃષ્ટિનો ઉત્તરોત્તર રેસ ચાલ્યો નહીં જાય. માટે પ્રવાહી જીવનું મન ભ્રમણ કરાવીને જગતમાં ને જગતમાં રહે એવું કરો, ને શુદ્ધ દૈવી જીવ જે અમારા હશે તેમને તો અમે બચાવી લેઇશું. તેને તમારા મોહશાસ્ત્રનો મોહ નહીં લાગે. અમને મૂકીને તેમનું મન ચળશેજ નહીં. માટે અમારી આજ્ઞા પાળીને અમે કહ્યું તે કામ કરો ત્યારે શિવજીએ પ્રભુ પ્રત્યે વિનંતિ કરી જે, હે નાથ! હું તો તમારો દાસ છું, તે ઘણાએક જીવને તમારી સન્મુખ કરૂં, એ તો મારો ધર્મ છે. પણ વિમુખ કરૂં તેનો મુને અપરાધ ન લાગે. ત્યારે ભગવાને કહ્યું જે, અમારી આજ્ઞા છે, માટે તમને દોષ નહી લાગે. તદુપરાંત જો પાપનો ભય લાગતો હોય તો પદ્મપુરાણોક્ત અમારૂં વાસુદેવસહસ્રનામ કરીને મોટું અઢીસેં શ્લોકનું સ્તોત્ર છે તેથી તમને અપરાધ નહી લાગે. એ વૃત્તાંત બધું વાસુદેવસહસ્રનામની પીઠિકામાં શ્રીમહાદેવજીએ પાર્વતી પ્રત્યે કહી દેખાડયું છે. "હે પાર્વતી! આવી આજ્ઞા મુને પ્રભુની છે, માટે હું તેમ કરૂં છું." તે વાત કિંચિત માત્ર તને જણાવવા માટે હે પૃચ્છક! મેં અહીં કહી છે.

વળી એક સમય કાશીમાં વ્યાસજી ભગવાનનું માહાત્મ્ય વર્ણન કરતા હતા, ત્યારે ભગવાને વાર્યા કે, સૂર્ય, ગણપતિ, બીજા દેવની સ્તુતિ કપટે કરીને વર્ણન કરો.

અમારી આજ્ઞા છે, માટે અનુચિત બોલ્યાનો તમને અપરાધ નહીં લાગે, માટે વ્યાસે જ્યાં ભગવાનની શ્રેષ્ઠતા કહી છે તે વચન તો સત્ય માનવાં. ભગવાનની શ્રેષ્ઠતા વ્યાસે વર્ણન કરી નથી, તે જુઠાં કપટ વચન જાણવાં. ભગવાનની આજ્ઞા છે માટે વ્યાસે કર્યું છે. યાજ્ઞવલ્ક્ય સંહિતામાં એવું વચન છે ને વૈષ્ણવની ભ્રમણા મટવા લખી દેખાડીએ છીએ. તે શ્લોક—**वाल्मीकेश्च वचः सत्यं सत्यं पाराशरं वचः॥ व्यासवाक्यं क्वचित्सत्यं जैमिनेर्नैव नैव च॥** ઇત્યાદિક વચન છે. માટે વૈષ્ણવને સંદેહ ન રાખવો. જે વ્યાસનું વચન ક્વચિત્ ક્વચિત્ સત્ય કહ્યું તે કેમ સંભવે ? વ્યાસનાં વચન તો બધાં સત્ય માનવાં. એમ સદેહ થાય તે ન કરવો, ભગવાન્ સંબંધી જેટલાં વચન તેટલા તો સત્ય. ભગવાન વિના બીજી ઇશ્વરતા વર્ણન કરી છે, તે કપટ વચન છે, સત્ય નથી.

વળી શિવજીએ બધા જગતનો પ્રલય કર્યો, તે અપરાધે શિવજી અમંગળરૂપ થયા હતા. તે પાછા શ્રીભગવત્પાદોદકી શ્રી ગંગાજીનું પાવન જલ જટાજુટમાં મસ્તક ઉપર ધારણ કર્યું, ત્યારે પાછા શિવજી શિવરૂપ થયા. **તે ભગવાન બરોબર કેમ કહેવાય ?**

કોઇએક કહેશે કે વેદમાં પણ શિવાદિકને ઇશ્વર કરીને વર્ણન કર્યા છે; તે હેતુ સમજતા નથી. શ્રી ગીતાજીમાં પંદરમા અધ્યાયમાં ભગવાને શ્રીમુખે એમ કહ્યું છે

કે, **સઘળા વેદમાત્રનું રહસ્ય તો એક મનેજ જાણવા માટે છે.** બીજા કોઈને જાણવા માટે નથી. તે શ્લોક—**वेदैश्च सर्वैरहमव वेद्यो वेदांतकृद्वेदविदेव चाहं॥**ઇત્યાદિ વચનાત્

વળી પાંડવગીતામાં વેદવ્યાસજીનું વચન છે તે શ્લોક—सत्यं सत्यं पुनः सत्यं भुजमुत्थाय चोच्यते । न वेदात् परमं शास्त्रं न देवः केशवात्परः ॥ ઇત્યાદિવચનાત્ ॥

વળી શ્રીવલ્લભાચાર્યનું વચન છે તે શ્લોક—अंतःकरण मद्वाक्यं सावधानतया शृणु । कृष्णात् परं नास्ति दैवं वस्तुतो दोषवर्जितम् ॥ ઇત્યાદિ વચનાત્ ॥

વળી પુરાણાંતરે વચન ॥ શ્લોક—वंशीविभूषितकरान्नवनीरदाभात् पीताम्बरादरुणबिंबफलाधरोष्ठात् । पूर्णेंदुसुन्दरमुखादरविंदनेत्रात् कृष्णात्पर किमपि तत्त्वमहं न जाने ॥

વળી શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં શ્રીમુખવાક્ય ॥ શ્લોક—मत्तः परतरं नान्यत् किंचिदस्ति धनंजय । मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥

વળી ગીતાજીમાં શ્લોક—अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते । इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ॥ पुनः गीतायां ॥ अहमादिश्च मध्यं च भूतानामंत एव च ॥ ઇત્યાદિવચનાત્ ॥

વળી શ્રીમદ્‌ભાગવતમાં શ્લોક—यस्यांघ्रिपंकजमजाखिललोकपालै-मौल्युत्तमैर्धृतमुपासिततीर्थं ब्रह्मा ॥भवोहमपि यस्य कला कलायाः ॥

વળી શ્રીભગવદ્‌ગીતાની પીઠિકામાં વ્યાસવાણી ॥ શ્લોક—यं ब्रह्मा वरुणेन्द्ररुद्रमरुतः स्तुन्वन्ति ॥ ઇત્યાદિવચનાત્ ॥

શ્રીભાગવત એકાદશ સ્કંધે શ્લોક-ध्येयं सदापरिभवघ्नमभीष्टदोहं तीर्थास्पदं शिव-विरिंचिनुतं शरण्यं ॥ ઇત્યાદિ વચનાત્ ॥

માટે શિવજી તે ભગવાનના **ભક્ત** છે. તે **જુઓ** કે શ્રીમહાદેવજીએ જે જે વસ્તુ અંગીકાર કરી છે, તે ભગવત્સંબંધ જાણીને કરી છે. તે પ્રકાર સૂક્ષ્મ કહીએ છીએ શિવજીએ શ્રી ગંગાજી મસ્તક ઉપર સદા ધારણ કર્યા છે, તે **ભગવત્પાદોદક જાણીને**. વળી અર્ધો ચંદ્રમા લલાટે ધારણ કર્યો છે, તે પણ શ્રીહરિના વામચરણારવિંદમાં અર્ધા ચંદ્રમાનું ચિહ્ન છે, તે માટે વળી ચંદ્રનો બીજો ભાવ પણ છે કે શિવાજી શ્રીવૃન્દાવનમાં સખીરૂપે ભગવાનની સ્ત્રી થઇને રહ્યા છે, તે સૌભાગ્યના બે લક્ષણ સદા રાખ્યાં છે. અર્ધ ચંદ્ર રૂપે તો કુંકુમના કેસરની આડનો ભાવ રાખ્યો છે; એ ભાવ ન હોય, તો અર્ધ ચંદ્ર શિદ ધરે ? પૂર્ણ ચંદ્ર ધરે પણ અર્ધો ચંદ્ર સૌભાગ્યના ભાવ માટે રાખ્યો છે. વળી કંઠને વિષે વિષપાન કર્યું છે, તેને વિષે કાળી રેષા કીડીયાં સેર સૌભાગ્યમાં મુખ્ય જોઇએ. તે ભાવ પોતાના મનમાં રાખ્યો છે. વળી કંઠે રૂંઢમાળા શિવજી ધરે છે, તે જે જે ભગવાનના ભક્ત ભગવન્નામ જપનારા તે મૃત્યુ પામ્યા ત્યારે ત્યારે તેમના મસ્તક લઇ તેમને પ્રોહીને કંઠમાં માલા ધરી છે; તેનું પ્રમાણ રામાયણમાં શિવજીએ પાર્વતી પ્રત્યે કહ્યું છે, વળી અશ્વમેધના યુદ્ધમાં સુરથ તથા સુધન્વાનાં મસ્તક નંદીશ્વર માળાનો મેળ કરવાને બહુ પ્રયત્ને કરી માગીને લઇ ગયા છે, તે હરિભક્તના ભાવ માટે. વળી શિવજી પોતાને અંગે સ્મશાનની ભસ્મ ચોળે છે, તેનો ભાવ કહીએ છીએ કે શ્રી રામચંદ્રજીની પુરી **અયોધ્યા**

તેમાં જે મૃત્યુ પામે તેને બાળવાનું સ્મશાન કાશી છે. તે રામપુરીના લોકોની ભસ્મ જાણીને શિવજી ચોળે છે. ઇત્યાદિક બધી વસ્તુ શિવજીએ અંગીકાર કરી છે. તે હરિ-સંબંધ માટે, વિસ્તાર કરીને લખતાં પાર ના આવે.

વળી શ્રીહરિના ભક્ત જેટલા તે અનન્યભાવે એક શ્રીહરિનેજ ભજે. **શિવાદિકને ના ભજે.** તેનો દોષ નહીં, તે શા માટે ? કે શ્રીહરિના અંગમાં શેષ, શિવાદિક બધા દેવ આવી ગયા. તે શ્રીભાગવતમાં ઘણે ઠેકાણે કહ્યું છે. અનન્ય ભક્ત મુખ્ય ફળ પામે. તે પ્રમાણે શિવના ભક્ત એમ જાણે જે અમે પણ વિષ્ણુનો ત્યાગ કરીને એકલા શિવજીને ભજીશું. તે શાસ્ત્રમાં ના કહી છે. જો વિષ્ણુની નિંદા કરે, ને એકલા શિવને ભજે તો શિવજી તેને દંડ દે. તે જુઓ કે હરિવંશગ્રન્થમાં તથા શ્રીકૃષ્ણખંડમાં કહ્યું છે કે શિવજીને કોઇ એક ભક્તે પૂછ્યું કે, શિવજી ! તમારા કેટલાએક ભક્ત તો સ્વરૂપવાન છે ને કેટલાઓ અતિશે કુરૂપ ભૂત, પ્રેત, પિશાચાદિક, ખોડાં લૂલાં, ભાંગેલાં, કાણાં, બહેરાં, અતિશે ભયાનક તમારા લોકમાં છે. એવી સેના છે, તેનું કારણ શું ? તે કહો. ત્યારે શ્રીમહાદેવજીએ કહ્યું કે સાંભળ ભાઈ, મારા પ્રાણવલ્લભ જે શ્રીહરિ તેમને વંદિને મને ભજ્યો છે, તે તો આ સ્વરૂપવાન અમારા દાસ છે તે. ને જેણે વિષ્ણુની નિંદા કરીને મને ભજ્યો છે, તે તે આ સર્વ ભૂત પ્રેતાદિક જાણવા. તેમને એ દંડ અમે દીધો છે.

એમ શિવજીએ કહ્યું. **તે શિવજી હરિ બરાબર કેમ કહેવાય ? નજ કહેવાય.**

વળી શ્રીમહાદેવજીએ શ્રી પુરુષોત્તમની પ્રેરણા આજ્ઞા થકી બધા વિશ્વનો સંહાર કર્યો, તે પાપ શિવજીને હરિએ ન લાગવા દીધું. ગંગાજીના સંબંધથી પવિત્ર કર્યા ને શિવજીએ પોતાની ઇચ્છાએ બ્રહ્માનું મસ્તક છેદ્યું હતું, તે બ્રહ્મકપાલ શિવજીને હજૂ વળગી રહ્યું છે. ત્યારે એમ સમજી લેવું કે ભગવદાજ્ઞા વિના શિવજી કર્મ કરે તે તેને વળગે. તેમ ભગવાનને કશું કર્મ રૂડું ભૂડું કરે, તે વળગે નહીં તે શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રીમુખે શ્રી ભગવાનેજ કહ્યું છે, તે **શ્લોક—न मे कर्माणि लिम्पंति न मे कर्मफले स्पृहा ॥** ઇત્યાદિવચનાત ॥

વળી કોઇ કહેશે કે સમુદ્રમાંથી કાલકૂટ વિષ નીકળ્યું, તે બીજા કોઇથી ના પીવાયું, શિવજીએ પીધું, ત્યારે શિવજી મોટા તો એમ જે કહે છે તે અજ્ઞાન છે, શિવજીએ વિષ પીધું તે શ્રીહરિનામના પ્રતાપ વડે પીધું છે. તે વિષનો અગ્નિ હરિનામવડે શાંત પમાડયો છે. એ રીતે હરિનામના બળવડે બીજા હરિભક્ત ઘણાએ વિષપાન કરીને જેરવી લીધું છે. તે કહેશો કે કયા ? તો જુઓ કે, એકતો પ્રહ્લાદજી, બીજા ભીમસેનાદિક વળી કલિયુગમાં મીરાંબાઈ શ્રીકૃષ્ણની અનન્ય ભક્ત હતી, તેણે તેના સ્વામીનું મોકલેલું વિષ શ્રીકૃષ્ણનું નામ લઇને પાન કર્યું, તે જળ જેવું

થઈ ગયું. કશું દુઃખ દઈ ના શક્યું. ત્યારે એમાં શિવજીએ તે શું મોટું પરાક્રમ કર્યું ! સર્વ **ભગવત નામના બળ** થકી પીધું.

વળી જુઓ કે કાશીમાં જે કોઈ મૃત્યુ પામે છે, તે સમે અંતકાળને વેળા શિવજી તે પ્રાણીના શ્રવણમાં તારક મંત્ર ઉપદેશ કરે છે. તે જીવ મુક્તિ પામે છે. તે તારક મંત્ર તે કયો કે "શ્રીરામ જયજયરામ" એટલા શબ્દ ભગવદ્ નામનો ઉપદેશ કરીને મુક્તિ આપે છે. **તે ભગવાન્ બરોબર પોતાના નામમાં કલ્યાણ કરવાનું બળ હોય તો પોતાના નામનો ઉપદેશ ન કરે શું ? પણ ભગવાનનું નામ તે સર્વોપરિ છે, એમ જાણવું.**

વળી એક વારતા ઘણી ગુહ્ય છે, તે પ્રકટ કહેતાં નિંદા સરખું લાગે માટે કંઇ એક ગુપ્ત રાખીને કહીએ છીએ કે ( આ વર્ણન બીભત્સ ભાષામાં હોવાથી છાપ્યું નથી.

વિષ્ણુના ભક્ત શિવનું દર્શન કરવા નથી જતા તે શા માટે કે અમો હરિભક્ત છીએ, ને શિવજી પણ હરિભક્ત છે. તે અમને દેખીને લજવાશે. માટે સહેજ રસ્તામાં જતાં શિવાલય આવે ત્યારે વૈષ્ણવ જાણીને વૈષ્ણવ "જયશ્રીકૃષ્ણ" માત્ર વેગળેથીજ કરે. એ લિંગને ધરેલું નૈવેદ્ય જે ખાય તે દરિદ્રી થાય, ને તપહીણ થાય. પાતકી થાય. તે માટે એકલા ભાયડા ખાય છે, માટે તેમનું નામ તપોધન છે. મૂળે

શિવજી દિગંબર તો છે જ એટલે નાગા ફરે છે, ને × × × × યોગીને કંઇ નગ્ન થયાની લજ્જા નથી. એ ભાવ સમજવો.

વળી જુઓ કે હરિનો ભક્ત અમ્બરીષ રાજા તેમનો અપરાધ શિવજીનો અવતાર એવા દુર્વાસા મુનિ તેમણે કર્યો. તે અપરાધ માટે તે ઋષિને બાળવાને સુદર્શન ચક્ર ભગવાનનું આવ્યું. ત્યારે દુર્વાસા નાઠા; બ્રહ્માને શરણ ગયા, ત્યારે બ્રહ્માએ કહ્યું કે હરિભક્તનો અપરાધી અમથી ના રખાય. ત્યાંથી શિવજીને શરણ ગયા. શિવજીએ પણ બ્રહ્માની પેઠે જ કહ્યું. શરણ ન રાખ્યા. ત્યાંથી નાઠા ભગવાન્ પાસે ગયા, ભગવાનને કહ્યું કે મહારાજ ! હું તમારે શરણ આવ્યો છું. મેં અમ્બરીષ તમારો ભક્ત તેનો અપરાધ કર્યો છે તો તે માટે મને તમારૂં સુદર્શન ચક્ર બાળે છે. તેના ભયથી મુને મુકાવો ત્યારે ભગવાને કહ્યું કે શરણાગત વત્સલ તો હું ખરો, પણ તું મારે શરણ પડે તો હું રાખું. ત્યારે શ્રીમહાલક્ષ્મીજીએ કહ્યું કે, હે નાથ : એ તમારે શરણ પડયો છે જ તો એને રાખોની ત્યારે ભગવાને કહ્યું કે હું તો અમ્બરીષના હ્રદયમાં બેઠો છું ને અહીં મારા હ્રદયમાં તો અંબરીષ બેઠો છે, તે અમબરીષનો તો એ અપરાધી છે. તે ભયથકી શી રીતે મૂકાય ? માટે વહેલો વહેલો સઘળા ઉપાયે મૂકીને અંબરીષના ચરણમાં મસ્તક મકે તો ત્યાં અમ્બરીષના હ્રદયમાં હું બિરાજું છું. તેથી ત્યાં હું એને ભયથી મુકાવીશ. એમ જુક્તિ કરીને અમ્બરીષના

પગમાં મુનિને નમન કરાવ્યું. ને સાક્ષાત શિવજીના અપરાધી કામદેવ તે શ્રીકૃષ્ણનો પુત્ર થઇને પ્રદ્યુમ્નરૂપે અવતર્યો. ત્યાં શિવજીનું કશું ચાલ્યું નહીં. **તે શિવજી ભગવાન બરોબર કેમ કહેવાય? નજ કહેવાય.**

વળી ભગવાનનો ભક્ત ધ્રુવજી તેણે પ્રાચીન કિંચિત વૈર સંભાળીને સહસા કુબેરની પુરી સમીપ જઇને શિવજીનો પરમ ભક્ત જે કુબેર તેની સાથે યુદ્ધ કર્યું ને કુબેરના યક્ષ કોટાનકોટ મારી નાંખ્યા. રુધિરની નદી વહેવરાવી. તદપિ ધ્રુવજી પ્રત્યે શિવજીનું કશું બળ ન ચાલ્યું ને કુબેર પણ પ્રસન્ન થઇને ધ્રુવજી સામા જઇને મળ્યા. ને કહ્યું કે હે પુત્ર! તું મારી પાસે વરદાન માગ. હું ઘણો પ્રસન્ન થયો છું. કહીને પોતાના મનથી કેટલાંએક વરદાન આપીને પોતાને ઘેર આવ્યા. **હરિભક્તનો પ્રતાપ એટલો છે તો હરિના પ્રતાપનું શું સમજવું?**

વળી એક સમે રાજા ચિત્રકેતુ શ્રીહરિનો ભક્ત હતો તે વિમાનમાં બેસીને સઘળે ફરતો. તે એક સમે કૈલાસમાં શ્રીમહાદેવજી પાસે આવ્યો હતો. ત્યાં શ્રીમહાદેવજી તો સદા દિગંબર રહે છે, તે પાર્વતીજીને ઉછંગમાં બેસાડીને સભા વચ્ચે બેઠા હતા, તે ચિત્રકેતુએ દીઠા. તે સમે ભગવત ઇચ્છાએ ચિત્રકેતુએ એવું બોલાયું જે પોતે નગ્ન છે, ને ઉછંગમાં સ્ત્રીને બેસાડીને સભા મધ્યે બેઠા છે, તે કાંઇ યોગ્ય નહીં. તેવું વચન સાંભળીને શ્રીમહાદેવજી તો

ચિત્રકેતુ હરિભક્તનો પ્રભાવ સારી પેઠે જાણે છે માટે સાંભળી રહ્યા, પણ કશુંએ બોલ્યા નહીં. પણ તેવું વચન સાંભળીને શ્રીપાર્વતીજી તો ઘણું ક્રોધે ભરાયાં ને એમ બોલ્યાં જે, જુઓ રે ભાઇઓ, સનકાદિક સરખા સમર્થ સભામાં બેઠા છે, તે તો શ્રીમહાદેવજીને કશું કહેતા નથી તે જાણે છે જે એ ઇશ્વર છે. તે પુરુષને આ કોઇ અજ્ઞાની આવ્યો છે તેણે અયોગ્ય વચન કહ્યાં. તે સાંભળીને મારા સ્વામી તો કશું બોલ્યા નહીં, પણ એ મુગ્ધને હું શિક્ષા દઉ છું. મારો શાપ તું સાંભળ, કે આ વિમાનમાંથી તું હેઠો પડીને હવડાંહવડાં અસુર થા. તેવો દુસ્તર શાપ સાંભળીને સઘળી સભા વિસ્મિત થઈ ગઈ, જે મહાદુર્જય આ શક્તિનો શાપ એને થયો. હવે એની શી ગતિ થશે ! હવે એ હાથ જોડીને શ્રી પાર્વતીજીને નમન કરે, ને આપનો અનુગ્રહ માંગે, તો ઘણું સારૂં. સઘળી સભાએ તો એમ ધાર્યું. પણ ચિત્રકેતુ રાજા શ્રીહરિનો ભક્ત છે, તે ભક્તિના પ્રતાપબળથી એક અણુ માત્ર પણ ગ્લાનિ ન પામ્યો. હરિ ઇચ્છા માનીને ભગવતનામની ધ્વનિ કરતો થકો વિમાનસહિત આકાશમાર્ગે ચાલ્યો ગયો. તે સમય શ્રીપાર્વતીજીએ શ્રીમહાદેવજીને પૂછયું કે, હે મહારાજ ! બ્રહ્માદિકને ભય ઉપજાવે એવો મારો મહામોટો દુર્જય શાપ, તે એ પામ્યો ને તત્કાલ વિમાન થકી ભ્રષ્ટ થઇને પૃથ્વી ઉપર પડયો કેમ નહીં ? એ મોટું આશ્ચર્ય આ સર્વ સભાને તથા મને પણ લાગે છે. તેનું શું કારણ હશે ? તે વચન

સાંભળીને સઘળી સભા સાંભળતાં શ્રી ઉમીયાજી પ્રત્યે શ્રી મહાદેવજી એમ બોલ્યા જે, હે શક્તિ ! એ મોટો હરિભક્ત છે. એનો પ્રભાવ તેં દીઠો ! એ મહાજ્ઞાની છે, શ્રી પ્રભુને વહાલો છે. એ તારો શાપ સાંભળીને તને તથા મને પણ એ પાછો શાપ દે તો આપણ બંનેને ભોગવવો પડે. પણ એ હરિનો દાસ મહાશાંત છે, તે શાપ દે જ નહીં ને કોઇથી ભય પામે જ નહીં. તું હરિની ભક્ત છે, માટે તારી મર્યાદા રાખવા સારૂ કોઈએક સમયે એનાં મનમાં આવશે, ત્યારે તારો શાપ અંગીકાર કરશે, પણ તત્કાળ તો નહિ માને. તે પછી કોઇક સમયે એ ચિત્રકેતુએ વૃત્રાસુરનો જન્મ ધરીને ઇંદ્ર સાથે મહાયુદ્ધ કર્યું છે. અસુર થયો પણ ભક્તિજ્ઞાન ખંડિત ના થયું. તે જન્મમાં પણ પ્રભુની મહાસ્તુતિ કરી છે.

એ વાત સાંભળીને પેલા પ્રશ્ન પૂછનારે મહાપુરુષને પૂછયું કે, હે મહારાજ ! તમે શ્રીપાર્વતીજીને શ્રીમહાદેવજીના મુખદ્વારા શ્રીહરિનાં ભક્ત કહ્યાં તે મને મોટો સંદેહ છે, કે પાર્વતીજીને વૈષ્ણવની દીક્ષા ને હરિની ભક્તિ શી રીતે પ્રાપ્ત થઇ છે ? જે એનો શાપ ચિત્રકેતુને માનવો પડયો. ત્યારે વક્તા પુરુષ બોલ્યા જે એ કથા નારદપંચરાત્ર ગ્રંથ છે, તેમાં દ્વિતીય રાત્રિના પ્રસંગમાં એ વાર્તા લખી છે, કે શ્રીમહાદેવજીએ શ્રીભગવાન્ પાસે વૈષ્ણવની દીક્ષા લઇને શ્રીકૃષ્ણનામનો ઉપદેશ ભગવાનના શ્રીમુખથી લીધો છે. તે

શ્રીપાર્વતીજી આદિ પુત્રપરિવાર સર્વને શ્રીમહાદેવજીએ શ્રીકૃષ્ણ નામનો ઉપદેશ ને વૈષ્ણવી દીક્ષા ભગવાન્ પાસે અપાવી છે. માટે શ્રીપાર્વતીજીને ચિત્રકેતુએ વૈષ્ણવ માની તેનો હેતુ એ છે.

એ ઠેકાણે કથા તો બીજી ઘણી છે, પણ ગ્રંથ વધી જાય માટે સંક્ષેપે કહ્યું છે. એક સમય પુંડરીક જે મિથ્યા વાસુદેવ તેને દ્વારિકાધીશે માર્યો. તેનો મિત્ર કાશી રાજા હતો. તે પક્ષ કરીને વઢવા આવ્યા હતો, તેને પણ ભગવાને માર્યો. તેનો પુત્ર સુદક્ષ રાજા તે પોતાના પિતાનું વૈર લેવાને માટે મહાદેવજીને પ્રસન્ન કરીને વરદાન માગ્યું જે મારા પિતાના શત્રુને હું મારૂં, એવો ઉપાય મુને બતાવો. ત્યારે મહાદેવજીએ કહ્યું કે તું એક યજ્ઞ કર, દક્ષિણાયન અગ્નિનો પ્રયોગ સાધ. તે દક્ષિણાયન અગ્નિ પ્રસન્ન થઇને તારા પિતાના શત્રુનો પરાજય કરશે. તે પ્રમાણે તે રાજાએ કર્યું. ત્યારે તે દક્ષિણાયન અગ્નિ પ્રસન્ન થયો, ને કહ્યું જે તું કહે તે કરૂં. ત્યારે તેણે કહ્યું જે દ્વારિકાપુરીને દગ્ધ કર. તે સાંભળીને તે અગ્નિ દોડયો ને દ્વારિકાના લોકને પરિતાપ કરવા માંડયો, ત્યારે તે પ્રજા સઘળીએ શ્રીદ્વારિકાધીશ ચોપટ પાસા રમતા હતા ત્યાં આવીને પોકાર કર્યો, જે મહારાજ, કોઇ અગ્નિ આવ્યો છે તે બાળે છે. ત્યારે ભગવાને સુદર્શન ચક્રને આજ્ઞા આપી, જે કાશી રાજાના પુત્રનો પ્રેર્યો એ અગ્નિ આવ્યો છે તેને તું ભસ્મીભૂત કરી નાખ, ને બધી

કાશીને પણ ભસ્મીભૂત કરી નાંખ. તે ભગવાનની આજ્ઞા પામીને સુદર્શન દોડયું, તે અગ્નિને પણ બાળી નાંખ્યો અને રાજાને પણ ભસ્મ કર્યો, ને બધી કાશીપુરી શ્રીમહાદેવજીના સઘળા પરિકરસુદ્ધાં દગ્ધ કરી. જાળી, અટારી, મેડી સુદ્ધાં ભસ્મીભૂત કરી નાંખ્યા. ત્યાં શ્રીમહાદેવજીનું કશું બલ ચાલ્યું નહિ. **તે મહાદેવજી ભગવાનની બરોબર કેમ કહેવાય ?**

એવી કથાઓમેંઅને ઇતિહાસ તો ઘણા છે તે ક્યાં લગી લખીએ ? માટે થોડામાં સમજી જજો કે ભગવાનની બરોબર શેષજી, શિવજી, બ્રહ્મા ઇંદ્રાદિક દેવતા કોઇ નથી. માટે **કોઇની નિંદા સ્તુતિ કરવી નહિ.** પણ મનના સઘળા ભ્રમ ટાળીને એક પૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણચંદ્રને ભજવા. આ સઘળું શાસ્ત્રસંમતિ લઇને કથન કર્યું છે. મનઃકલ્પિત કોઇ રખે જાણે.

એવું સાંભળીને પેલો પૂછનાર નિઃસંદેહ થઇ ગયો. અને કહ્યું કે મહારાજ, મારા મનના સઘળા સંશય મટી ગયા હું સમજ્યો જે જેના અંશ હોય તે તેની મોટાઇ કરે, પણ શ્રીકૃષ્ણચંદ્ર બરોબર કોઇ નથી.

॥ ઇતિ શ્રીકૃષ્ણજનકવિદયારામાવરચિત સ્વરૂપતારતમ્ય ગ્રંથ સમાપ્ત ॥



# શ્રીહરિભક્તિચન્દ્રિકા.[1]

દુહા.

શ્રીગુરુસહ શ્રીકૃષ્ણ પદપંકજ કરું પ્રણામ ?
અખિલ અમંગલ વિઘ્ન વધી, જનમન પૂર્ણ કામ; ૧
હરિજન શ્રીહરિરૂપ છે, ઇષ્ટ દાસ વળી મિત્ર;
કાંઇક કથું યશ તેમના, રસના થવા પવિત્ર. ૨

ચોપાઇ.

ભક્ત કૃષ્ણનું અપર સ્વરૂપ ત્યાં શું કહેવું સકલ અનૂપ ?
જે વિભાગ જેમાંથી થાય, ભક્ત તેનો તે કહેવાય. ૩
સેવા સ્વામી સુખદ વિવેક, વિચારતાં વસ્તુતઃ એક,
જે[3] અંશીનો જે કો અંશ, ભજે તેને તે શ્રુતિ પ્રશંસ. ૪
શ્રીહરિ હરિજન કહ્યા સમાન, અધિકા પણ કરતાં અનુમાન;
પ્રકટ મલે કદિ કમલાપતિ, તદપિ ન દિન દિન વાધે રતિ. ૫
સુસંગ પ્રતિદિન પ્રસરે હેત, શ્રીહરિગુરુ હરિજનસમેત;
પ્રભુથી દયાવંત પણ ઘણા, દુર્લભ દાન સહજ શી મણા. ૬

---

૧ કવિવર દયારામભાઇનો ભગવદ્‌ભક્તનાં સ્વરૂપનો પરિચય કરાવનાર આ ગ્રન્થ મનનીય છે. ભગવાનના એવા વિરલ ભક્તોનું સ્વરૂપ જાણીને, તેવાઓનો જ સમાગમ કરવાથી શ્રેયસ્ છે, માટે આ ગ્રન્થ ભગવદીય સ્વરૂપ જાણવામાં અત્યુપયોગી થાય તે કાંઇ આશ્ચર્યકારક ન કહેવાય. ૨ વધી—વધ કરીને દૂર કરીને. ૩ યો યદંશઃ સ તં ભજેત્.

હરિ તો સર્વ વિચારી આપે, જન ન વિચારે કરુણા વ્યાપે;
ભક્તહેતુ કરી હરિવચ ડોલે, ન ફરે વચન ભક્ત જે બોલે. ૭
સ્થાપ્યું જે કદિ બાલક ભૂલી, પિતા પ્રમાણ કરે જેમ ફૂલી;
વળી જુઓ હરિજન અધિકાઇ; નિગમાગમાદિ સઘળે ગાઇ, ૮
હરિ ભૂલી કો સેવે હરિજન, લેશ ન દુ:ખ અતિ હરિ પ્રસન્ન;
કરે હરિ પ્રીત હરિજન ત્યાગે, હરિને તે કશું પ્રિય:ન લાગે. ૯
શ્રીમુખ શ્રીહરિ બોલ્યા વાણી, ગ્રંથદ્વારા સુણી કહું વખાણી;
હું છું અખિલ વિશ્વનો ઇશ, ભક્ત મારા મારે શીશ. ૧૦
પ્રાણથકી પણ વલ્લભ ઘણા, નિશદિન ગુણ ગાઉં તે તણા;
અનન્ય ભક્ત તણો હું દાસ, ભક્ત હૃદયમાં મારો વાસ. ૧૧
મારે હૃદયે વસે મુજ ભક્ત હું અખંડ છું ભક્તાસક્ત;
ભક્ત તણું એક હું જીવન, અખંડ મારું પણ ત્યાં મન. ૧૨
હું તેનો ગુરુ તે ગુરુ મારા, બંધુ પરસ્પર સર્વ પ્રકારા;
ભક્તવત્સલ છે મારું નામ, ભક્તાધીન હું પૂર્ણ કામ. ૧૩
ભક્તતણો ક્રીડામૃગ છું જ પિંજર પક્ષી રીતે હું જ;
ભક્ત વસે ત્યાં મારો વાસ, તે સુતાં હું બેસુ પાસ. ૧૪
જન બેસે હું ઉભો રહું, એ રીતે વત્સલતા વહું;
પ્રેમીજન મારા ગુણ ગાય, તે આગળ હું નચવું પાય. ૧૫
ભક્ત જાય ત્યાં પૂઠળ ફરું, પદરજ તન અડવા મન ધરું;
મુજ પ્રતિ રોમકૂપ અતિચંડ, અગણિત કોટિ ભ્રમે બ્રહ્માંડ. ૧૬
જેને સ્પર્શે તે પાવન, એ અભિલાષા મારે મન;
પવિત્ર અવર કૃષ્ણથી કોણ ? કો એમ કહેશે વાત પ્રમાણ. ૧૭

પણ એક ધર્મ મુખ્ય સર્વથી, તે એમનામાં મુજમાં નથી;
ભક્ત ભજે નહિ મુજવિન અન્ય, નામ એનું ભજન અનન્ય. ૧૮
પ્રવર ધર્મ એ આસક્તનો, હું આધીન ઘણા ભકતનો;
અનન્યતા મુજને પ્રિય ઘણી, જેમાં છે તે મુજ શિરોમણિ. ૧૯
જનરક્ષિત હું અચલિત તેમ, પલક નેત્રને રાખે જેમ;
ચક્ર સુદર્શન પુંઠળ ફરે, જ્યાં સંકટ ત્યાં રક્ષણ કરે. ૨૦
વિના પુકાર્યો ભીડે ધાઉં, ભક્ત સુખી ત્યાં હું સુખી થાઉં;
ના કરવાનું પણ હું કરું, જેમ તેમ ભગવદીયનું દુઃખ હરું. ૨૧
ભક્ત દુઃખી ત્યાં લગી હું દુઃખી, જ્યારે તે સુખી આ ત્યારે સુખી;
નામ યુગ્મ પણ એક જ દેહ, પ્રાણ પરસ્પર નહિ સંદેહ. ૨૨
ભજે મને જનને તરછોડે, તે મુજ પગ પૂજી શિર મોડે;
મુજ શું પ્રીત વૈષ્ણવ શું વેર, તે મુજ અમૃત ભેળે ઝેર. ૨૩
દ્વેષ દ્રોહ મુજ જનનો કરે, મારું નામ સદા ઉચ્ચરે;
મુજ ઉપર કદિ પ્રીતિ થાય તદપિ તે જન યમપુર જાય. ૨૪
મુજ અપરાધ કર્યો હોય લક્ષ, ભક્ત શરણ જઈ લાવે પક્ષ;
તો પાછો તેનો કર ધરું, મમ અપરાધ કર્યા વિસરું. ૨૫
મુજ ભક્ત શું કરે જે ગર્વ, ખોય કમાયું તે જન સર્વ;
લહ્યું પરમ પદ કદિ શ્રમ વડે, ત્યાંથી ઉતરી નરકે પડે. ૨૬
મારા ભક્ત ગમે તેમ કરે, તેના દોષ ધરે તે મરે;
કઠિન વચન મુજ જનને કહે, તે તો મારું કાળજું દહે. ૨૭
જે કો પ્રસન્ન કરે મુજ જન, તેણે મુને કર્યો જ પ્રસન્ન;
મુજથી અધિક ભજે મુજ ભક્ત, તે ઉપર મુજ તન આસક્ત. ૨૮

સેવ્યા સંત નથી કાંઇ કર્યું, તદપિ તેણે મુજ મન હર્યું;
જો કદી સાધન કીધાં લાખ, ભકત વિમુખ મારે મન ખાખ. ૨૯
ઉચ્ચ નીચ મારે મન કોણ, મને ભજે તે મારા પ્રાણ;
વિપ્ર મુજ મુખ સહુ ગુણ ભર્યો, શ્વપચથકી તે નીચો ઠર્યો. ૩૦
શ્વપચ જાતિ થઇ મુજને ભજે, તેને અતિ ઉત્તમ પણ યજે;
ભકત મિત્રઃતે મારે મિત્ર, શત્રુ તે શત્રુ તેમાં શું ચિત્ર ? ૩૧
માન ત્યજી હરિજનને નમે, સ્વભાવ તેનો મુજને ગમે;
જાતિ ભાવ વૈષ્ણવમાં ધરે, તે નિશ્ચય નરકે સંચરે. ૩૨
ભોગ ભક્તિ ભાવે મુજ ધરે, તે ભુક્તિ મારું મન ઠરે;
ઘણો સ્વાદ વૈષ્ણવને મુખે, હું પામું આરોગું સુખે. ૩૩
એવાં શ્રીમુખ વચન અપાર, થોડામાં સમજી લો સાર;
કહેશો એવા મોટા ભકત, કેમ ઓળખીએ ભળીઆ જગત. ૩૪
તો કહું તેનાં લક્ષણ જે, ઉદ્ધવ કૃષ્ણ કહ્યાં છે તેહ;
કૃપાલુતા સહુ ઉપર હોય, દ્રોહ મતિ સ્વપ્ને નહિ કોય. ૩૫
સહન શકિત હરિજનમાં અતિ, વચન મિષ્ટ હિતકરને સત્ય;
સંત ન હોય ઈર્ષ્યાવાન્, સુખ દુઃખ બન્ને લહે સમાન. ૩૬
મતિ સર્વ ઉપકારી ખરી, ક્ષોભ ન પામે કામે કરી;
બાહ્યેંદ્રિય સહુ જીતે સોય, કોમલ ચિત્ત અતિશય હોય. ૩૭
સદાચાર મુકે નહિ કદી; અસંગ્રહી પોતે રહે સદા;
હરિજન ક્રિયા ન દૃષ્ટાદૃષ્ટ, યુકત આહાર કરે જો સ્પષ્ટ. ૩૮
મન જીતે સ્વધર્મ દૃઢ સાર, દૃઢ આશ્રય એક નંદકુમાર;
મનનશીલ અવિકારી દીસે, સાવધ કૃષ્ણ ભજનને વિષે. ૩૯

આપત્તિ જોઇ દીન ન થાય, ષટ ઊર્મિ જીતી જોવાય;
માન તણી ઉર ઇચ્છા નહિ, અવર માન પોતે દે સહી. ૪૦
નિષ્કપટી આતુર તપ બોધ, દયાલુ ગર્વ ન લોભ વિશેષ;
ભદ્રકારી પર સમ્યક્ જ્ઞાન, સ્વપ્ને અન્યાશ્રય નહિ ભાન. ૪૧
દૃઢ શરણાગતિ શ્રીવ્રજનાથ, સદા ભજન સ્મરણ હરિગાથ;
એ લક્ષણ વૈષ્ણવનાં ત્રિશ, જેમાં હોય તે પ્રિય ગોપીશ. ૪૨
ત્રિભુવન વૈભવ મલતો હોય, લવ હરિ સ્મરણ મુકતાં સોય;
તદપિ ન ચલે મતિ જે તણી, તે સહુ વૈષ્ણવનો શિરોમણિ. ૪૩
વળી શ્રીમુખે શ્રીગીતા ભાખ્યાં, પ્રિય ભક્ત લક્ષણ કહી દાખ્યાં;
સગુણ ભક્ત મુજમાં મન ધરે શ્રદ્ધા એ મુજ સેવા કરે. ૪૪
ઘણો જ વલ્લભ મુજને તેહ, અખંડ જેનો મુજપર સ્નેહ;
કોઇનો દ્વેષ કદા નવ કરે, સ્નેહ દૃષ્ટિ સર્વપર ધરે. ૪૫
રાખે ચિત્તમાં દયા અપાર, મુકે મમતાને અહંકાર;
સુખદુઃખ તુલ્ય ક્ષમા મન ધરે, નિત્ય સંતોષે મન વશ કરે. ૪૬
દૃઢ નિશ્ચય રાખી હરિ જપે, મનોબુદ્ધિ મુજમાં સમર્પે;
એવો જે કોઇ મારો ભક્ત, તેથી મારું મન આસક્ત. ૪૭
જેથી કોઇ ઉદ્વેગ ન પામે, કોઇથી સુખ દુઃખ જેને નહિ નામે;
હર્ષામર્ષ થકી વેગળો, સકલ વિકાર રહિત નિર્મલો. ૪૮
મુકાયો ભય ઉદ્વેગથી, પ્રિય ભક્ત મુજને સર્વથી;
નિરપેક્ષ દક્ષ ને પવિત્ર, કોઇનો અરિ ન કોઇનો મિત્ર. ૪૯
જેથી સર્વ વેગળી વ્યથા, કામ્ય કર્મ ત્યાગેલાં તથા;
પ્રકાર એવો છે જે તણો વલ્લભ ભક્ત મુજને તે ઘણો. ૫૦

રૂડું દેખી હરખે નહિ, લખી ભુંડું નવ નિંદે કહી;
કશી શોચના મન નવ ધરે, આકાંક્ષા પણ કશી નવ કરે. ૫૧
કરે શુભાશુભને પરિત્યાગ, ભજે મને તેથી અનુરાગ;
શત્રુ મિત્ર સમ માનાપમાન, શીતોષ્ણ સુખદુખ સમાન. ૫૨
દુષ્ટ સંગ ત્યજી મુજને ભજે, તે મુજ પ્રિય એવા નિપજે;
નિંદાસ્તુતિ તુલ્ય આદરે, હરિ વિન મિથ્યા લવ નવ કરે. ૫૩
જેના તેનાથી સંતોષ, એકે ઠામ નવ રહે અદોષ;
સ્થિર બુદ્ધિ અતિ ભક્તિમાન, પ્રિય મને તે પ્રાણ સમાન. ૫૪
જે આ અમૃત ધર્મ યથોક્ત, થઇ મત્પરાયણ શ્રદ્ધાયુક્ત;
ભક્તિમાન્ આચરશે જેહ, કહ્યું કૃષ્ણ મુજને પ્રિય તેહ. ૫૫
એવા હરિજન વહાલા કરીએ, શ્રદ્ધાથી સેવી ભવ તરીએ;
હરિજન વહાલા તો હરિ વહાલા,નહિ તો પાખંડી શ્રમ ઠાલા. ૫૬

સહજ પ્રીતિ પ્રભુ શું તે ભકત, નિશદિન હરિસુખ કરવા રક્ત;
જેને દીઠે દુઃખ વિસરે, આનંદ ઉપજે હરિ સાંભરે. ૫૭
વૈષ્ણવ વૃક્ષ સરીખા રહે, પરસુખ કરવા સહુ દુઃખ ચહે;
જેનું સહુ પરમાર્થ જુઓ, તેવા થાય તે વૈષ્ણવ હવો. ૫૮
દુઃખ દે તેને પણ સુખ કરે, કૃષ્ણ ઓળખ્યા ત્યારે ઠરે;
જેને પ્રપંચની વિસ્મૃતિ, કૃષ્ણાસક્તિ સેવા રતિ. ૫૯

તેને સહુ સુલભ શ્રુતિ ગાય, તદપિ મનસા કયહું ન જાય;
જે ઉપર હરિ ઘણા પ્રસન્ન, એવી દશા લહે તે જન. ૬૦
જે કુલ એવા જન અવતરે, એકોત્તર શત પૂર્વજ તરે;
કરે ગોત્ર સાતેની ગતિ, જેને ભક્તિ કમલાપતિ. ૬૧

વંશ પવિત્ર કૃતાર્થ માત, જેનું ગર્ભરત્ન એ જાત;
ધરણી ધન્યા જ્યાં એ વસે, ધન્ય પિતૃ સ્વર્ગે ઉલ્લસે. ૬૨
વૈષ્ણવ પ્રકટયો ધન્ય જ વંશ, શ્રુતિ શાસ્ત્ર સઘળેજ પ્રશંસ;
જેનું સમ્યક સ્મરણ કરે, સદન સહિત પાવન નર ખરે. ૬૩
દર્શ સ્પર્શ પછી શું કહેવું, પાદશૌચ આસનાદિ લેવું;
તેથી ફલ ઉપજે જેટલું, વર્ણનમાં ન આવે તેટલું. ૬૪
દૂર સ્થલ કદિ જો હરિજન, તદપિ જઇ કરવાં દર્શન;
સાક્ષાત્ તે છે મારું રૂપ, શ્રીમુખ બોલ્યા શ્રીવ્રજભૂપ. ૬૫
જેને શ્રદ્ધા શ્રીહરિ થાય, તેજ હરિ એમ ગીતા ગાય;
ભગવત્સંગી કેરો સંગ, લવ પ્રમાણ પણ દુર્લભ રંગ ૬૬
સ્વર્ગ મોક્ષસુખ તુલના નથી, તો ભૂવૈભવ શિદ કહું કથી ?
ક્ષણભંગુર દુર્લભ નર તનુ, ત્યાં દુર્લભ હરિ પ્રિય દર્શન. ૬૭
પ્રાત ઉઠી નિત્ય શ્રદ્ધા ધરે, વૈષ્ણવ જનનું કીર્તન કરે;
તે ભગવદીય કલિમાં કૃષ્ણ સમાન,વિષ્ણુ પુરાણે કીધું ગાન. ૬૮
શ્રીગંગાજી હરિપદવીર, શિવજી સરખા રાખે શિર;
વિશ્વતણું અઘ ગંગા હરે, તેને પાવન હરિજન કરે. ૬૯
ચરણસ્પર્શ કરાવે સદા, સકલ તીર્થ પાવન હોય તદા;
તેમનું ચરણામૃત પીજીએ, કહો કેટલાં ફલને લીજીએ ? ૭૦
કૃષ્ણોચ્છિષ્ટ તણો મહિમાય, કેટલો નિશ્ચય કોથી ન થાય;
તે પ્રસાદ ભુક્તેલું રમેશ, મહાપ્રસાદ વૈષ્ણવનું શેષ. ૭૧
સહસ્ર બ્રહ્મહત્યા થઇ કોય, શત સ્ત્રીહત્યા થઇ પણ હોય;
તે સર્વ પાપ સદ્ય ક્ષય થાય, ઉચ્છિષ્ટ વૈષ્ણવનું જે લેવાય. ૭૨

પાપ પ્રપંચ સઘ સર્વ ટળે, અખિલ અમંગલની જડ બળે;
ઉભય લોકમાં યશ સુખ ધામ, સ્મરતાંજ શ્રીહરિજનનું નામ. ૭૩
શંકરલિંગ સહસ્ર અર્ચન, શાલિગ્રામ શતક પૂજન;
વિપ્ર પૂજીએ કોટિ બાર, સઘળું પુણ્ય કરો એક ઠાર. ૭૪
**એક શ્વપચ વૈષ્ણવ પૂજાય,** તે સર્વ ફલ એથી થાય;
વ્યાસ વચન એ ભારતમાં રાજસૂય કીધો પાંડવ જ્યાં. ૭૫
અગણિત વિશ્વ રોમ એક જ્યાં, તે હરિજન હૃદયમાં;
તે હરિજન જો સંતોષાય, તો પ્રભુ વિશ્વ સહિત પોષાય. ૭૬
કર્મ શુભાશુભ સંતે થાય, બે વિભાગ બે સુત ગ્રહી જાય;
સ્તુતિકર્તા પુણ્ય ને નિંદક પાપ, કૃષ્ણદાસ એથી અળગા આપ. ૭૭
વિડ્વરાહ* સમ નિંદક જન, તે પુરશૌચ આ જન પાવન;
સહજ પ્રશંસક લે સુકૃત, અનાયાસ જેમ સુત પિતૃવિત્ત. ૭૮
કીટ પતંગાદિક પણ જીવ, સર્વ પામશે કો દિન શિવ;
મહાપાપી અધિકાર જ હીન, પણ એક વૈષ્ણવ દ્વેષી વિન. ૭૯
મારા જન વલ્લભ જેને, હું વલ્લભ જાણું તેને;
તદુપરાંત ન કો પ્રિય મુને, સત્ય સત્ય કહું અર્જુન તેને. ૮૦
વિપર્યયા [૨]ચારકારી કદા, તદપિ ભક્ત મમ શુચિ છે સદા;
તેના દોષ જે જોવા જાય, નરક ગામી તે નિશ્ચય થાય. ૮૧

---

* વિષ્ટા ભક્ષનાર ભુંડ જેવો. ૨. ગમે તેવું વિરુદ્ધ આચરણ હોય તો પણ ૩. કોઈ પુરાણમાં ભગવદ્દવાક્યનો અનુવાદ કવિ કરે છે, તથાપિ ટીકાકાર તેને ' દયારામનું કહેવું ' ગણીને મૂર્ખતાયુક્ત કુતર્ક કરે છે, તે તિરસ્કાર પાત્ર જ ગણાશે. अपिचेत् सदुराचारो એ શ્લોકનું તાત્પર્ય સમજનારને આ ભાવાર્થ બાધ કરતો નથી.

અજીતેંદ્રિય હોય વિષયાસક્ત, બાધ્યમાન યદપિ મદ્દભક્ત;
પ્રાય પ્રગલ્ભ ભક્તિબલ કરી, વિષય ન બાધ કરે કહ્યું હરિ. ૮૨
અતિશય દુરાચારી નિપજે, તદપિ અનન્ય ભાવ મુજ ભજે;
તેજ સુંદર સાધુ જાણવો, દોષ એકો ન ઉર આણવો. ૮૩
અનન્ય ભાવ મને પ્રિય નેહ, નિશ્ચય રૂડો કીધો તેહ;
શીઘ્રજ તેહ ધર્માત્મા થાય, નિર્ભય મારે લોકે જાય. ૮૪
સાંભળ અર્જુન બોલ્યા હરિ, વચન માન મુજ નિશ્ચય કરી;
કર તું પ્રતિજ્ઞા દેવસભાય, કૃષ્ણભક્ત કદી નાશ ન થાય. ૮૫
સ્વલ્પ ધર્મ મારો જ્યાં કરે, મહાભયથી પણ રક્ષણ કરે;
મારા ભક્ત ન કોથી ડરે, મુજ બલ એક જ નિર્ભય ફરે. ૮૬
નિઃસ્પૃહ કયહું તૃષ્ણા નહિ રતિ, ગણે ચલવત્ સરિતા પતિ;
જગત્પ્રકાશક રવિની જ્યોતિ, તેને લેખે સમ ખદ્યોત. ૮૭
સુમેરુ સર્વ કનકમય સોય, તે ગોમયકુંજાવત્ જોય;
લહે કલ્પદ્રુમ કાષ્ઠ પ્રમાણ, ચિંતામણિ રત્ન પાષાણ. ૮૮
સેવકવત્ ઈંદ્રાદિક ભૂપ, તૃણરાશિવત્ ભવભયરૂપ;
પર સું દાસ તુલ્ય નિજ દેહ, મન કર્મ વચ એક મુજથી સ્નેહ. ૮૯
દૃઢ અનન્ય જન મારો લહું, તેનો યોગક્ષેમ હું વહું;
સકલ ધર્મ ત્યજી અળગો રહે, એક શરણ મારું દૃઢ ગ્રહે. ૯૦
હું મુકાવું સહુ પાપથી, તેનો શોક જ કરવો નથી;
એમ કહ્યું શ્રીજી શ્રીમુખે, ભજો ભક્ત રહેવું હોય સુખે. ૯૧
ભજે ભક્તને પુરુષ પુરાણ, તેથી શ્રેષ્ઠ અવર કહો કોણ?
ધ્રુવ હરિભક્ત જાણી જગ નમે, સપ્તઋષિ બ્રાહ્મણ પરિક્રમે. ૯૨

રવિચંદ્રાદિ મુંડલ ફરે, પ્રદક્ષિણા હરિજનની કરે;
શબરી ભકતપદ અડી જલયુત,સ્નાન કરે સહુ મુનિ અદ્ભુત. ૯૩
દુર્વાસા ક્રોધી મુનિમણિ, કલા કહાવે શંકર તણી;
અંબરીષ રાજા હરિભક્ત, જેનો યશ વર્ણે સહુ જગત. ૯૪
તે ઋષિ આવ્યા તેને ઘેર, બલ દેખાડવા મનમાં ઝેર;
જેમ તેમ વાંકુ પાડી કરી, કૃત્યા પ્રકટ કરી રીસ ધરી. ૯૫
'નૃપને બાળું' મદન મનમાં, ચક્રસુદર્શન આવ્યું ત્યાં;
કૃત્યા બાળી કીધી રાખ, દ્વિજના પણ પૂર્યા અભિલાષ. ૯૬
બળતો નાઠો કરતો સોર, વિધિ શિવ ઠેલ્યો હરિજન ચોર;
ભકતદ્વેષી નવ રાખ્યો હરિ, ટટળ્યો વિનતિ કાન નવ ધરી. ૯૭
સમજ્યો હારીને પાછો ફર્યો, પાછો ભક્ત શરણ ઉગર્યો;
સર્વ પાપ પ્રાયશ્ચિત્ત લહ્યું, ભકત દ્રોહીનું કહ્યું નથી કયહું. ૯૮
ભક્ત દોષનો એ જ ઉપાય, ક્ષમા કરે તે તો જ મુકાય;
નહિ તો પછી ભોગવે ટળે, એનો તૃતીય ઉપાય ન મળે. ૯૯
હાર અપરાધ થકી પણ ઘણો, વર અપરાધ હરિજન તણો;
અનલ ગ્રહી અળગો ફેંકાય, લોહ ધકેલું ચોટી જાય. ૧૦૦
માટે શિક્ષા સહુને એહ, હરિજન ભજજો ધરીને સ્નેહ;
વિન રીતે વા રીત કહી, હરિજનને દુભવવા નહિ. ૧૦૧
જેને પ્રસન્ન વૈકુંઠરાય, તે જન જે કરે તે ન્યાય;
મહેતા નૃસિંહ હરિની મહેર, ઉત્સવ કર્યો અનામિ ઘેર. ૧૦૨
નાતે નિંદા સાચી કરી, તદપિ શિક્ષા પામ્યા ખરી;
તો પછી પીડે કરી અન્યાય, તે પછી કેમ ન ખાસડાં ખાય ? ૧૦૩

જેને કાંઇ બાનું શ્યામનું, તેથી બડવું નહિ કામનું;
ભૂલી કામ કરે તે કદા, તો પણ સહીએ નમીએ સદા. ૧૦૪
કૃષ્ણદાસ દુર્બલ નવ લહીએ, મોટમ બળ કશું કડુક ન કહીએ;
ગર્વ સહે નહિ શ્રીગોપાળ, ભૂલ્યો ભક્ત પણ હરિનો બાલ. ૧૦૫
જૂઠો ભક્ત હરિ રાખે માન, જડ પુરોહિત પોષે યજમાન;
દાસ દોષ નવ સહે ગોપાળ, જેમ ન ગણે મા ભુલ્યું બાળ. ૧૦૬
જે અપરાધે વાળી હણ્યો, તે સુગ્રીવ તણો નવ ગણ્યો;
તે જ વિભીષણ કેરો હતો, નિજ જાણી પ્રભુ સુકયે જતો. ૧૦૭
રણમાં વૃત્ર હણ્યો સુરરાય, તેને તે લાગી હત્યાય;
અર્જુન ગુરુ આદિ દ્વિજ હણ્યા, તે કૃષ્ણ સ્વપ્ને નવ ગણ્યા. ૧૦૮
ભક્ત દોષ ભગવંત ન વસ્યો, આપણ જોવા હેતુ કશો;
કદિ શિક્ષા દે તો નિજનાથ, અથવા દે નહિ કોઇનો હાથ. ૧૦૯
ભક્ત ન પગ દે જ્યાં અન્યાય, પણ આ હેતુ કથ્યું હરિરાય;
દેશ જાણવો તે અપવિત્ર, જ્યાં નથી વસતા માધવ મિત્ર. ૧૧૦
જ્યાં છે તે પાવન કહેવાય, એવો કૃષ્ણભક્ત મહિમાય;
ગંગા પાપ તાપ શશિ હરે, દૂર દારિદ્રય કલ્પદ્રુમ કરે. ૧૧૧
થતાં સમાગમ સાધુદેવ, ત્રણે નાશ કરે તત્ક્ષણેવ;
ઉદ્ધવ સરખા જ્ઞાનિમણિ, પદરજ માગી ગોપી તણી. ૧૧૨
શ્રેય ન સાધન ધર્મ અનેક, વિના મહત્પદરજઅભિષેક;
ઉભય લોક સહુ કારજ સરે, ભક્ત ચરણરજ આશ્રય કરે. ૧૧૩
મહાકલ્યાણ મૂળ સત્સંગ, વડું ભક્તિ જો લાગે રંગ;
સમદર્શી સાધુ હરિ ભક્ત, શ્રીહરિ છે તેથી આસક્ત. ૧૧૪

હૃદયે રાખ્યા કરી વશ અતિ, પતિવ્રતા સુંદરી જેમ પતિ;
ગદ્‌ગદ વાણી દ્રવેલું મન, હસે કદા કદી કરે રુદન. ૧૧૫
કદી વિલજ્જ ઉચ્ચ સ્વર ગાન, કદી એક નાચે પ્રેમ વિભાન;
કહ્યું કૃષ્ણ એવા મુજ ભકત પાવન કરે પલકમાં જગત. ૧૧૬
અહૈતુકી ભકિત જેને, અવર ભકત સમ નહિ તેને;
જે ઉપર મુજ કૃપા અભંગ, તે પામે એવાનો સંગ. ૧૧૭
ઉદ્ધવ મને નવ રોધે યોગ, સાંખ્ય ધર્મ ન કર્મ પ્રયોગ;
ન સ્વાધ્યાય ન તપ ને ત્યાગ, દાન દક્ષિણા નાના યાગ. ૧૧૮
વ્રત નિયમ યમ તીર્થાટને, ન રોધાઉં વેદ સર્વ ભણે;
એક મને રોકે સત્સંગ, નાટકોથી તેનો મને તરંગ. ૧૧૯
તર્યા અયોગ્ય ઘણા સત્સંગ, એકે ન ધર્મ ન સાધન રંગ.
રાક્ષસ દૈત્ય સહુ ખગ મૃગ બહુ, ગંધર્વ નાગ અપ્સરા સહુ. ૧૨૦
સિદ્ધ ચારણ ગુહ્યક ખરા, વિદ્યાધર મનુષ્ય વાનરાં;
વૈશ્ય શૂદ્ર સ્ત્રી અંત્યજ જાતિ, રજસ્તમ:પ્રકૃતિ યુગ યુગ ખ્યાતિ. ૧૨૧
તે તે સહુ મુજ પદ પામિયા, કેવલ સત્સંગ બળ નહિ બીજા;
કોણ કોણ કોઇ એક કહું નામ, જે જે પામ્યા સુંદરશ્યામ. ૧૨૨
પ્રહ્લાદાદિક વૃત્રાસુર, વૃષપર્વા બલિ બાણાસુર;
સુગ્રીવ અંગદાદિ હનૂમાન, રીંછપતિ વળી જાંબુવાન. ૧૨૩
ગજ સગ્રાહ ગૃધ્ર ખગજાતિ, વ્યાધ વળી કુબ્જા જગખ્યાતિ;
યજ્ઞપત્નીઓ વ્રજગોપીઓ, ભક્તમણિ સંગે ઓપીઓ. ૧૨૪
તે સહુ ના હતા વિદ્યાભ્યાસ, મહદુપાસન ન હતું પાસ;
તપે ન તપ્ત કર્યાં કો તન, વ્રતાદિ ન હતું કોઇ સાધન. ૧૨૫

તે છુટયાં સહુ અઘદુ:સંગ, શ્રીપુરુષોત્તમ પ્રકટયો રંગ;
સિદ્ધ પરમપદ પામ્યાં તેહ, કેવળ સત્સંગતિ બલ એહ. ૧૨૬
ભક્તોત્તમ લક્ષણ જેટલાં, સહજ પ્રાપ્ત થાયજ તેટલાં;
કૃષ્ણમિલનમાં જે અંતરાય, અનાયાસ તે સર્વ પલાય. ૧૨૭
શ્રીપુરુષોત્તમ નિત્ય પ્રસન્ન, નિજાનંદ દે લહી નિજજન,
એ સહુ શીઘ્ર મળે સત્સંગ, જો સેવાય લગાડી રંગ. ૧૨૮
એ સહુ સિદ્ધ થવું હરિ હાથ, શ્રીજીને કર સહુની નાથ;
છે તો એમજ ભાખ્યું જેમ, તદપિ કરવો બલસમ શ્રમ. ૧૨૯
ત્યારે હરિને આવે દયા, સુતાં સુખીઆ કોઈ નવ થયા,
પવન ભર્યો છે પંખામાંય, પણ વણ હલાવે મળવો ક્યાંય ? ૧૩૦
અર્ભકમુખ સ્તન અર્પે માત, પયશોષણ શ્રમ અર્ભક હાથ,
કલ્પવૃક્ષ સહુ ફળ દાતાર, સઅર્થી નિકટ જવું નિર્ધાર. ૧૩૧
શરણ જવું તેમ હરિજન, તો સહુ સુખ દે થઈ પ્રસન્ન;
દુષ્ટ સંગથી રહેવું દૂર, મળતાંજ બગાડે ઉર. ૧૩૨
યુક્તિ અવર શિખવે ખરી, જેમ તેમ કરી ભૂલાવે હરિ;
કામદામ ઉપજાવે તૃષ્ણ, જે થકી પ્રિય નવ લાગે કૃષ્ણ. ૧૩૩
સજ્જનમાં સદ્‌ગુણ જેટલા, દુર્જનમાં અવગુણ તેટલા;
સઘળું અવળું હરિજન થકી, એટલામાં સમજો શીદ બકું ? ૧૩૪
વિષથી પણ વણસાડું ઘણા, મોટા દુ:ખદાતા નહિ મણા;
વિષ તો કરે તેજ તનુ ભંગ, અમિત જન્મ વણસે દુ:સંગ. ૧૩૫
સજ્જન સુખદ સુધાથી અતિ, સંગે રમતા હરિમાં મતિ;
રાહુ અમૃત પીધું હતું, તદપિ દુષ્ટપણું નથી જતું. ૧૩૬

માટે દુષ્ટ થકી નાસવું, જેમ તેમ સાધુ શરણે જવું,
શ્રીહરિકથા શ્રવણ ત્યાં થાય, જેથી સઘળા સંશય જાય. ૧૩૭
મહાચાર્યચરણ શરણે જવું, વૈષ્ણવી દીક્ષા વૈષ્ણવ થવું;
વળી ફરી વસવું સત્સંગમાં, નિશદિન રહેવું હરિ રંગમાં. ૧૩૮
ઊર્ધ્વપુંડ્ર શુભ ધરવું ભાલ, માર્ગ મુદ્રા તુલસી માલ;
શ્રીહરિસેવા કરવી સદા, સ્મરણ કૃષ્ણ ત્યજવું નહિ કદા. ૧૩૯
હરિકીર્તન નિત્યે હરિકથા, ભૂલે કૃષ્ણ જન્મ હોય વૃથા;
નામ મંત્ર ત્યજવો નહિ ક્ષણું, અન્યાશ્રય કરવો નહિ અણું. ૧૪૦
ખાનપાન આદિ સહુ વસ્ત, વસ્ત્રાભૂષણ અવર સમસ્ત;
ગ્રહવો નિજ પ્રભુ તણો પ્રસાદ, નરકરૂપ છે તે વિન સ્વાદ. ૧૪૧
પવિત્ર રહેવું અંતર બહાર, ત્યજવાં આલસ્ય ને અહંકાર;
અવર ન ધરવી ચિંતા રતિ, હરિ મળવા આતુરતા અતિ. ૧૪૨
હરિગુરુ હરિજન લહેવા એક, તન ધન અર્પવું કરી વિવેક;
વિષયે જતી ઇંદ્રિય ક્ષાલવી, હરિસેવનમાં સહુ વાળવી. ૧૪૩
સઘળે દયા ન કોઇનો દોષ, સહજ લાભ ધરવો સંતોષ;
ઇત્યાદિક પ્રકરણ ઝાલવું, પ્રામાણિક પુછી ચાલવું. ૧૪૪
વણુ વૈષ્ણવ કયહું ના ભેટીએ, ભેટે સહુ સુકૃત મેટીએ;
અસત્સંગે અડતાં માત્ર, પાપરૂપ થાય જનમનગાત્ર. ૧૪૫
વ્યાલ વ્યાઘ્ર અગ્નિ ઝંપીએ, તેથી અધિક વિમુખે કંપીએ;
સ્માર્ત શક્તિ સગો કદી હોય, તદપિ નાજ ભેટવું કોય. ૧૪૬
કૃષ્ણ ભક્તિ વિણ ધિક અવતાર, કેવળ ભૂમિ કેરો ભાર;
ભક્ત પાંચ દિન જીવ્યા ધન્ય, સહસ્ર કલ્પ જીવ્યા ધિક અન્ય. ૧૪૭

ધન્ય અધમ કુલ પણ હરિ ભક્ત, વિપ્ર વિમુખ ધિક વિષયાસકત;
સુધા મૃદા ઘટ લખી ઝૂકીએ, મદ્ય કનક કલશે થુકીએ. ૧૪૮
કૃષ્ણભક્તિ જેમાં તે સુખી, સઘળી વાતે છે તે સુખી;
મદનાદિક તેને નવ દમે, નવગ્રહ તેને ચરણે નમે. ૧૪૯
અષ્ટ મહાસિદ્ધિ નવનિધિ, હરિજનને સેવે સહુ વિધિ;
મુક્તિ ચાર તેને ઘેર દાસી, માયા સરખી કરે ખવાસી. ૧૫૦
મહાકાલ પણ રહે કંપતો, હરિજન રહે એને ચાંપતો;
બ્રહ્માદિક જેનો ભય ધરે, ઇંદ્રાદિક સુર પણ થરથરે. ૧૫૧
નાગ અસુર નગ નમતા રહે, મુનિઋષિ નમન કરે વર લહે;
સરસરિત્પાત પદ રજ ન્હાય, ભાગ્ય વડું માને જો નહાય. ૧૫૨
વેદશાસ્ત્ર હરિભકત વખાણ, ઝાઝું શું કહું ? પ્રભુનાં પ્રાણ;
સવ ત્યજી જે મને ભજે, પ્રભુનું મન તેને કેમ ત્યજે? ૧૫૩
અખિલ વિશ્વ જે આગળ દીન, તે ભગવાન્ ભકતાધીન;
ઐક્ય વાણી શ્રીમુખ કહી કથી;મુને ભકતસમ પ્રિય કો નથી. ૧૫૪
શેષ બંધુ ને બ્રહ્મા પુત્ર, શ્રીકલત્ર જેથી ઘરસૂત્ર;
તે પણ પ્રિય નથી ભકત પ્રમાણ, એથી વલ્લભ બીજું કોણ ? ૧૫
મુજ આત્મા તેવો પ્રિય નથી, જેવા ભકત સત્ય કહું કથી;
અખિલ વિશ્વ મુજ આગળ દીન, તે ઇશ્વર હું ભકતાધીન. ૧૫૬
શ્રીમુખે એમ કહ્યું શ્રીહરિ, તે પ્રમાણ કૃતિ દાખે કરી;
ન કરવાનાં નીચાં કામ, ભકત માટે તે કીધાં શ્યામ. ૧૫૭
જની દાસીથી હરિ હિત ઘણું, ધોયાં પટ પીશ્યું પીસણું;
છાણ્ય વીણ્યાં તે પણ ખરૂં, નાભાનું છાંયું છાપરૂં. ૧૫૮

સેન ભક્ત ઉપર અતિ માયા, નારાયણુજી નાવિક થયા;
વારિ વહ્યું ત્રિલોચન ધામ, એક વર્ષ લગી સુંદર શ્યામ. ૧૫૯
બલિ રાજાથી એવી રતિ, દ્વારપાલ દ્વારાવતી પાત;
ઉગ્રસેન શું ઉગ્રજ પ્યાર, છેલ્લ છબીલોજી છડીદાર. ૧૬૦
કુંતી પુત્ર થકી અતિ પ્રીત, ત્યાં નવ રાખી ઈશ્વર રીત;
દૂત થઈ વિષ્ટિએ ગયા, ચરવાદાર ચતુર્ભુજ થયા. ૧૬૧
અર્જુનની સ્ત્રી અચ્યુત થયા, પાયું પાણી એવી દયા,
જુઠાં પાત્ર વહ્યાં વ્રજરાય, વળી પખાળ્યા સહુના પાય. ૧૬૨
પરમેશ્વર પાર્થ સારથિ, શું શું કહું ? કાંઇ બાકી નથી;
દીઠો દાસ નિજ ભગિની સક્ત, તે આપી એવા પ્રિય ભક્ત. ૧૬૩
અંબરીષને શિરનો શાપ, તે શ્રીકૃષ્ણે મુકયો આપ;
સખી સુદામા સ્કંધે વહ્યો, સુત થઇ મૃતક જટાયુ દહ્યો.૧૬૪
સહુ વ્રજ ભક્ત કૃષ્ણના ખાસ, તેમના સદા થઇ રહ્યા દાસ,
ચોર જાર પદ અધમ અપાર, ભક્ત હિત હરિ અંગીકાર. ૧૬૫
બાંધ્યા દામોદર દામણે, જાઉં યશોદા હિત વારણે;
ગોવાળીઓ મૂર્ખનું નામ, ભક્ત હિત તે પદ ગહ્યું શ્યામ. ૧૬૬
ભૂધર થયા ભિલ્લ ગુહ મિત્ર, શબરી ઉચ્છિષ્ટ ભક્ષ્યું અપવિત્ર;
રંગે રમ્યા કુબ્જા કિંકરી, અલીખાન પુત્રી સ્ત્રી કરી. ૧૬૭
નંદલાલ નૃસિંહ પિતૃશ્રાદ્ધ, સાર્યું સ્નેહથી ન ગણ્યો બાધ;
રખે દુઃખ દામાજી થાય, મહારરૂપ ધર્યું વિઠ્ઠલરાય. ૧૬૮
મીરાંનું વિષ કીધું પાન, સ્વામિસુખ આપ્યું ભગવાન;
સદન કસાઇ ઘેર હરિ રહ્યા, માંસ તોલવા તોલું થયા. ૧૬૯

પ્રિય રોહીદાસ ચમારનું ધામ, સુખે સાહ્યા શાલિગ્રામ;
ચોખમેલ શ્વપચ હરિભક્ત, તે ઉપર શ્રીવિઠ્ઠલ રક્ત. ૧૭૦
તેની સ્ત્રીનું સંકટ લખી હરિ, નણંદ થઇ સુવાવડ કરી;
ભક્ત ચુહરો મોહન નામ, તેને સ્કંધ ચડયા ઘનશ્યામ. ૧૭૧
માધવદાસ પ્રિય અતિ પુત્ર, જગન્નાથ ધોયાં મલમૂત્ર;
ચંદ્રહાસ મુખમાં હરિ રમ્યા, ઉચ્છિષ્ટ દંત પ્રહાર પ્રિય ગમ્યા. ૧૭૨
કર્યું રમકડું રમવાતણું, ઝોરીમાં ગરબડીયા ઘણું;
કરકાંતિ કમલાપદ સેવ, ભક્ત પ્રેમ દુઃખ સુખ હરિ ટેવ. ૧૭૩
સખુબાઈ રૂપે થયા હરિ, તેના પતિની સેવા કરી;
સત્ય સંકલ્પ જુઠા ઠરી, ભીષ્મ પ્રતિજ્ઞા સાચી કરી. ૧૭૪
રજસ્વલા ગુણકા કર કરી, વહાલે મુકુટ ધરાવ્યો હરિ;
ભિક્ષા સમર્થને અઘટિત, માગી કૃષ્ણ ઋષિ પત્ની હિત. ૧૭૫
એથી નીચાં લાખો કામ, ભક્ત માટે કીધાં ઘનશ્યામ;
હરિજન હોડ કરે તે મરે, હરિજન કૃતિ મનસ્વી કરે, ૧૭૬
જગન્નાથ પંડિત પ્રિય હરિ, યવનસુતા ઘરની સ્ત્રી કરી;
શ્રીગંગા બાવન સોપાન, ઉંચા ચઢી કરાવ્યું સ્નાન. ૧૭૭
મુનિ પરાશર હરિ અનુભવી, તેણે કૃતિ કરી અવનવી;
ગંગા મધ્યે નૌકા માંય, ઢિંમર કન્યા ભુક્તી ત્યાંય. ૧૭૮
મત્સ્યગંધા હતી અણુવરી, મૃગમદ યોજનગંધા કરી;
દોષ ધર્યો નહિ હરિ મનમાંય, વ્યાસરૂપ નિજ પ્રકટયા ત્યાંય. ૧૭૯
જ્ઞાનદેવ મોટા હરિજન, જે કીધા યતિએ ઉત્પન્ન;
સંસ્કાર દ્વિજ કર્યો નિષેધ, પાડા પાસે ભણાવ્યા વેદ. ૧૮૦

કશ્યપ પુત્ર પુત્રીને વર્યો, સોથી શ્રેષ્ઠ ભક્તિથી ઠર્યો;
નિજ પુત્રી બ્રહ્મા મનભ્રષ્ટ, રચી ભક્તિ બલ સઘળી સૃષ્ટિ.૧૮૧
ભસ્મ કરે શિવ સઘળું જગત, તદપિ અનઘ છે હરિભક્ત;
ઇતિહાસ એવા છે અતિ, સત્ય ભક્તને દોષ ન રતિ. ૧૮૨
હિત હૃદયે અચલ અચ્યુત, માટે મલ સહુ ભસ્મીભૂત;
જેમ રસનામાં અગ્નિ સદા, માટે ચીકટ અડે નહિ કદા. ૧૮૩
વિચારતાં સમ સઘળું તન, પણ પ્રતાપ જોતાં અતિ ભિન્ન;
તેમ હરિ ભક્ત જગતના જન, બલસમ નહિ સમ દીસે તન.૧૮૪
શ્રીગંગાજી પણ જલરૂપ, જેમ જલ અવર સરોવર કૂપ;
જોતાં જલના ધર્મ સમાન, પણ પ્રભાવ ક્યાંથી ? કર અનુમાન.૧૮૫
તેમ સમાન એક તનુ વ્યવહાર, ભક્ત જગત અતિ પૃથક્ અપાર;
અધમ વંશ પણ જો હરિ ભક્ત, નિઃશંક ત્યાં થઇએ આસક્ત.૧૮૬
જેમ અહિથી ઉપજ્યો છે મણિ, પણ શિર બાંધે ધરણિધણી;
નવ જોવો તેમજ રવિ દોષ, દુઃખ પામીએ રાખતાં રોષ. ૧૮૭
અધોર્ધ્વ જેમ દીપક શ્યામ, પણ સારે આપણું કામ;
દીપક યદા સમૂલો જાય, ત્યારે વડો થયો કહેવાય. ૧૮૮
તેમ હરિ ભક્તિ વિના જે વડા, તે જેમ ઓલાયા દીવડા;
જો મન નથી કૃષ્ણ પદ પ્રેમ, સાધન ધર્મ વ્યર્થ સહુ નેમ. ૧૮૯
ત્યજ્યો કામ તો વ્યંઢલ વર્યો, વૃક્ષ ધર્મ વણ ક્રોધે સર્યો;
નિર્લોભી અજગર છે ઘણા, પણ પામે નહિ પદ હરિ તણાં.૧૯૦
મોહ નાહ શૂરાને મન, પણ પામે નહિ જગજીવન;
ગુનાહગારને મન મદ નથી, પણ પ્રભુ ન મળે કહું શ્રુતિ મથી.૧૯૧

ન માત્સર્ય ઉન્માદ કોઇને, પણ તે ન આવ્યા હરિ જોઇને;
સર્પ કરે છે વાયુ ભક્ષ, લઘુ આહારી શુક લક્ષોલક્ષ. ૧૯૨
જીવે અજા પત્રભક્ષણે, હરિ કયાં કેવલ એ લક્ષણે ?
તૃષા સહે છે ચાતક સહુ, પણ હરિ ન મળે ટટળે સહુ. ૧૯૩
સહુ નિશિ જાગે છે ઘુવડ, પણ સ્વપ્ને ન મળે શ્રીરણછોડ;
નિદ્રા અલ્પ કરે છે શ્વાન, માટે શું મળશે ભગવાન ? ૧૯૪
ચારે વેદ ભણ્યો દશશીર્ષ, રતિ વિના રૂઠયા જગદીશ;
સહુ ભાષણ કરવાનું જ્ઞાન, રતિવણ ખગ ચંડાળસમાન. ૧૯૫
હરિ રતિ વિના અસંગી રહ્યો, મારે મન અહિમાર્ગ ગ્રહ્યો;
દ્રુમ વાયસ બહુ આયુષ્માન, પણ સુખ શું ? ? સંતોષી શ્વાન. ૧૯૬
હરિ ભાવે એક પોષણુ લાખ, પરોણા પોષ લાખ ફળ રાખ;
મીન સદા તીર્થ જલ મગ્ન, મુક્તિ ન પામે વણ હરિ લગ્ન. ૧૯૭
ગુણકા નૃત્ય કરે ને ગાય, પણ ભાવે વૈકુંઠ ન જાય;
કાસદ જાય વાર શત કાશી, ભક્તિ વિના ન મળે અવિનાશી. ૧૯૮
બાલકવત્સ બે પયહારી, અહંમમતાદિ નહિ અવિકારી;
તદપિ ભક્તિ વિના હરિ દૂર, જ્ઞાની લક્ષણ યદપિ પૂર, ૧૯૯
પતંગ અનલ વિષે સંચરે, દુઃખીઆ જલમાં ડૂબી મરે;
મધુરી વાણી બોલે મોર, રતિ વિણ રીઝ ન નંદકિશોર. ૨૦૦
સ્વાર્થી કટુક વચન પણ સહે, મૃગાદિક પશુ વનમાં રહે;
દરિદ્રીને સઘળો ત્યાગ, હરિ પ્રસન્ન નહિ વણ અનુરાગ. ૨૦૧
તેલી બળદ પરિક્રમા કરે, સર્પ દંડવત્ કરતો ફરે;
સહુ દેવળે તપોધમ જાય, ખર રક્ષામાં રોળે કાય. ૨૦૨

વડ જો બોજ જટાનો સહે, દંડ આંધળા અચલજ ગ્રહે;
નટવો વેશ ધરે અવધુત, બગલો ધ્યાન ધરે અદ્‌ભુત. ૨૦૩
બકરાને દાઢી હોય સદા, ભક્તિ વિન પ્રભુ ન મળે કદા;
નૃગનૃપ કર્યાં ઘણાં ગોદાન, ભક્તિ વિના ન મળ્યા ભગવાન.૨૦૪
યજ્ઞ અમિત પ્રાચીનબર્હિષ, ભક્તિ વિના દુર્લભ જગદીશ;
નટ સમાધિ સાધે છે ખરી, પ્રેમ વિના તદપિ દૂર હરિ. ૨૦૫
શ્વા સંતોષી મુંગા મુનિ, અશક્તિ સાધુ કુક્કુટ ધુની;
નિર્ધન તપીઓ વિરહી ઉદાસ,સઘળું ધિક જો નથી હરિદાસ.૨૦૬
ચકોર મત્સ્ય પંખીને પ્રેત, સિદ્ધ શ્રેય નહિ વણ હરિ હેત;
કૃષ્ણ ભક્તિ વણ ઈત્યાદિક,કૃતિ હરિ ન મળે સહુ શ્રમ ધિક્.૨૦૭
સાધન વ્યય થાય નહિ કોય, જો હરિ ભાવે મળતા હોય;
વણ વન્હિ ઘૃત હોમે રાખ, પૂર્ણ કરે કો મન અભિલાખ. ? ૨૦૮
શ્રીહરિ ભક્તિ અંક પ્રમાણ, સાધનશૂન્ય સરીખાં જાણ;
આદ્ય અંક મળી દશ ઘણું થાય, કેવળ શૂન્ય કશું ન ગણાય. ૨૦૯
તેમ ન અંકને સાધન કામ, કેવળ ભક્તિ મળે ઘનશ્યામ;
શુભાચરણ શું હતું પારધિ ? જીવ્યો સદા પશુને વધિ. ૨૧૦
વય હરિ કયાં જોયું ધ્રુવ તણું ? ગજેન્દ્રમાં વિદ્યા નહિ અણું;
રૂપ હતું શું કુબ્જામાંય ? દ્રવ્ય સુદામાને ઘેર ક્યાંય ? ૨૧૧
વિદુર શું જાતિપણું વર્યું ? ઉગ્રસેન પુરુષાર્થ કર્યું;
હરિ ન વિચાર્યું કોઇ સાધન, પ્રીતિમાત્રથી કૃષ્ણ પ્રસન્ન.૨૧૨
સર્વ સફલ એક ભક્તિવડે, તે ભક્તિ સત્સંગે જડે;
મુક્તિ ભક્તિ દુર્લભ જગતમાં, સહેજે દે બલ હરિભક્તમાં.૨૧૩
મુક્તિ દીધી મહીની સાટ, ભક્તિ આપી ભાજી માટ;

પ્રભુદાસજી ગદાધરદાસ, પ્રમાણ વચન કર્યા પ્રભુ ખાસ. ૨૧૪
બુલામિશ્ર હરિજન ટેકિયા અંક વિધાતાને છેકિયા !
શૂન્ય ભાગ્ય નૃપને ત્રણ સુત, આપ્યા હરિજન બલ અદ્દ્ભુત. ૨૧૫
નામે મુઇ જીવાડી ગાય, વસિષ્ઠ પુત્ર કર્યો કન્યાય;
હરિજન જોર હરિથી ઘણું, ક્યાં લગી વર્ણવું મોટમપણું ? ૨૧૬
રાધિકા ભક્ત મહારાણી, જેને વશ છે શાર્ઙ્ગપાણિ;
તે કરુણા કરી જેમાં વસે, તને ફંદ હરિ મોહન ફસે. ૨૧૭
હરિ પ્રસન્ન થઈ સહુ સુખ આપે,ચોમુક્તિ નિજ સમ કરી સ્થાપે;
પણ ભક્તિ કોઇને નવ અર્પે, થવું આધીન માટે હરિ ડરપે. ૨૧૮
આપી પ્રેમ સહિત જ્યાં ભક્તિ, ત્યાં ઉલટી પ્રભુની આસક્તિ;
તેને વણ કીધે સહુ થયું, સહજ સદા મન હરિમાં ગયું. ૨૧૯
જેને હૃદયે વસ્યું હરિ રૂપ, તે તો અખિલ વિશ્વનો ભૂપ;
તેને પૂજ્ય પંડિતને ગુણી, ભજે કૃષ્ણ વસ્તુ શી ઉણી ? ૨૨૦
કોટિ પ્રકાર ધન્ય તે જન, ક્ષણું વિસરે નહિ જગજીવન;
શ્રીહરિ ગુરુ ભક્ત ને ભક્તિ,માગું ચાર પદ સહજાસક્તિ. ૨૨૧
સહુથી અધિક હીમાયત મારે, શ્રીહરિ પ્રિય કહું વારે વારે;
સુણો કૃષ્ણજન વિનતિ સારી, મારે આશા સદા તમારી. ૨૨૨
સકલ ધર્મ સહુ સાધન હીન, હું છું દાસ તમારો દીન;
સદા તમારી કરુણા માંગું, તમ અપરાધ થકી ડરી ભાગુ. ૨૨૩
દૃઢ અનન્ય આશ્રય ગુરુ તણો, આપો મને મનોરથ ઘણો;
અનન્ય પ્રેમ લક્ષણા ભક્તિ, અનપાયિની વ્યસનાસક્તિ. ૨૨૪
શ્રીગોપીજન વલ્લભ કેરી, આપો મુજને હોંસ ઘણેરી,
દાસ દયાની પૂરો તૃષ્ણ, સાચો ભક્ત કરો શ્રીકૃષ્ણ. ૨૨૫

**દયારામ** બ્રાહ્મણ હરિદાસ, હરિજન ગુણ ગાયા ઉલ્લાસ;
**શ્રીહરિભક્તિચંદ્રિકા નામ,** ગુરુ બલ ગ્રંથ રચ્યો અભિરામ. ૨૨૬
નિગમાગમ પ્રમાણ રચી કથા રખે લહો મનઃકલ્પિત વૃથા;
આ ચરિત્ર ગાશે ધરી નેમ; હરિજન–હરિશું વધશે પ્રેમ. ૨૨૭
પાપ તાપ સહુ પ્રલય થશે, અંતે શ્રીહરિ પદ પામશે;
મનઃ કામના થાશે પરિપૂર્ણ સર્વે ચિંતા થાશે ચૂર્ણ. ૨૨૮
અષ્ટ પ્રહર મનમાં આનંદ, નહિ વિસરે હરિપદારવિંદ;

## હરિભક્તચંદ્રિકા.

× × × × ×

ન ફલશ્રુતિ લાલચ રોચક ભય ભ્રાંત, સર્વસ્પષ્ટ સિદ્ધાંતઅભ્રાંત. ૨૨૯
નાભાસ્વામીને પ્રિયાદાસ, શ્રી ગોકુલેશ પણ કર્તા પ્રકાશ,
પ્રભુ કથા કર્યું સાધન, ફલ ભક્ત ગુણોનું લહે કૃપાજન. ૨૩૦
ભક્ત રત્નની માળા અર્પી, ભક્ત દ્રોહથી અતિશય ડર્પી,
સૌ ભક્તો કરજો મુને માફ, લજ્જા છોડી કહું છું સાફ. ૨૩૧
જાણે અજાણે ભક્ત દ્રોહ થયા, સર્વ ક્ષમાવજો કરી દયા,
પ્રેમે ભક્તના ગુણલા ગાયા, ભક્તાચાર્ય છત્રની શીતળ છાયા. ૨૩૨
જેને પુરુષોત્તમ કરવા પ્રસંન, તે તદીયનું કરે છે ભજન,
હરિ ભજને ભક્તો સહુ આવે, ભક્ત ભજન પ્રભુને બહુ ભાવે. ૨૩૩

દુહો.

પૂર્ણ ગ્રંથ પ્રેમે કર્યો. સજ્જન થવા પ્રસન્ન;
શ્રીગુરુગોવિંદ કૃપા કરી **દયો** જાણી નિજજન. ૨૩૪

---

# શૃંગારાત્મક ભક્તિનાં પદો.

## પ્રભાતીયું.

આજરે આનંદ સખી મુને મોહનજી મલ્યા;
ઘણા દિવસના તાપ વિરહના તે મારા ટળ્યા. ૧
ઇચ્છ્યું સુખ આપ્યું અલબેલે બહુ આનંદ પામી;
ભોજન કીધે ભૂખ વધી હજુ તૃષ્ણા એ સ્વામી. ૨
બ્રહ્મા શંકર ને શેષથી મેં મારો જન્મ સફળ જાણ્યો;
તેઓને પણ સ્વપ્ને દુર્લભ ત વૈભવ મેં માણ્યો. ૩
જે પુરુષ કોઇને ન થાય વશ સાધને આરાધ્યો,
તેજ **દયાનો** પ્રીતમજી મને પ્રીત થકી લાધ્યો. ૪

## ગરબો.

ઉભા રહોને અલબેલડારે વહાલા કહુ તમને એક વાત,
છેલછબીલાજી.
આજ મંદિર માંહારે આવજોરે, વહાલા રંગભર રમવાને રાત.
અલબેલાજી.
વહાલા વચન રસિક રઢીઆલડારે તમે બોલો છો નંદલાલરે,
વહાલા મુખડું તમારૂ જોઇનેરે મુને ઘણુ આવે છે વહાલ. ૧
મારી તમસુ બાંધી પ્રીતડીરે મુને અતિ ઘણો થાય આનંદરે,
વહાલા માહારા તે મનમાં એમ રહો છો જેમ ચકોરને મન ચંદ્ર.૨

વહાલા અરુણ અસ્ત ક્યારે થશેરે, મારે મન ઘણો ઉચાટરે,
આજ દીપક મંદિરમાં ધરીને હું જોઉં છું તમારી વાટ. ૩
હળવા હળવા ચાલજોરે જેમ ચરણ શબ્દ ન હોયરે,
આજ મંદિર માહરે પરવરજો જેમ વાત ન જાણે કોય. ૪
એમ વ્રજવનિતાનાં વચન સુણીને હરિ આવ્યા પડતી રાતેરી,
વ્રજ વામાને મંદિર આવી ઉભા હળધર ભ્રાત. ૫
આનંદ પામી અંગનારે જ્યારે દીઠા શ્રીરણછોડ,
દાસ **દયા**નો પ્રભુ આજ મળ્યોરે માહારા પોત્યા મનના કોડ. ૬

## ગરબો.

ઊભા રહો તો કહું એક વાત મારા વહાલા,
મરડી જાઓ છો શાને મુખ રેજી ?
વચન દીધું તે વળ્યું નથી રે વહાલા,
હું જાંણું છું લાગ્યું તેનું દુઃખરે. ૧
વચન માંનો તો કહું એક મારા વહાલા,
વિચારો નથી મારો વાંકરેજી.
હું વહુંવારૂ બાળે વેશ મારા વહાલા,
અબળા માણસ ઘણું શું કહેજી. ૨
સાસરીયાં મુંને સહુ સાચવેરે વહાલા,
પરણ્યો નાં મુંકે મ્હારી પુંઠરેજી.
મારી સાસુડી ઘણી સેતાન છેરે વહાલા,
નણદી આગળ નાં નભે જૂઠરેજી. ૩
જ્યાં જાઊં ત્યાં જોડે થાય મારા વહાલા,
ગોરસ વેંચતાં સહીયર સોકરેજી.

માટે ટાહાડું નાંખ્યું છે તે તકવિનારે વહાલા,
ડર બહુ દુર્જન લોકરેજી. ૪
રૂપનું ગુંમાન રખે જાણતારે વહાલા,
આપની આગળ તો નથી તે રેજી.
તનમન અર્પ્યું તે દિવસનુંરે વહાલા,
જ્યારની નાખી છે નજર નેહ રેજી. ૫
ઢાંકી ધીકું છું રાતદિવસ મારા વહાલા,
આપને વિયોગે નથી ચેનરેજી.
ભાંણે ભોજન નથી ભાવતુંરે વહાલા,
નિદ્રા નાં આવે કરે શેંનરેજી. ૬
બીજી કસર નથી કાંઈ મારા વહાલા,
સમો જો મળે તો સુખ થાયરેજી.
એ ચેતવણી આઠે પહોર મારા વહાલા,
મનડું મહારૂં ન ક્યહું જાયરેજી. ૭
આજ આવી છે તક તેહ મહારા વહાલા,
પીયુડો પહોચ્યો છે પરગામરેજી.
મ્હારી નણદી વળાવી આજ સાસરેરે વહાલા,
મહીડું લેચ્યાનું અગત્ય કામરેજી. ૮
માટે સંધ્યાયે વહેલા આવજોરે વહાલા,
મળીશું બંસીબટ ચોકરેજી.
સંગે સખા ન કોઇ લાવશોરે વહાલા,
હું પણ નહીં રાખું સૈયર શોકરેજી. ૯

તેજ પ્રમાણે મળ્યાં બેહુ મહારા વહાલા,
પૂરણ અભિલાષ રમ્યા રંગરેજી.
પ્રસન્ન થયા જીવન **દયા** તણેરે વહાલા,
જીતીયે અજીત ને અનંગરેજી. ૧૦

ગરબો.

ઊભા રોહો અલબેલા વહાલા,
એમ છેક છકયા શું હીંડોજી ?
મનમાં મહેર ધરોની મારા વહાલા,
એમ આતુર જાણી શું પીડોજી. ૧

પીડા તુંને શી દીધી અમો અબલા તું
એમ શું અલબલ બોલેજી.
તારા ડહાપણમાં ખાંપણ લાગે છે,
તું તો દ્દઢ થઇને શું ડોલેજી. ૨

દાવ તમારો આવ્યો છે દામોદર,
જે કહેશો તે સાચુંજી.
જે પેહેલાં મેં તમને નાચ નચાવ્યા,
તે હું તમ આગળ નાચુંજી. ૩

એવું બોલવું તુંને ન ઘટે નારી,
તું નાચ્યાનું લેશે મા નામજી.
નિર્લજ્જ થઇને નાકજ ઘસવાં
તે તો અમ સરીખાનાં કામજી. ૪

વિરહ વેદના વેઠે તે જાણે,
વહાલા પ્રીત પીડા નથી સહેલીજી.
મ્હાંમાંને હું શીખામણ દેતી,
તે તો આજ થઈ છું ઘેલીજી. ૫
ઘેલી તુંને કોણ કહે છે હો ગોરી,
તારા ડહાપણનો નથી પારજી.
તે દહાડો વીસરી કેમ વામા ?
ઘેલા છો કહેતી નંદકુમારજી. ૬
કહ્યું તે કહ્યું તે માન્યું ના રહ્યું,
કાંઈ મોહ પામ્યું છે મારૂં મનજી.
અણગા જાણી અપરાધ સમાવો,
મેં તો સોંપ્યું છે તનમન ધનજી. ૭
મળ્યાં ને કોઈ ના મારે હો માનિની,
તું તો મનમાં કરતી વિચારજી.
**દયા**ના પ્રીતમ આલિંગન દઈ,
કહ્યું તું મારા હૈડાનો હારજી. ૮

## રાગ સોરઠ બિહાગ મિશ્રિત.

"ચાલ વહેલી અલબેલી પ્યારી રાધે" એની ચાલ.

શ્રી વૃંદાવનમાં થનકકાર થઇ થઇ.
શ્રી રાધાકૃષ્ણ રમે રાસ,
બીજું નહિ નહિ નહિ રે, શ્રી વૃંદાવનમાં. ટેક.

કે નુપુર ચરણ કનકવર્ણ ઝાંઝર જોડો,
કે ઘુઘરીઆળો આપે છે અકકેકો તોડો;
કે મોર મુકુટ મણિ વાંકડો અંબોડો,
કે કુંડલ કાન કુંડલ કાન,
ભ્રુકુટિ ભાન, તિલકતાન, નેનબાન, કંપમાન. ૧.

ફરૂ ફેઈ ફેઈ ફેઈ, શ્રી વૃંદાવનમાં.
વાગે તાલ ને કરતાલ મૃદંગ તાલી,
કોઇ તંબૂરો ને કોઇ મૃદંગવાલી;
સોળસહસ્ર ગોપિકા છે એક બાળી,
કે સુર સળકે, સુર સૂળકે;
ઘુઘરી ઘમકે, નાચે થનક થનક બલબલબલ,
લઇ લઇ લઇ લઇ રે શ્રી વૃંદાવનમાં. ૨
કે કર કટિએ દીધો છે વંક વાળી,
મદનગાન મુખ્ય ગાય છે વનમાળી;
કે બોલે બેન, [1]બોલે બેન,
અમૃત એન, સુધા [2]સેન, મોહનનેન પ્રકટ ચેન;
થકે નહિ હૃદય દઇ દઇ, દઈ રે, શ્રી વૃંદાવનમાં. ૩
કે મુકુટ માંહે રૂપ દીઠું છે રાધાએ,
કે મનમાં માનની વીમાસણ થાએ;
કે હુંથી છાની રાખી છે મુકુટ માંહે!
કે તે બહુ વહાલી, હઠ ઝાલી; બેઠી બાલી,

---

૧. બેન, વેણ, વાણી. ૨. સેન, કટાક્ષ.

[1]ઉઠી ચાલી, ઘુંઘરવાળી, ભટ ભાળી;
દયા પ્રભુ જે જે જે જે રે. શ્રી વૃંદાવનમા. ૪

શો રાસનો ચિતાર! તેમાંએ છેલ્લી કડીમાં તો કવિની ભાવનાએ આડોઆંક વાળી દીધો છે!! શ્રી રાધાજીએ પ્રભુના મુકુટમાં પોતાનું જ પ્રતિબિંબ જોયું અને તુરતજ શંકિત થયાં કે મુકુટમાં મારાથી કોઈ વધુ વહાલીને છુપાવી રાખી છે, અને હઠ કરીને પોતે માન કરી બેઠાં છે!

એથીએ એક બીજી રસભરી અપ્રસિદ્ધ ગરબી આ રહી.

## હીંચની ગરબી.

સાંભળની સહીયર મારી ગુજની એક ગોઠ સાંભળની સહી રે;
આગળ આવી રહી છે હોઠ સાંભળની સહી રે-ટેક. ૧
હું તો ગઇતી વૃંદાવન, મારગ જાતાં મળીયા જગજીવન; ૨
શું કહું તે સમાનું રૂપ, સમોવડ ન કો એ અનૂપ. ૩
અંગોઅંગ મધુરતાઈ, જોતામાં ગઇ લોભાઇ, ૪
રસિક રતનાળાં લોચન, વાંકી દૃષ્ટે વેંધ્યું તન. ૫
ચઢતું જોબન બાળે વેશ, સાંભળ સહીયર મારી; ૬
મોર મુકુટ ને કુંડલ કાન, પીતાંબર શોભે ભીને વાન. ૭
મુખડું શરદ કેરો ચંદ, જોતાં ઉપન્યો મન આનંદ, ૮
આરોગ્યાં હતાં તંબોળ, દીસે અધર રાતા ચોળ. ૯
મધુરી મુરલી મુખે વાય, મધ્યે મીઠડું મીઠડું ગાય; ૧૦

---

૧ બાલી, બાળા.

મોહન મૂરતિ સુંદર શ્યામ, છબીપર વારૂં કોટિ કામ. ૧૧
એવા કુંજગલીની માંહ, મને એકલા મળીયા ત્યાંહ, ૧૨
હું પણ એકલડી આજ, દેખતાં કંઈએક પામી લાજ. ૧૩
સામાસામી મળીયાં એમ, અંગોઅંગે વાધ્યો પ્રેમ; ૧૪
વાગ્યાં મોહ કેરાં બાણ, વિહ્વલ થઈ પીડયો પ્રાણ. ૧૫
તાલાવેલી લાગી તન, પેઠું મોહનમાં જઇ મન, ૧૬
શીતલ થઇ હું અંગોઅંગ, એવો દેખી મારો રંગ. ૧૭
હસી મુજ સામું જોયું શ્યામ, મુજને પૂછયું મારૂં નામ; ૧૮
હળવા હળવા આવ્યા પાસ, ત્યારે મુજને આવ્યું હાસ્ય. ૧૯
બીજું નહિ કોઈ તેણે ઠામ, એક હું બીજા સુંદર શ્યામ, ૨૦
પામ્યા મનગમતો એ લાગ, લુંટયો મદન કેરો બાગ. ૨૧
મળ્યાં ચિત્ત રુચ્યાં ફૂલ ને ફૂલ, માણ્યા મેવા અતિ અમૂલ્ય; ૨૨
ફૂલી હતી ઋતુ વસંત, માન્યું લુંટારાનું ચંત. ૨૩
રમીયાં રસભર્યાં બેઉ રંગ, નંદકુંવરને હું તો સંગ; ૨૪
દેખાડયું હૈયાથી બહુ હેત, સંભારે થાઉં છું અચેત. ૨૫
આપ પધાર્યા ગોકુલ ગામ, હું તો આવી એણે ઠામ, ૨૬
સાચું કહું જોડી બેઉ હાથ, મોહી છું નંદકુંવર સાથ. ૨૭
હું તો લાગું તારે પાય, તું જઇ વિનવ મારી માય; ૨૮
જેમ તેમ પુરુષોત્તમ પરણાવ, હૃદયથી વિરહ અગ્નિ સમાવ. ૨૯
વિહ્વલ થઇ રહી નહિ ધીર, લોચન ઢળકી આવ્યું નીર, ૩૦
કહેતામાં ધરણિ ઢળ્યું અંગ, સખીએ લીધી હૃદયાસંગ, ૩૧
શ્યામસું સહીયર બોલી વાણ, આમ શું આકુલ ધીરજ આણ. ૩૨

એને કેટલડું છે કામ, પરણાવું નિશ્ચે સુંદર શ્યામ; ૩૩
તું તો જાણતી નથી કોઇ વાત, મળી હતી મુજને તારી માત. ૩૪
તારે પણ થઇ એ પેર, મલ્યો તારો વિવાહ નંદને ઘેર, ૩૫
હરિને તિલક કરવા કાજ, બ્રાહ્મણ વાધ્યો તે સુણ આજ. ૩૬
હજી તું ગઇ નથી ભુવન, જાતાં આનંદ થાશે મન; ૩૭
તારો વર નંદનો કુમાર, દયાનો પ્રીતમ પ્રાણ આધાર. ૩૮

**रसो वै सः** એ શ્રુતિનિરૂપિત પ્રભુની રસલીલાનો, શુદ્ધ નિર્મલ પ્રેમનો કેવો આબેહૂબ ચિતાર છે! જે દિવ્ય રસમાં મહાનુભાવ શ્રી સૂરદાસજી જેવા સર્વ ત્યાગ કરીને ઉન્મત્ત બન્યા, શ્રી નરસિંહ મહેતા જેવા ભક્તો જે રસના સ્વાદથી તૃપ્ત થયા નહિ, તે રસની છોળો કહો કે ફુવારાઓ કવિશ્રીની વાણીમાં ઉદ્‌ભવી રહ્યા છે. આજનો જમાનો આ રસ ઝીલશે? તેની કાલ્પનિક નીતિ દિવ્ય શૃંગાર અને વિષયવાસનાનો વિવેક શિખવશે? કેવળ શૃંગારરસથી ભડકનારા અને દિવ્ય શૃંગારમાં પણ વિષયની સૂગ લાવનારા આજના જમાનામાં કવિ હૃદયમાં આ ભાવો ભાગ્યે જ પ્રતિબિંબિત બને, છતાં ઉત્તમ વસ્તુ તો દેખાડયેજ છુટકો છે.

# વૈરાગ્યજ્ઞાનમાહાત્મ્યનાં પદો.

ઢાળ.

શ્રીગુરુ મારા શેઠિયા, હું વાણોતર તેનો;
રાજા તો શ્રી રણછોડજી, આશરો એ બેનો. ૧
કિંકરી હું શ્રી કૃષ્ણની, કિંકર પણ હું કહાવું;
સર્વભાવે શ્રીજી ભજું, આશંકા નવ લાવું. ૨
શ્રીપુરુષોત્તમજી પિતા, ભક્તિ તો છે માત;
માધવજી શ્રી ભગવંતજી, ભક્તવત્સલ ભ્રાત. ૩
સ્વામી તો શ્રી નાથજી, સસરો શ્રી [1]વ્રજભૂપ;
સાસુ શ્રી યશોમતિ, જેઠ [2]હળધર રૂપ. ૪
[3]શ્રી નવનીતપ્રિયલાલ, સુતભાવે સેવું,
શ્રીહરિમાં સહુ સંભવે, દૂષણ ન દેવું. ૫
પીતાંબર પુત્રી કહું વાસુદેવ વહેવાઇ;
મિત્ર શ્રીમદનમોહનજી સાચ્ચી મિત્રાઇ. ૬
દાદાજી તો દયાનિધિ નારાયણ [4]નાના;
શ્રી હરિ મારા હિમાયતી અહીંના ને ત્યાંના. ૭
કાકા કેશવજી કહું મોહનજી મામા;
મધુસૂદન માસા ફુઆ [5]ફણિમર્દન નામા. ૮

---

૧. વ્રજભૂપ–વ્રજના–ગોકુલના રાજા શ્રી નંદરાયજી, ૨ હળધર–બળદેવજી, ૩. શ્રી નવનીત–માખણ જેને પ્રિય છે તેવા કૃષ્ણ–પતિ પણ તે અને પુત્ર પણ તે. શ્રી હરિમાં બધુંએ સંભવે! ૪. નાના–માતામહ–માના બાપ. ૫ ફણિમર્દન–કાલીય નાગને નાથનારા.

સ્નેહી તો શ્રીકૃષ્ણજી, મુરબ્બી મુરારી;
લાડપાલન લક્ષ્મીપતિ, વહાલા કુંજબિહારી. ૯
સગા સંબંધી શ્રી પતિ, જ્ઞાતિ શ્રી ગોકુલેશ;
દ્રવ્ય શ્રી દ્વારકાધીશ છે, વિદ્યા શ્રી વિઠ્ઠલેશ. ૧૦
શ્રીવર સાધન માહરૂં, ધર્મ ધર્મનું ધામ;
ભાગ્યભૂધર ધર ભાલમાં, સંગ સુંદર શ્યામ. ૧૧
આભૂષણ તો અનંત છે, પ્રભુજીવીકુલ (?)
સારંગધર શોભા બની, કર્ણ કરુણાકર કુલ ૧૨
પદ્માવતીપતિ[૬] પાણ છે, અલબેલો આનંદ;
રાધાવર રૂપ વસે, નેત્ર નંદનંદન; ૧૩
બલ મારૂં બલવીર છે, ગતિ ગિરિવરધારી;
જ્ઞાન મારે ગોવિંદ છે, વિવેક વિહારી; ૧૪
સર્વેશ્વર શીશ ઉપરે, સુખ સર્વના સ્વામી;
સારંગધરનું શરણ છે, આપ અંતર્યામી, ૧૫
રક્ષક રુકિમણીરમણ છે, ગુરુ ગોકુલચંદ્ર,
ચિંતન ચંદ્રાવલિપતિ ગાન શ્રી ગોકુલચંદ્ર. ૧૬
લલિતા પ્રિય પદ પ્રેમ છે, બીજું સર્વ અકારૂં;
દયો કહે શ્રી નાથજી સર્વસ્વ છે મારૂં. ૧૭

શ્રીકૃષ્ણભક્તના દિવ્ય કુટુંબનો સવિસ્તર ખ્યાલ આથી વધુ શો આપી શકાય ? આવું અલૌકિક કુટુંબ પ્રાપ્ત થયા

---

૬. શ્રીપદ્માવતીજીના પતિ શ્રી વિઠ્ઠલેશ્વર ( શ્રીવલ્લભાચાર્યજીના દ્વિતીય પુત્ર ).

પછી ક્લેશમય લૌકિક કુટુંબની સામુંએ કોણ જુએ ? આવા કુટુંબમાં સમાયલા કવિશ્રીને એક સામાન્ય માણસની જેમ જોવા એ શું ભકિતમાર્ગીય અપરાધ ન કહેવાય ?

શ્રીકૃષ્ણને પોતાનું સર્વસ્વ માનનારા કવિ શ્રી કહે છે:—

ગરબી, 'શ્યામ રંગ સમીપે ન જાવું' એ ચાલ.

શ્રીકૃષ્ણ સર્વનું સાર છે,
માનોની મન તો શ્રીકૃષ્ણ સર્વનું સાર છે. ટેક.
દુઃખીયાં ને સુખીયાં સહુનો એ બેલી,
નોધારાનો આધાર છે. ૧
કરુણાસિંધુ અનાથનો બંધુ,
ભકત માટે અવતાર છે. ૨
આફતવેળા એક એ નવ થાય અળગો,
બાકી સુખ—સાથી સંસાર છે. ૩
સ્વાર્થ વિના એ એક શામળોજ સંગી,
ભજતાને ભજે એ તો વહેવાર છે. ૪
વાર્યું નહિ માને તો હાર્યું માનશો,
જ્યારે ત્યારે એથી નિસ્તાર છે. ૫
**દયા**પ્રીતમજીશું પ્રીત કર વહેલો,
આ મનુષ્યાદેહ દિન ચાર છે. ૬

આવા સર્વસ્વરૂપ પ્રભુ મળતાંજ વિરહદગ્ધ કવિ કહે છે કે:—

'પ્રભુ ના ભજ્યા તેં રે અલ્યા પ્રાણી એ ચાલ. ધીરાની કાફી–
હાવાં નહિ મૂકું રે, મોહનજી વાત માનો ખરી,
ક્યાંથી મળો છોગાળા રે, ઓ અલબેલાજી ફરી ફરી. ટેક.
ઘણે દહાડે મારે હાથે ચડયા છો, મનગમતું સુખ લેશ;
ખટપટ મૂકી ખુશી થઇને, ગમશે ત્યારે જાવા દેશ,
જોર કરી જાશો રે, તો તત્ક્ષણ હું જઇશ મરી. હાવાં. ૧
જે કહું તે જગજીવન છો રે, મારે નથી અન્યનું કામ;
પ્રેમપયોધિ પાતળીયા રે, મારા વિરહદુઃખના વિશ્રામ,
ઝાઝું કહેવું શાને રે, જાજો તન તાપ હરી. હાવાં. ૨
તન મન મારૂં તમશું બાંધ્યું પ્રભુ ! હાવાં શું કરૂં વિશેખ ?
મારા ભાગ્યમાં છો તમે ભૂધર, લખ્યા વિધાતાએ લેખ;
ડરૂં ના દુર્જનથી રે, લજ્જા મેં તો મૂકી પરી. હાવાં. ૩
આતુર જનની આશ પૂરવી, ચતુરનું લક્ષણ એહ;
દાસ દયાનાં પ્રભુ, હું છું તમારી મેં તો તમને સોંપી દેહ,
પૂરો કોડ મનના રે, અમ પર મહેર કરી. હાવાં. ૪

પ્રભુને નિરખીને છેડો પકડી રાખનાર કવિશ્રી પ્રભુનાં નિર્દોષ અને પૂર્ણ–ગુણ–વિગ્રહ–સ્વરૂપનો અને જીવના દોષ ભરેલા સ્વરૂપનો પણ વિવેક બરોબર સમજે છે. જુઓ વિનતિનું દૈન્યપૂર્ણ આ પદ.—

રાગ કાફી–જંગલો.

શ્રીજી સુણો મુજ વિનતિ, ઘણો દુઃખી છું કોને કહું ?
વિપરીત ગતિ મારી મતિ, ઘણો દુઃખી૦ ટેક.

નથી પ્રપંચપ્રીતિ ભાગતી, નથી તમ વિષે રતિ જાગતી;
તમે સાક્ષિવત મારી આ ગતિ. ઘણો. ૧
મહાકલેશકારી સ્વભાવ છે, અટપટો અજિત પ્રભાવ છે;
નિજ કૃપાબલથી નિભાવ છે. ઘણો. ૨
સહુ ધર્મ સાધન રહિત છું, વિપરીત કૃતિ અઘસહિત છું;
ચિંતા અવિદ્યાગૃહીત છું. ઘણો. ૩
મન રહે ન અખંડ આપમાં, બળી મરૂં તે સંતાપમાં;
ચિત્ત વિકલ મચ્યું રહે પાપમાં, ઘણો. ૪
જીવ અશક્ય જોતાં રાંક છે, દુર્બ્યથા તે આડો આંક છે;
નિજ ઈચ્છા કે મુજ વાંક છે? ઘણો. ૫
બુડતો જાણી કર ગ્રહો, નીચો તદપિ નિજનો કહ્યો;
એવું લાગે ફરી શું મૂકયો વહ્યો. ઘણો. ૬
ગમે તો કરાવો ગમતી કૃતિ, ગમે તો કરો નિજ બલ ગતિ;
ઓ દયાલુ! થઇ છે હવે અતિ. ઘણો. ૭
ઉદ્વેગતા ઉર અતિ ઘણી, તેથી કશું ન શુભ આવ્યું બણી;
આજ્ઞા પળી નહિ તમ તણી. ૮
મુખે કહેતાં કશું નથી ફાવતું, નથી મળતું જે મન ભાવતું;
તેનું સાધન નથી બની આવતું. ઘણો. ૯
દયાનાથ ટાળ્યું દુ:ખ ટળે, હિરદે વસો મુજ ટાઢક વળે;
કરો કૃપા ચિત્ત તમથી ન ટળે. ઘણો. ૧૦

**ભજ મન મ્હારારે.** (એનો જોટો).

જોડી કર કહું છું રે હરિજંન સર્વ પ્રતિ,
કરો મુને કરુણારે દીન લહી વિનતિ;
જોડી કર કહું છું રે. ૧

શિવ સનકાદિક રમા શેષ વિધિ વ્યાસ નારદ એવ;
ધ્રુવ પ્રહ્લાદ પરાશર પુંડરીક વ્યાસ અંબરીષ શુકદેવ,
સૌકેરી વાળોરે મ્હારી કૃષ્ણ ચરણ મણિ.
જોડી કર કહું છું રે. ૨

અક્રૂર ઓધવ સર્વ ગોપીજન, કવિ જનક ચંદ્રહાસ;
ભરત સુધન્વા માર્કંડ શ્રુતદેવ સુધન્વા હરિદાસ,
વંદુ હું તો સૌનેરે સુરમુનિ યોગી યતિ.
જોડી કર કહું છું રે. ૩

શૌનક ભીષ્મ વિભીષણ અર્જુન વસિષ્ઠ વિશ્વામિત્ર;
રૂકમાંગદ હરિશ્ચંદ્ર વિદુર પરમ પવિત્ર,
પોતાનો પ્રીછીને પમાડો મુને રાધાપતિ.
જોડી કર કહું છું રે. ૪

વાલ્મીક હનૂમાન હરિ ભૃત્ય નમુ સમસ્તને ચરણે;
ભગવત ભક્ત સર્વ કરી કરુણા દેખાડો અશરણ શરણ,
**દયો** કહે હું તો હાર્યો રે સર્યું ના કાંઇ વતી.
જોડી કર કહું છું રે હરિજન સર્વ પ્રતિ. ૫

**પદ, રાગ ધીરાનો કાફી.**

(સાચું તે સગપણ રે સમજ મન શ્યામતણું એ રાગ).

પ્રભુ ના ભજ્યા તેં રેં અલ્યા પ્રાણી આ શું કર્યું;
ફેરો પડયો ફોગટરે મનુષ્યતનુ ધાર્યું ના ધર્યું, ટેક.
શો કરાર હરિ આગળ કીધો તો યહાં કયમ વિમુખ થયો,
ઘણો કાળ ભટકયો ભાઈ ભવમાં માયામાં પચી રહ્યો.
કહેની કશું કારજરે અધમ તારૂ તેથી સારૂ. પ્રભુ ના ભજ્યારે. ૧

વિષયતણું સુખ સઘળે છે, તું જ્યાં જઇ જન્મ ધરેશ;
મનુષ્યાદેહ પાખે મૂરખ હરિ, વણ સુખ ક્યાં લેશ.
રત ઉડીરે પછી હતું તેમ ઠર્યું. પ્રભુ ના ભજ્યા તેરે. ૨
ત્હારા ભુવનમાં ચોરી થાય છે, તું નવ જાણે કશું;
જો સમજે તો જો સંભાળી ઘણુંએ દ્રવ્ય ખસ્યું,
સહેજે સાચવી લેરે વેહેલુ ધન હર્યું તે હર્યું પ્રભુ ના ભજ્યારે.૩
કાયર થઇને કૃષ્ણ ના સમર્યા ભાવે ભક્ત સંસાર;
જાવું પૂરવ દિશાએ ચાલ્યો પાશ્ચમે તેને પછી ક્યાંહાં પાર,
**દયા** જો વિચારીરે ભજનવિના કોણ તર્યું, પ્રભુ ના ભજ્યારે. ૪

પદ.

ભજ મન મ્હારારે રામકૃષ્ણ ગોવિંદ હરી,
તમે સમોવડયરે નથી અન્ય કરી, ભજ મન મ્હારારે. ૧
રઘુનંદન રાજીવદ્રગ રાઘવ રઘુનાયક રઘુવીર,
રઘુપતિ રઘુકુલતિલક રમાધર રાવણ રિપુ રણધીર;
જાનકી વલ્લભ રે જપો તેને ભાવ કરી ભજ મન મ્હારારે. ૨
કમળાવર કેશવ કંસારી, કમલનયન કમલેશ,
કૌસ્તુભધર કૌમોદકી ધારી કરુણાનિધિ હૃષીકેશ;
મધુકૈટભમર્દનરે, રટોની ચિત્તમાં ધરી ભજ મન મ્હારારે. ૩
પદ્મનાભ પુરુષોત્તમ પરબ્રહ્મ, પૂરણાનંદ અનંત.
પુષ્કરાક્ષ પદ્માક્ષ પીતાંબર ધારી પદ્માકાંત;
સ્નેહે કરો સમરણરે, કારજ સહુ થશે ભરી ભજ મન મ્હારારે. ૪
માધવ મધુસૂદન મારા બાલ મુકુંદ મેઘ શ્યામ,
કહે દયો દોલત લુંટે તેની સમજે સુધરશે કામ;
બેસી નાવ નામ્યોરે સંસાર સિંધુ જાની તરી. ભજ મન મ્હારારે.૫

## રાગ ધન્યાશ્રી.

કૃપા દૃષ્ટિ કરો કૃપાનાથ ઉપાય બીજો નથી,
માહારો નિજ બળે ઝાલો હાથ ઉપાય બીજો નથી. ટંક.

શાસ્ત્ર રીતે નહી સંભવે, હું છું દુષ્ટ મતિ માહારી ભ્રષ્ટ,
દુષ્ટ દયાલ છો નામ તમારૂ ઘો દરસન કરો દૂર કષ્ટ
ઉપાય બીજો નથી. ૧

કપટ વેશ ધર્યો કોળી તમારો ભોગવી નૃપકન્યાય,
તેહેની સાહાય કરી હરી મળીયા મુજને મળો તે ન્યાય
ઉપાય બીજો નથી. ૨

સાધન વશ નથી હોશો કદા તોહે સાધન છે નહી લેશ;
સર્વાશા પૂરક છો તેના તે મુજને મળો શ્રીરાધિકેશ
ઉપાય બીજો નથી. ૩

રાધાવર તમને રીઝવે એવું જકતમાં છે નહી કોઈ;
જ્યાંહાં જ્યાંહાં રીઝન છે ત્યાં આપ ઇચ્છા કરાવ્યું
તમારૂ તેથી હોય, ઉપાય બીજો નથી. ૪

કુબજા શું સાધન મધુપુરી માળી, પાંડવ પુંશ્ચલી વ્યાધ;
ગીધ અજામેળ ઈંદ્ર પૂતના મળમાસ ક્યાંહાં ગણ્યા બાધ,
ઉપાય બીજો નથી. ૫

કુકર્મ માહારાં નાંખો કુવામાં જાણી શ્રીવલ્લભદાસ;
મળી અભિલાખ પુરો સહુ માહારા નિજ કરી રાખો પાસ,
ઉપાય બીજો નથી. ૬

અયોગ્યને યોગ્ય કરાવો છો સમર્થ શું ન થાય કરો આપ;
માહાપ્રભુ શરણુ છું પ્રસન્ન સહજ શીઘ્ર થઈ ટાળો
સર્વ સંતાપ, ઉપાય બીજો નથી. ૭

સઘળી વાતે હું તો હારી ગયો છું, વિચારી લ્યો અંતરયામી;
સહજ કોડ માહારા કોણ પૂરશે તમ વિના શ્રીજી સ્વામી,
ઉપાય બીજો નથી. ૮

આપ વિયોગે વિકળ રહું છું કયહું નહીં લાગતું મંન;
ભાવો ભાવ્યું એવાં લક્ષણ બીજાં દેઇ રાખે નિકટ
મદનમોહન, ઉપાય બીજો નથી. ૯

દેહાધ્યાસ ગળે પડયો નથી છુટે જ્યમ અમલી ને અફીણ;
ગમતર હોય તો ગ્લાંની શીદ આવે પણ શું કરૂં
બળહીણ, ઉપાય બીજો નથી. ૧૦

અવળું તે સરવ સેહેજે થાય સવળું, આપ પ્રસન્ન જો થાવો;
સહજ કૃપાકર બરદ તમારૂં છે, મુજ વેળા શું ભૂલી જાઓ,
ઉપાય બીજો નથી. ૧૧

વ્રજપતિ કાંને ધરો માહારી વિનતિ કરો હૃદેમાં વિચાર;
આપ વિના કોઈ છે કોહો માહારે સમજી લગાડો શું વાર,
ઉપાય બીજો નથી. ૧૨

બાળક રૂપ મળ્યું મુને સરવેને સાધક છે નહીં કોઇ;
**દયા** પ્રીતમ એક ઓથ તમારી કોહોને કહું દુઃખ રોઇ,
ઉપાય બીજો નથી. ૧૩

## સમાપ્ત.

